શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા, નંબર ૪૬

# શ્રી પંચપરમેષ્ઠિ ગુણ રત્નમાળા.

(શ્રી મંત્રરાજ કલ્પમહોદધિના ૧૦૮ ગુણોરૂપી રત્નોનું
તત્ત્વજ્ઞાનની અનેક હકીકત અને કથાઓ યુક્ત વિસ્તાર
પૂર્વક વિવેચન)

પ્રસિદ્ધકર્ત્તા

શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર

વીર સંવત ૨૪૪૯ આત્મ સંવત ૨૭ વિક્રમ સંવત ૧૯૭૯




પ્રાત સ્મરણીય, સકળમંત્રશિરોમણિ અનેક ગુણરૂપ મહોદધિ, ચૌદ પૂર્વના સારભૂત પંચપરમેષ્ઠી નમસ્કાર મહામંત્ર કે જેનો મહિમા કલ્પવૃક્ષ કરતા પણ અધિક શાસ્ત્રકાર મહારાજે વર્ણવેલ છે આ લોક અને પરલોકની અભિષ્ટ સિદ્ધિના માટે ધ્યાન કરવા યોગ્ય પણ છે તેનો એક અક્ષર સાત સાગરોપમ એક પદ પચાસ સાગરોપમ અને સમગ્ર મંત્ર પાંચસો સાગરોપમના પાપોનો નાશ કરે છે નવલાખ જાપ વિધિ પૂર્વક જપ કરતા નર્કનું નિવારણ કરી ભવનોપાર-મોક્ષ પામે છે એમ અપૂર્વ મહિમા શાસ્ત્રમા વર્ણવેલ છે

આ મહામંગળકારી પંચપરમેષ્ઠિરૂપ નવકાર મંત્ર કે જેના ૧૦૮ ગુણો હોઇને તેનો ચમત્કાર-પ્રભાવ-તથા તેના ફળનું ઉદાહરણ પૂર્વક વિસ્તારથી વર્ણન શ્રી જૈન સૂત્રો અને ગ્રંથોમા આપ્ત પુરુષોએ કહેલ છે કે જેના અભ્યાસ અને આરાધનથી માનવ જન્મ સફળ થાય છે

જિનેશ્વર ભગવાને કર્મની નિર્જરા માટે-આત્માના મોક્ષમાટે-ધ્યાનતપ ઉત્કૃષ્ટ ક્રિયા કહેલી છે અને ધ્યાન પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનુ થઇ શકે છે આ ગ્રંથમા શ્રીપંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનુ અપૂર્વ વર્ણન આપવામા આવેલ છે પંચપરમેષ્ઠી શ્રીઅરિહંત સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, અને સાધુ મુનિરાજ અને તેના અનુક્રમે બાર આઠ છત્રીશ, પચીશ અને સતાવીશ ગુણો મળી ૧૦૮ ગુણો થાય છે કે જેનુ નવકારવાળી દ્વારા ધ્યાન થઇ શકે છે, આ ૧૦૮ ગુણોનુ જાણપણુ સર્વ કોઇને ન હોઇ શકવાથી હાલ ઘણે ભાગે નવકારવાળીમા માત્ર નવકાર મંત્રનુ એક એક પારે એક સ્મરણ થાય છે, પરંતુ શાસ્ત્રકાર મહારાજનુ કથન પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણના વર્ણનનુ સ્મરણ નવકારવાળી દ્વારા મોક્ષ મેળવવા માટે કરવાનુ ફરમાન છે, જેથી ભવ્યજનોના ઉપકાર નિમિત્તે પોતાના પૂજ્ય ગુરુરાજ શ્રી જિનલાભસૂરિની આજ્ઞાથી શ્રી ખરતરગચ્છના વિદ્વાન મુનિરાજ શ્રી રામવિજયજી ઉપાધ્યાયજીએ આ અપૂર્વ ગ્રંથની રચના કરી છે આ ગ્રંથના કર્તા મહાત્મા રામવિજયજી ઉપાધ્યાય એક વિદ્વાન મુનિશ્રી હતા એમ આ ગ્રંથ વાંચનારને સ્હેજે માલુમ પડશે કારણકે શ્રીપંચપરમેષ્ઠીના-૧૦૮ ગુણોના વર્ણનમા અનેક ચમત્કારી કથાઓ દ્રવ્યાનુયોગની હકીકતો, શાસ્ત્રોની સાક્ષીઓ આપીને જીજ્ઞાસુ માટે અલૌકિક રચના કરી છે આટલી

હકીકત આ ગ્રંથની મહત્વતા તથા રચના માટે આપી હવે તેની અંદરની હકીકતનું ટુંક વિવેચન કરીએ છીએ

આ ગ્રંથમાં અરિહંત, સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મહારાજ એ પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનું વર્ણન આપવામાં આવેલ છે

પ્રથમ અરિહંત ભગવાનના ૧૨ ગુણનું વિવેચન કરતા પહેલાં વિસ્તારથી અનેકની અંદર રહેલા લોકનું સ્વરૂપ દ્રષ્ટાંત પૂર્વક સરસ રીતે બતાવવામાં આવેલ છે, કારણકે લોકમાં રહેનાર એવા અરિહંત ભગવાનના ગુણનું પ્રથમ વર્ણન કરવાનું છે ત્યારબાદ આઠપ્રાતિહાર્ય અને ચાર મૂલાતિશયો મળી, બાર ગુણો જે પ્રથમ પદ શ્રી અરિહંત ભગવાનના છે તેનું વીવેચન કરેલું છે આઠ પ્રાતિહાર્યનું સામાન્ય સ્વરૂપ બતાવી ચાર મૂલાતિશય પૈકી પ્રથમ જ્ઞાનાતિશય બતાવી બીજા પૂજાતિશયના વર્ણનમાં પ્રભુના સમવસરણની રચના કે જે દેવો કરે છે તે સમવસરણની રચનાનું સ્વરૂપ એટલા વિસ્તારથી કરવામાં આવ્યું છે કે જે ખાસ વાંચવા અને જાણવા જેવું છે તેટલુંજ નહિ પરંતુ તે વિસ્તાર પૂર્વક વર્ણન વાંચતા શ્રી અરિહંત પરમાત્માની પુણ્યપ્રકૃતિમાં સાનંદાશ્ચર્ય થવા સાથે હૃદયમાં અરિહંત પરમાત્મા પ્રત્યે ભક્તિ રસનો જમાવ થાય છે ત્યારબાદ ત્રીજા એ વચનાતિશયમાં જે ૩૫ પ્રકારના ગુણો છે તે સ્પષ્ટ બતાવવા સાથે ચોથા અપાયાપગમાતિશયનું વર્ણન આપી શ્રી અરિહંત-પરમાત્માના બાર ગુણોનું સરલ સુંદર અને હિતકર વર્ણન જણાવી તે વિભાગ પૂર્ણ કરેલ છે

૨ બીજા ભાગમાં શ્રી સિદ્ધ ભગવંત કોને કહેવા ? તેનો સામાન્ય અર્થ બતાવી આઠકર્મના ત્યાગ થવાથી ઉત્પન્ન થયેલ આઠ ગુણોનું વર્ણન બતાવવામાં આવેલ છે

જીવનું મુખ્ય લક્ષણ જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરે તે જ્ઞાનાવરણીય વગેરે આઠ કર્મથી અવરાઇ ગયેલ છે તે મનુષ્ય જન્મ રૂપી શુભ સામગ્રી પામી પોતાના સ્વરૂપને મેળવવા કેવી કેવી રીતે આશ્રવ રૂંધી સંવર આદરી તપવડે નિર્જરા કરી ત્રિયોગ રૂંધી, શૈલેશી નામના કરણવડે સ્થિર થઇ છેવટે, તેર અથવા બાર કર્મ પ્રકૃતિ ખપાવી મોક્ષે જાય છે એટલે સિદ્ધસ્વરૂપ કેમ પ્રકટે છે ? તે પ્રથમ બતાવવામાં આવેલ છે તેવા પરમાત્મારૂપે પરિણામ પામેલા શ્રીસિદ્ધ ભગવંતના આઠ ગુણો ૧ અનંતજ્ઞાન ૨ અનંતદર્શન ૩ અવ્યાબાધપણું ૪ ક્ષાયક સમકિત, ૫ અક્ષયપણું, ૬ અરૂપીપણું ૭ અગુરુલઘુપણું, અને ૮ અનંતવીર્ય કે જે અનુક્રમે જ્ઞાનાવરણીય કર્મ ખપવાથી અનંતજ્ઞાન એમ આઠમા અંતરાયકર્મ ખપવાથી અનંત વિર્યગુણ પ્રગટ થાય છે, તે ઉપર બતાવેલા આઠ ગુણનું વર્ણન રીતે સાથે સુબોધક અને આલ્હાદ ઉત્પન્ન કરે તેવું ગ્રંથ કર્તા મહાશયે બતાવેલ છે

હવે ત્રીજા પદમા શ્રી આચાર્ય મહારાજના ૩૬ ગુણોનુ વર્ણન આપવામાં આવેલ છે પ્રથમ આચાર્ય મહારાજ કોને કહેવા ? તે સામાન્ય રીતે બતાવેલ છે પછી આચાર્ય મહારાજના ૩૬ ગુણોનુ નામ આપવામા આવેલ છે કે જે એક છત્રીસી કહેવાય છે જૈન શાસ્ત્રમા તો તેવી છત્રીશ છત્રીશી એટલે જુદી જુદી રીતે ૧૨૯૬ બારસો છન્નુ ગુણોનુ વર્ણન કરવામા આવેલ છે

આ સભા તરફથી તે ગુરુગુણ છત્રીશીના નામથી મૂળ અને ગુજરાતી ભાષાન્તર સાથે છપાવવામા આવેલ છે આ પ્રથમ માત્ર ( એક છત્રીશી ) ૩૬ ગુણોનુ વર્ણન આપવામા આવેલ છે તેમા પહેલા ગુણ કે જે આર્યદેશ કહેવાય છે તેમા ઉત્પન્ન થયેલા આચાર્ય મહારાજ કેવા હોવા જોઈએ ? તેમ બતાવી તે આર્યદેશ સાડી પચીશ છે, તેના નામો તેના મુખ્ય નગરનાં નામો તેમાં કેટલા કેટલા ગામો છે તેનુ વીસ્તારથી વર્ણન આપવામા આવેલ છે કે જેથી જૈન શાસ્ત્રની ભુગોળ વિદ્યાનુ થોડુ ઘણુ તે ભાન કરે છે અને તે પણ ખાસ જાણવા જેવા છે તે પછી બીજા ત્રીજા ગુણ કુળ જાતિનુ વર્ણન આપતા ચોથા ગુણ રૂપનું વિવેચન કરતા વજ્રસ્વામીની કથા આપી તે ગુણનુ કથન પૂર્ણ કરે છે પાચમો ગુણ દૃઢ સહનન છઠ્ઠો ધૃતિયુક્ત, સાતમો આશસા રહિતપણુ આઠમો અવિકત્થન નવમો માયા રહીતપણુ દશમો સ્થિર પરીપાટી ( સૂત્રાર્થ ભુલે ન ભુલે તેવા ) અગીઆરમો સર્વ કોઇ પોતાના વાક્યને ગ્રહણ કરે તે બારમો સભાને જીતનાર ૧૩ મો નિદ્રાને જીતનાર ૧૪ મો મધ્યસ્થ ૧૫ મો દેશ, ૧૬ મો કાળને જાણનાર તેનુ વર્ણન આપી, ૧૭ મા ગુણ ભાવને જાણનાર એટલે આપના મનનો અભિપ્રાય જાણનાર એટલે બીજાના મનના અભિપ્રાયની અનુકુળતાએ પ્રવર્તન કરનાર, જે કમળને બોધ કરનાર સૂરિના જેમ નીપુણ કહેવાય છે તે કમળનો બોધ કરનાર સૂરિનુ રમ્ય પૂર્વક દ્રષ્ટાત આપી આ ગુણને સારી રીતે સમજાવેલ છે જે ખાસ પઠન કરવા યોગ્ય છે

અઢારમો ગુણ આસન્નલબ્ધપ્રતિભ—એટલે અન્ય દર્શનીએ પોતાનો પક્ષ અંગીકાર કર્યો હોય તે વખતે તરતજ તેનુ નિરાકરણ કરવામાં—પ્રત્યુતર દેવામા જેમની બુદ્ધિ, શક્તિ, નિપુણતા તે સૂરિપણાને યોગ્ય છે તે ઉપર પરદેશી રાજાને બોધ કરનાર શ્રીમાન્ કેશીગુરૂ અને પરદેશી રાજાની વિસ્તાર પૂર્વક અને ગ્રહણ કરવા લાયક સુદર કથા આપી આ ગુણનુ વર્ણન પૂર્ણ કરેલ છે ત્યાર બાદ પાંચ પ્રકારના આચાર કે જે જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર તપાચાર અને વિર્યાચાર કરી યુક્ત હોય તેનુ વિવેચન વીશ એકવીશ બાવીશ તેવીશ અને ચોવીશના ગુણમાં બતાવી પચીશમા ગુણમા સૂત્ર અર્થ અને તેબન્નેને જાણનાર હોય તે બતાવેલ છે ત્યારબાદ આહરણ-દ્રષ્ટાંત નિપુણ હેતુ નિપુણ ઉપ

નય નિપુણ અને નયનિપુણ એવા નામના અનુક્રમે છત્રીશ સત્તાવીશ-અઠ્ઠાવીશ અને ઓગણત્રીશમા ગુણોનું વર્ણન કરવામા આવતા આ ગ્રંથના મહારાજે તે ચારેમાં નિપુણ હોય તે આચાર્ય મહારાજ કહેવાય છે, તેમ જણાવેલ છે

ઉપર બતાવેલ આહરણ ગુણના ચાર ભેદો અને તેના પ્રતિભેદો માટે, શ્રી સ્થાનાંગ સૂત્રો તથા શ્રી સુયગડાંગ સૂત્રો વગેરેની સાક્ષી તો અને અનેક દ્રષ્ટાંતો-કથાઓ સાથે વર્ણવેલ છે જેમા અભયકુમાર-સુભદ્રા-ચંદનબાળા અને મગાવતી, નગદામ વણકર પ્રદ્યોતરાજા વગેરે કથાઓ આપી તે ગુણોનુ વિસ્તારથી વર્ણન કરવામા આવેલ છે સત્તાવીશમા ગુણ હેતુનિપુણના ભેદોનુ વર્ણન કરતાં તેના ચાર ભેદમાં પ્રત્યક્ષ અને પ્રત્યક્ષ પ્રમાણનું અને તેના પ્રકારોનું વિવરણ કરવામા આવેલ છે અઠ્ઠાવીશમો ગુણ ઉપનય-જે પ્રયોજન દ્રષ્ટાંતોવડે દ્રઢ કર્યો હોય-તેજ અર્થને કહેવાને જણેલા દ્રષ્ટાંતિકમા લઈ જવો-જોડવો કરી તે ઉપનય કહેવાય છે એમ તેનો મામા પ અર્થ બતાવી જૈન શાસ્ત્રમા જે જબુ સ્વામીના ચરિત્રમા જે ઉપનય કર્યો છે તે કથા દ્વારા બતાવી પછી ઓગણત્રીશ મો ગુણ નયનિપુણ તે નય સાત છે તેના નામો અને તેનુ સંક્ષિપ્ત વિવેચન કરેલ છે ત્રીશમો ગુણ આહરણાદ્વાર-ભવ્યોને હિતોપદેશ દેવાની શક્તિ તેમાં કુશળતા તેનુ વિવેચન કરી તેના ઉપર નંદિષેણની કથા આપવામા આવેલ છે ત્યારબાદ સ્વસમય પરસમય-સ્વપર સિદ્ધાન્તને જાણનાર એવા એકત્રીશ તથા બત્રી શમા ગુણનુ વિવેચન કરવામા આવતા તેમા અન્યમત-ક્રિયાવાદીના ૧૮૦ ભેદ અક્રિયાવાદીના ૮૪ અજ્ઞાનવાદીના ૬૭ અને વિનયવાદીના ૩૨ મળી કુલ ૩૬૩ મતોનુ સ્વરૂપ શ્રી ગ્રથકર્તા મહાનુભાવે વિસ્તારથી આપેલ છે જેમા અન્ય અન્ય દર્શનના ઉપરના ચાર ભેદોમા શી રીતે સમાવેશ થાય છે ? તે બતાવવા સાથે ૧ બૌદ્ધ ૨ નૈયાયિક ૩ વૈશેષિક ૪ ચાર્વાક ૫ જૈમિનીય-મિમાંસક ૬ સાંખ્ય વગેરે દર્શનના પ્રમાણ-પ્રમેય-તત્વપ્રણેતા વગેરેનુ વિસ્તારથી વર્ણન આપ વામા આવ્યુ છે જે દર્શનના સ્વરૂપ અને તત્વજ્ઞાનના અભ્યાસી અને જીજ્ઞાસુઓ માટે ખાસ ઉપયોગી હોવાથી પઠન કરવાની ખાસ આવશ્યકતા છે

તેત્રીશમો ગુણ ગભીરપણુ—જીવોના હૃદયનો ભાવ જાણી શકે, એટલે કોઈએ પોતાનો દોષ પ્રાયશ્ચિત લેવા પ્રગટ કર્યો હોય તે લોકમા પ્રગટ ન કરે તે તેમજ દિપ્તિમાન એટલે પર દર્શનીઓ પરાભવ ન કરી શકે તેવુ તેજસ્વીપણુ એ ચોત્રીશમો ગુણ સંક્ષિપ્તમા બતાવેલ છે ત્યારબાદ ઉપદ્રવનો નાશ કરનાર-જેમ શ્રી ભદ્રબાહુ સ્વામીએ સંઘના માટે ચ જૈન શાસનની ઉન્નતિ કરવાના હેતુથી ઉપદ્રવનો નાશ કર્યો હતો તે પાત્રીશમા ગુણનુ વર્ણન કરતા શ્રી ભદ્રબાહુ સ્વામીની નાથ કથાની ચમત્કારિક કથા આપવામા આવતા છત્રીશમો ગુણ સામ્યનુ કરી શ્રીઆચાર્યમહારાજની આઠ પ્રકારની સમૃદ્ધિ સંપદાનુ વર્ણન બતાવી

આચાર્ય ભગવાનના ચાર કર્મો ૧ સારણા—ગચ્છના મુનિઓની વારંવાર સંભાળ કરી ક્રિયામાં યત્ન કરાવવો—૨ તેઓના ચારિત્રમાં અતિચાર અનાચાર થતો હોય તેનું નિવારણ કરાવવું તે વારણા, ૩ સાધુઓમાં પ્રમાદ રહેતો હોય તો તે દુર કરાવી સં માર્ગે પ્રવર્તાવવા તે—ચોયણા અને છેવટે કઠોર વચનોએ કરીને સત્‌-ક્રિયામાં પ્રવર્તાવવા તે—પડિચોયણા કહેવાય છે તે પ્રમાણે આચાર્ય શરણે રહેલા સાધુઓના દોષોનું જો નિવારણ ન કરાવે તો—જ્ઞાનાદિક ત્રણ રત્નોથી આચાર્ય ભ્રષ્ટ થયા કહેવાય છે એમ બતાવી તે ઉપર એક દ્રષ્ટાંત આપી આચાર્ય ભગવાનના ૩૬ ગુણોનું વર્ણન પૂર્ણ કરવામાં આવે છે આ ત્રીજા વિભાગમાં ઘણુંજ જાણવા, સમજવા અને ગ્રહણ કરવા યોગ્ય હોવાથી અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી છે

હવે ગાથા ૫ શ્રી ઉપાધ્યાયજી મહારાજ કે જે અગીયાર અંગો અને ચૌદ પૂર્વોને પોતે સૂત્ર અને અર્થથી ભણે અને બીજાને ભણાવે જે આ મને હેતુથી પચીશ ગુણોને ધારણ કરનાર છે તેટલો સામાન્ય અર્થ કહી તેમને નમસ્કાર કરી ગ્રંથકર્તા મહારાજ વિસ્તારથી તે ગુણનું વિવરણ કરે છે પ્રથમ અગીયાર અંગો—આચારાંગ સૂત્ર વિગેરેના શ્રુત સ્કંધ અધ્યયન ઉદ્દેશા, પદો તે દરેક નામો સાથે તે કેટલા છે તેમજ તેની વૃત્તિ ચુર્ણિ અને નિર્યુક્તિ વિગેરે પંચાંગીનું શ્લોક પ્રમાણ આપી તેમાં શું શું અધિકાર આવેલ છે તે સાથે તેના તપના દીવસો કેટલા છે અને તે ચારિત્ર લીધા પછી ક્યારે ભણાય છે, તે વગેર બહુજ વિસ્તારપૂર્વક આપવામાં આવેલ છે, ત્યારબાદ બારમા દ્રષ્ટિવાદાંગસૂત્ર અને ચૌદપૂર્વનું વર્ણન કરવામાં આવેલ છે એ પ્રમાણે પચીશ ગુણોનું વર્ણન કરી દૃષ્ટિવાદની સુચિમાં ૮૫ બીજા સિદ્ધાંતો જે વર્તમાન કાળે છે તેના નામો પણ આપવામાં આવેલ છે ત્યારબાદ કાલિકસૂત્ર તથા ત્રણે સંધ્યા સિવાયના બીજા કાળમાં જે સૂત્રો ભણાય છે તથા વ્યાખ્યાન કરાય છે જેને ઉત્કાલિક સૂત્ર કહેવાય છે તેના તથા દશ પ્રકિર્ણકોના તથા ચારમૂલસુત્રોના તથા ૭ છેદ સૂત્રોના નામો આપી એટલે કે આ પદના ગુણોના વિવરણમાં જૈન આગમો—સૂત્રોનો અધિકાર બતાવી શ્રી ઉપાધ્યાયજી મહારાજના ગુણોનું વર્ણન પૂર્ણ કરવામાં આવેલ છે આ પદનું વિવેચન આગમો અને તેના અધિકારનું વર્ણન જાણવા માટે ખાસ ઉપયોગી છે

સત્તાવીશ ગુણે કરી બીરાજમાન એવા પંચમ પદે શ્રી સાધુ મુનિરાજના તે ગુણોનું વર્ણન છેવટે આ પદમાં આપવામાં આવેલ છે પ્રથમ તે સતાવીશ ઉત્તમ ગુણોના ધરનારને મુનિરાજ કહેવાય તેમ સામાન્ય વ્યાખ્યા કરી પછી સતાવીશ ગુણો—૫ પંચમહાવ્રતો ૫ પંચેન્દ્રિય નિગ્રહ ૪ ચાર કષાય વિવેક, ભાવસત્ય કરણસત્ય કે જેને ક્રિયા કહેવાય છે તે ૭ આવશ્યકરૂપ તથા સમિતિ ગુપ્તિ વિગેરે રૂપ છે તેનું વિવેચન કરી બેતાલીશ દોષ રહિત આહાર પાણીની

મનોજ્ઞ કરવાની મુનિશ્રીને હોવાથી તે હેતુનું વર્ણન કરવામાં આવેલ છે ત્યાર પછી સત્તરમો ગુણ યોગસત્ય, અઢારમો ક્ષમા, ઓગણીશમો વિરાગતા ૨૦-૨૧-૨૨ મન-વચન અને કાયા સમાહરણતા ત્રેવીશમો ચોવીશમો અને પચીશમો જ્ઞાન દર્શન અને ચારિત્ર સંપન્નતા છવીશમો વેદનાધ્યાસનના વર્ણન કરી તેના વર્ણનમાં બાવીશ પરીસહની હકીકત જણાવી, છેલ્લા ૨૭ મા ગુણ મારણાન્તિક અધ્યાસનતાની હકીકત જણાવી આ સૂત્રમાં કહેલ ગુણોનુ વર્ણન સમાપ્ત કરવામાં આવે છે તે સિવાય પ્રકરણોને વિષે બીજા પ્રકાર સત્તાવીસ ગુણો જણાવેલા છે જેવા કે પંચમહાવ્રતનો, રાત્રિ ભોજન ત્યાગ છકાય રક્ષા પાચ ઇન્દ્રિયો તથા લાભનો નિગ્રહ, ક્ષમા ભાવવિશુદ્ધિ પ્રતિલેખના સંયમ યોગને વિષે યુક્તિ-અકુશલ મન વચન કાયાનો નિરોધ શીત ઠંડી પીડાને સહન કરવી-પરિસહો જીતવા-મરણાંત ઉપસર્ગને સહન કરવો એ રીતે ૨૭ ગુણોનો જણાવી તે પાળનારા મુનિરાજ જેવા પ્રકારના હોય છે તે આપપાતિક ઉપાંગમાં જે પ્રકારે જણાવેલ છે તેનુ વર્ણન ગ્રંથકર્તા શ્રીમાન્ અહિં બતાવે છે તેમાં લબ્ધિઓનુ વર્ણન, કેટલાક પ્રકારના તપોના નામ અને તે કરવાનો વિધિ અને સાધુ પડિમાનુ વર્ણન બતાવી ભગવંત શ્રમણ મહાવીર સ્વામીના શિષ્યો કેવા ઉત્તમ પ્રકારના મુનિઓ હતા ? તે પણ સાથે બતાવી પંચમ પદ શ્રી મુનીરાજના ૨૭ ગુણનુ વર્ણન અત્રે પૂર્ણ કરવામાં આવે છે

આ ગ્રંથમાં પંચ પરમેષ્ઠિના ગુણાનું વર્ણન કરવામાં આવેલ હોવાથી આ ગ્રંથનુ નામ ગુણમાલા રાખવામાં આવેલ છે આ ગુણોનુ એક ચિત્તે અધ્યયન અને ધ્યાન કરનાર કોઈ પણ પ્રાણી તેવા તેવા પ્રકારના ઉત્તમ પદ પ્રાપ્ત કરે છે નવકાર મંત્ર કે જે ચૌદ પૂર્વનો સાર અને સકલ મંત્ર શિરોમણિ કહેવાય છે તેનો જપ કરનાર મનુષ્યોએ આ પંચપરમેષ્ઠીના ગુણોનુ સ્મરણ થવા-પ્રાપ્ત થવા આ ગ્રંથ અવશ્ય ભણવા તથા સાંભળવા યોગ્ય છે એમ ભાર દઈને નિશ્ચયપૂર્વક આ ગ્રંથકર્તા મહારાજે ગ્રંથના છેવટના ભાગમાં જણાવેલ છે

આ ગ્રંથનુ પઠન પાઠન-અભ્યાસ કરવાથી પાપનો ક્ષય થાય છે અને આ પંચ પરમેષ્ઠી અને તેના જ્ઞાનાદિ ગુણોથી રચેલા શ્રી સિદ્ધચક્ર મહારાજનુ સેવન કરવાથી મયણાસુંદરી અને શ્રીપાળરાજા વગેરેની જેમ વાંછિતની સિદ્ધિ થાય છે જે હકીકત શાસ્ત્રમાં મોજુદ છે સિવાય આ પંચપરમેષ્ઠી રૂપ નવકાર મંત્રનુ સ્મરણ કરવાથી શિવકુમાર વગેરે કેટલાએક ભવ્ય અને મહાનુભાવ પુરૂષો ઘણી સંપત્તિ પામ્યા છે, તેથી તે મહામંત્રના મહાત્મ્ય ઉપર ૧ શિવકુમાર ૨ આકાશગામિની વિદ્યા સાધનાર ચોર ૩ શ્રીમતી, ૪ ગોવાળ ૫ જિનદાસ શેઠ ૬ અને હુંડિક યક્ષની ચમત્કારિક આલ્હાદકારક અને સંપૂર્ણ સંક્ષિપ્તમાં કથાઓ આપી આ ઉત્તમ ગ્રંથની ગૌરવતામાં ગ્રંથકાર મહારાજે અભિવૃદ્ધિ કરી છે

આ ગ્રંથમાં પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનુ વર્ણન કરવામાં આવતાં, તે

ગુણોનો પ્રસંગ હોવાથી નવકાર મંત્રનું સ્મરણ કરનાર તેના અધિકારી ઉત્તમ શ્રાવક કે જે એકવીશ ગુણોએ કરી બીરાજમાન છે તે એકવીશ ગુણોના નામ તથા સામાન્ય અર્થ સાથેનું ગ્રંથના છેવટના ભાગમાં કળશ ચઢાવવા તરીકેનું વર્ણન આપી આ ગ્રંથની અપૂર્વતા પ્રભાવશાલિતા—ભાવ સૌંદર્યતા, રસ મગ્નતા, બતાવી ગ્રંથકાર મહારાજે ભવ્ય પ્રાણીઓ ઉપર અતિઉપકાર કરેલ છે

છેવટે અન્ત્ય મંગલરૂપ પોતાના ગુરૂની પરંપરા (પ્રશસ્તિ) આપી સામાન્ય રીતે જૈન ઈતિહાસ સાહિત્યને પુષ્ટિ આપી છે

એકંદરે આ ગ્રંથ મનુષ્ય જીવનના માર્ગદર્શક અને ધ્યાન કરવા માટે બહુ ઉપયોગી છે નવકાર મંત્રનો જાપ કરનાર મનુષ્યોએ પંચપરમેષ્ઠિના ગુણોનું સ્મરણ થવા માટે આ ગ્રંથ ભણવા સાંભળવા યોગ્ય છે જેથી તેની મહત્તા અને ઉપયોગિતાના સંબંધમાં જેટલું ધારીયે તેટલું કહી શકાય તેમ છે ગ્રંથની શૈલી બહુજ ઉત્તમ છે તે સાથે પ્રસંગે પ્રસંગે જાણવા યોગ્ય તત્વજ્ઞાનની અનેક હકીકતો અને કથાઓ આપેલ હોવાથી મનન કરવા યોગ્ય છે શ્રી ખરતરગચ્છના મહાન આચાર્ય શ્રીજિનલાભસૂરિ કે જેઓની વિદ્વતા અને વ્યાખ્યાન શક્તિ ચમત્કારિક હતી અને જૈનધર્મના ઘણા ઉત્તમ ગ્રંથો તેમણે લખેલા છે તેમના શિષ્યો અને પ્રશિષ્યો પણ વિદ્વાન હતા આ ગચ્છમાં અનેક ધુરંધર પંડિતો થઈ ગયા છે કે જેમના તત્વજ્ઞાન અને ન્યાયના ગ્રંથો હાલમાં મોજુદ છે નયચક્રસાર જેવા ગ્રંથોના કર્તા શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ પણ આ ગચ્છના મુનિરાજ હતા. આચાર્યશ્રી જિનલાભસૂરિ મહારાજની આજ્ઞાથી તેઓશ્રીના પ્રશિષ્ય શ્રીમાન રામવિજયજી પાઠક મહારાજ કે જેમણે આ ગ્રંથ સં૦ ૧૮૧૭ના આશ્વિન શુક્લ (વિજયા) દશમીના રોજ જેસલમેર (મારવાડ) માં ગિરિ ઉપર બિરાજમાન શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ મહારાજના પ્રસાદથી પૂર્ણ કર્યો છે કોઈ કોઈ ગ્રંથોમાં કોઈ હકીકતને અંગે જુદા જુદા આચાર્ય મહારાજ કે વિદ્વાન ગ્રંથ કર્તા મહારાજના અભિપ્રાય જુદા જુદા ઘણી વખત જોવામાં આવે છે, તેમ આ ગ્રંથ શ્રી ખરતરગચ્છીય મહાત્માનો બનાવેલો હોવાથી જેમ તપગચ્છ અને ખરતરગચ્છની માન્યતા અથવા સમાચારીમાં પણ કોઈ કોઈ સ્થલે ભેદ જોવામાં આવે છે તેમ આ ગ્રંથ માંહેની કોઈ કોઈ હકીકતને અંગે પણ ભિન્ન ભિન્ન હકીકત જણાય છે દાખલા તરીકે આ ગ્રંથના ચોથા પાનાની ચોથી પાંચમી લીટીમાં સમવસરણની રચનાની હકીકતમાં આ ગ્રંથકાર મહારાજે લખેલું છે કે, "દેવોએ મુકેલી પુષ્પવૃષ્ટિ તેમાં ચારે દિશામાં માર્ગ મુકીને (ચાલવાનો રસ્તો ખાલી મુકી રાખીને) એક યોજન પ્રમાણ ક્ષેત્રમાં અધોમુખવાળા પંચવર્ણના જાનુ પ્રમાણ પુષ્પોની વૃષ્ટિ કરે છે" તપગચ્છના શ્રીમાન્ આચાર્ય મહારાજે જે જે સ્થળે ગ્રંથોમાં આ સમવસરણની પુષ્પવૃષ્ટિ માટે જણાવેલું છે ત્યાં ચાલવાનો રસ્તો ખાલી મુકીને નહિ પરંતુ સર્વ સ્થળે—માર્ગમાં હોવાનો

ઉ લેખ છે તે સાથે આ ગ્રથકર્તા મહારાજે તેમાજ જણાવ્યુ છે કે " તે પુ કે વિકુર્વેલા જનજ-સ્થનજરૂપી બને પ્રકારના હોય છે તેને બદલે તે સબધમા એવો ઉલ્લેખ છે કે વિકુર્વેલા નહિ એવા જનજ-સ્થનજ બને પ્રમરના હોય છે તેમજ પાના ૯૭ મા નદિષેણની કથામાં કહ્યુ છે કે "નદિષેણને ભોગાવળી બાકી રહેલ હોવાથી ચારિત્ર છોડી વસ્યાને ત્યાં રહ્યા અને હમેશાં દશ પુરૂષોને ધમ પમાડવાનો નિયમ લીધો અને ઓછા રહે તો પોતે દિક્ષા લેવી. એક દિવસે નવને પ્રતિબોધ પમાડ્યા દશમો કોઇ મળ્યો નહિ' આમ આ ગ્રથકર્તાશ્રીએ જણાવ્યુ છે, પરતુ દશમો મળ્યો પણ પ્રતિબોધ પામ્યો નહિ આવો અન્યત્ર ઉ લેખ છે આવી રીતે આ ગ્રથમા કોઈ કોઇ સ્થળે મા યતા ફેર ભિન ભિન્ન હકીકતો હોઇ વાચકબધુ જે જે ગચ્છની માન્યતાવાળા જે જે હોય તેમણે તે તે ગચ્છના મહાન પુરૂષોના કથન પ્રમાણે તે સમજી લેવા અમારી નમ્ર સુચના છે

આ ગ્રથનુ ભાષાતર કરા યા પછી પરમ કૃપાળુ મુનિરાજ **શ્રી કર્પૂર-વિજયજી** મહારાજને તપાસી જવા તેની પ્રેસકોપી મોકલી હતી તે તેઓ શ્રીએ તપાસી આપેલ છે જે માટે તેઓશ્રીનો આભાર માનીએ છીએ

આ ગ્રથ છપાયા બાદ તેના છુટા ફારમો વડીલ બધુ કુવરજીભાઇએ વાંચવા માગ્યા હતા તેમણે પણ મનન પૂર્વક વાચ્યા હતા મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજ અને બધુ કુવરજીભાઇ અને અમોએ આ આખો ગ્રથ મનન પૂર્વક વાંચેલો છે છતા કોઈ સ્થળે આ ગ્રથ કર્તા મહારાજનો આશય બરાબર સમજી શકાયો નથી જેથી વાચક વર્ગને પણ જો તેમ લાગે તો તે ગુરૂગમથી જાણી લેવા વિનતિ છે

આ ગ્રથ પ્રગટ કરવામા શેઠ દુલભજી દેવાજી શ્રી કરચલીઆ [ સુરત ] વાળા બધુએ એકરકમ સહાય તરીકે ભેટ આપી જ્ઞાનોદ્ધારનુ તેમજ આ સભા મારફત શ્રી સિદ્ધાચળજી ઉપર પ્રાત સ્મરણીય **શ્રી વિજયાનદસૂરીશ્વરજી** [આત્મારામજી મહારાજ]ની દેહરીને સુશોભિત બનાવવાને પણ એક સારી રકમ આપી ગુરૂભક્તિનુ કાર્ય કરેલ છે જે માટે તેઓનો ઉપકાર માનવામા આવે છે

સદરહુ ગ્રથની શુદ્ધિના માટે યથાશક્તિ પ્રયત્ન કરવામા આ યો છે છતા છદ્મસ્થ પણામાં સુલભ એવા પ્રમાદ તથા દષ્ટિદોષાદિક કે પ્રેસદોષના કારણે કોઇ સ્થળે સ્ખલના થઇ હોય તો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા યાચીએ છીએ અને તે સબધમા વાચક વર્ગ મહાશય આ ગ્રથ મનન પૂર્વક વાચી કાંઈ સુધારો જણાવશે તો પ્રગટ કરવા અમો ઇંતેજાર છીએ કટલાક અનિવાર્ય કારણોને લઇને આ ગ્રથ પ્રગટ થતા ઘણોજ વિલબ થયો છે જેથા ક્ષમા માગીએ છીએ

વીર સંવત ૨૪૪૯ આત્મ સંવત ૨૭ }  
વિ૰ સવત ૧૯૭૯ વૈશાખ શુક્લ પૂર્ણિમા } પ્રકાશક

# વિષયાનુક્રમણિકા

# આભાર

પ્રાત સ્મરણીય ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાન દસૂરિ (આત્મારામજી) મહારાજના પ્રશિષ્ય વિદ્વદ્વર્ય શ્રીમાન્ મુનિરાજ વલ્લભવિજયજી મહારાજ, કે જેઓ જમાનાને અનુસરી જ્ઞાનોદ્ધાર અને કેળવણી જેવા મહદ્ વિષયોને હાથમા લઇ, સ્થળે સ્થળે જૈન કોમને ઉપદેશ આપી, ગુજરાત, પ જાબ, મુબઇ, વગેરે દેશોમા તેવી સસ્થાઓનો જન્મ આપવા તેમજ વિવિધ ઉપયોગી ગ્ર થો, આગમોનુ સ શોધન કરી જૈન મસ્થાઓદ્વારા જૈન સમાજના ઉપકાર માટે પ્રકટ કરવાના અનેક પ્રયત્ન કરી રહ્યા છે આ સભા ઉપર તેઓશ્રીનો અપૂર્વ પ્રેમ હોવાથી, ગુરૂભક્તિ નિમિત્તે તે દ્વારા શ્રીઉત્તરાધ્યયન સૂત્ર અને ક પસૂત્ર–સુબોધિકા જેવા આગમો, તેમજ પ્રભુભક્તિ નિમિત્તે અનેક પૂજાઓ જમાનાને અનુસરતા ખેચાણકારક નવીન રાગ રાગિણીથી બનાવી ઉપદેશદ્વારા પ્રકટ કરાવી જૈન સાહિત્યની અભિવૃદ્ધિ કરી રહ્યા છે જે માટે જૈનકોમ આભારી છે, તેજ મુજબ આ શ્રી પ ચપરમેષ્ઠિ ગુણરત્નમાળા ગ્ર થ ખરેખર પઠન પાઠન અને ધ્યાનાભિલાષિઓને ઉપયોગી હોઇ, ગામ કરચલીયા જીલ્લા સુરતના રહીશ શેઠ દુર્લભજી દેવાજીવાળાને ગ્ર થોદ્ધારના કાર્ય માટે પ્રસ ગાનુસાર ઉપદેશ આપ્યો અને આ સભાને તે અપૂર્વ ગ્ર થ પ્રકટ કરવાની આજ્ઞા કરી જેથી આવો અત્યુત્તમ ગ્ર થ પ્રકટ કરવા આ સભા ભાગ્યશાળી થઇ છે જેથી આ સભા ઉક્ત મહાત્માનો અ ત કરણ પૂર્વક આભાર માને છે

પ્રસિદ્ધકર્ત્તા.



છીપની અંદર રહેલા મોતીની જેમ અલોકની અંદર રહેલા લોકને પ્રગટ કરીને જેણે દેખાડયો છે વળી તે (સિદ્ધાર્થપુત્ર) કેવા છે? જેણે વાણી માત્રથી પણ કેવળ વચનવડે કરીનેજ પરંતુ હાથે ગ્રહણ કરીને નહી "ભવ્યાધ્વનીનાવલિ" એટલે ભવ્ય જનરૂપ પાથની શ્રેણીને "અમૃતપદં નિન્યે" એટલે મુક્તિપદ પ્રત્યે પમાડી છે આ રીતે પહેલા શ્લોકનો લેશ અર્થ કહ્યો

અહીં વિસ્તારથી અલોકમા રહેલા લોકનુ સ્વરૂપ દેખાડે છે લોકમા છ દ્રવ્યો કહેલા છે તે લોક સ્વરૂપ આ પ્રમાણે—વિસ્તાર કરેલા મોટા પટગૃહના[1] મધ્ય ભાગમા જેમ એક નાનુ થીગડુ દીધેલુ હોય તેમ ચોતરફ વીંટીને રહેલા મોટા અલોકના મધ્ય ભાગમા તે અલોકની અપેક્ષાએ ઘણોજ નાના લોક રહેલો છે તે લોકનુ સંસ્થાન આ પ્રમાણે છે—જેમકે એક મોટી કુંડી અધો મુખે (ઉંધી) સ્થાપન કરવી, તેના ઉપર બે નાના કુંડાને પરસ્પર સંપુટ કરીને સ્થાપન કરવા તેનુ જેવુ સંસ્થાન થાય તે સંસ્થાન વાળો આ લોક રહેલો છે અથવા દહિં મથન કરનારી ઉભી રહેલી સ્રીનો જેવો આકાર હોય તેવા આકારે આ લોક રહેલો છે તેમા દહિના મથન વખતે આના કટિ ભાગની નીચ બન્ને પગની પહોળાઈ સુધી તરતમતાએ કરીને વિસ્તાર હોય છે એટલે કે કટિ ભાગના નીચે અનુક્રમે વધતો વધતા વિસ્તાર હોય છે પછી બન્ને હસ્તતળનો સંકોચ કરીને કટિ ભાગ ઉપર રાખવાથી કટિના ઉપરથી આરંભીને બન્ને કોણીના ભાગ આવે ત્યાસુધી અનુક્રમે વધતો વધતો વિસ્તાર હોય છે, અને તે કોણીના પ્રદેશથી ખભાના ભાગસુધી તે વિસ્તાર અનુક્રમે હાનિ પામતો જાય છે અને તેની ઉપર મસ્તકના ભાગસુધી કટિ જેટલોજ વિસ્તાર હોય છે આ રીતે લોકનો આકાર છે અહીં નાભિને સ્થાને મનુષ્ય લોક જેમા રહેલો છે એવો તિર્યગ લોક છે તેનો આયામ[2] વિષ્કુંભ એક રાજ પ્રમાણ છે, અને દીર્ઘતા—જાડાઈમા[3] અઢારસો યોજન છે તેની નીચ અનુક્રમે વિસ્તાર પામતો અધોલોક સાતમી તમસ્તમા પૃથ્વીસુધી છે તે તમસ્તમા નીચે અસંખ્યાતા રાજ ૧ પ્રમાણ

૧ વસ્રનુ ઘર તંબુ ૨ લાંબો પહોળો ૩ ઉંચાઇ અથવા નીચાઇમા અર્થાત

આકાશ ભાગસુધી લાંબી ( જાડી ) છે, તે આકાશ ખંડનો આયામ વિષ્કંભ સાત રાજ પ્રમાણ છે એજ પ્રમાણે ઉપરની સર્વ પૃથ્વીઓ એક એક રાજની હાનિએ કરીને રહેલી છે ( એટલે કે છઠ્ઠી પૃથ્વીનો આયામ વિષ્કંભ છ રાજ, પાંચમીનો પાંચ રાજ, ચોથીનો ચાર રાજ, ત્રીજીનો ત્રણ, બીજીનો બે અને પહેલી પૃથ્વીનો આયામ વિષ્કંભ એક રાજનો છે ) હવે તિર્છા લોકની ઉપર અનુક્રમે એક એક રાજ વૃદ્ધિ પામતો થો પાંચમે દેવલોક પાંચ રાજ પ્રમાણ આયામ વિષ્કંભવાળો છે ત્યારપછી ઉપર ઉપર અનુક્રમે હાનિ પામતો પામતો ઉપરના ( નવમા ) ગ્રૈવેયકને છેડે એક રાજ પ્રમાણ છે તે લોકના અંતસુધી તેટલોજ ( એક રાજ ) પ્રમાણવાળો છે વળી આ લોક અધોલોકના નીચેના છેડાથી માંડીને છેક ઉપર લોકના અંતસુધી ચૌદ રાજ ઉંચો છે તથા આ લોકના મધ્ય ભાગમાં આયામ વિષ્કંભે કરીને એક રાજ પ્રમાણ અને દીર્ઘતાએ કરીને ચૌદ રાજ ઉંચી ત્રસ નાડી છે તેમાં ત્રસ જીવો હોય છે, અને તેની બહાર માત્ર સ્થાવર જીવોજ હોય છે ૧

**મુલાર્થ—જેઓ આઠ પ્રાતિહાર્યને વહન કરે છે તથા જેઓ નિરંતર ચાર મૂલ અતિશયો વડે શોભી રહ્યા છે, તે ભૂતકાળના, ભવિષ્યકાળના તથા વર્તમાનકાળના જિનેશ્વરોને નમસ્કાર હો ૨**

**ટીકાર્થ**—" તે જિનનાયકોને " શ્રી અરિહંતોને નમસ્કાર હો તે ક્યા ? કે જેઓ " પ્રાતિહાર્યાષ્ટક આવહંત "—આઠ પ્રાતિહાર્યોને ધારણ કરે છે, તથા " સદૈવ "—નિરંતર ચાર મૂળ અતિશયોવડે શોભમાન છતા અતીતકાળે થઈ ગયેલા, આગામિ કાળે ( ભવિષ્યકાળે ) થવાના છ, અને હમણાં પણ વર્તમાન છે, તે સર્વ જિનોને નમસ્કાર હો

આ શ્લોકમાં આઠ પ્રાતિહાર્ય તથા ચાર મૂળ અતિશયો કહેવાથી ભગવાનના બાર ગુણો સૂચવ્યા છે તે આ પ્રમાણે—અશોકવૃક્ષ ૧, સુર પુષ્પ વૃષ્ટિ ૨, દિવ્ય ધ્વનિ ૩, ચામર ૪, આસન ૫, ભામંડળ ૬, દુંદુભિ ૭, આતપત્ર (છત્ર) ૮, આ આઠ જિનેશ્વરોના સત્પ્રાતિહાર્યો છે (૧) તેમાં શ્રી જિનેશ્વરના શરીરથી બાર ગુણો ઉંચો

અશોક વૃક્ષ હોય છે તેની નીચે જિનેશ્વરો રહે છે—બેસે છે તેમા પાસે રહેલા યક્ષો કોઈ પણ વૃક્ષને અશોક વૃક્ષરૂપે પરિણમાવે (વિકુર્વે) છે તે વૃક્ષ વાયુથી ફરકતી ઘણી ધ્વજાઓ અને ઘુઘરીઓથી શોભિત હોય છે એ પહેલો પ્રાતિહાર્ય ૧ તથા દેવોએ મૂકેલી પુષ્પ વૃષ્ટિ—તેમા ચારે દિશામા માર્ગને મુકીને ( ચાલવાનો રસ્તો ખાલી મૂકી–રાખીને ) એક યોજન પ્રમાણ ક્ષેત્રમા અધો મુખવાળા પાચવર્ણના જાનુ પ્રમાણ પુષ્પોની વૃષ્ટિ કરે છે તે પુષ્પો વિકુર્વેલા જ નહિ તથા સ્થળજ રૂપી જ નેપ્રમાણના હોય છે કેટલાએક આચાર્યો કહે છે કે–તે પુષ્પો સચિત્ત હોવા છતા ભગવાનના અતિશયને લીધે તેમના જીવોને બાધા–પીડા થતી નથી એ બીજો પ્રાતિહાર્ય ૨ દિવ્યધ્વનિ–ભગવાન ધર્મોપદેશ આપે છે તે વખતે માલવકૌશિક ( માલકોશ ) નામના રાગને અનુસરતા ભગવાનના ધ્વનિની સાથે મળેલો બીજો પણ [1]તત, [2]ઘન, [3]શુષિર અને [4]આનદ્ધ એ ચારે વાજિત્રનો ધ્વનિ એક રૂપ થઈને શ્રોત્રને સુખ કરનારો પ્રસરે છે એ ત્રીજો પ્રતિહાર્ય ૩ કોઈની પ્રેરણા વિનાજ ભગવાનને ચામરો વિઝાય છે એ ચોથો પ્રાતિહાર્ય ૪ ભગવાનને બેસવા માટે મોટી કાતિવાળા રત્નોથી જડિત સુવર્ણનુ સિહાસન હોય છે, અને તે વિહાર વખતે આકાશમા ચાલે છે એ પાચમો પ્રાતિહાર્ય ૫ ભગવાનનુ તેજ સહન કરી શકાય તેવુ નથી, તેથી અનિમેષ દૃષ્ટિએ ( એકી નજરે ) ભગવાનનુ દર્શન કરવુ અશક્ય છે, એમ વિચારીને વ્યતર દેવો ભગવાનના તેજને સવર્તને (એકત્ર કરીને) શ્રી ભગવાનના પૃષ્ઠ ઉપર મુખની પાછળ ભામડળ કરે છે તે ભામડળ પણ સૂર્યમડળની જેમ જાજ્વલ્યમાન ( દેદીપ્યમાન ) હોવાથી ભગવાનનુ દર્શન સુલભ થાય છે એ છઠ્ઠો પ્રાતિહાર્ય ૬ ભગવાનના વિહાર સમયે તથા સ્થિતિને સમયે આકાશમા રાત્રિ–દિવસ અદૃશ્ય રીતે દેવ દુદુભિનો નાદ થાય છે એ સાતમો પ્રાતિહાર્ય ૭ ભગવાનની ઉપર આકાશમાજ મુક્તાફળના સમૂહથી અલકૃત શ્વેત–ઉજ્વળ અર્જુન જાતિય સુવર્ણની સળીયોથી બનાવેલા (ગુથેલા– ચેવા) શ્વેત દિવ્ય વસ્ત્રથી વીટેલા અને વિકસ્વર

૧ વીણાદિક ૨ તાલ વિગેરે ૩ વેણુ વાસળી વિગેરે ૪ મરજ વિગેરે.

કુંદ પુષ્પોની માળાઓથી આચ્છાદન ( અલંકૃત ) કરેલા ત્રણ છત્રો હોય છે એ આઠમો પ્રાતિહાર્ય ૮ એ રીતે આઠ પ્રાતિહાર્યો હોય છે

હવે જિનેશ્વરો ચાર મૂળ અતિશયો સહિત હોય છે, તે દેખાડે છે—જ્ઞાનાતિશય ૧, પૂજાતિશય ૨, વચનાતિશય ૩, અને અપાયાપગમ અતિશય ૪ આ ચારે મૂળ અતિશય કહેવાય છે તેમા જિનેશ્વરોને માતાના ગર્ભમા તેમજ ગૃહસ્થાશ્રમમા પણ નિયમથી ત્રણ જ્ઞાન હોય છે, ત્યારપછી દીક્ષા સમયે મન પર્યવ જ્ઞાન પણ નિયમથીજ ઉત્પન્ન થાય છે, ત્યાર પછી તીર્થંકર પદની પ્રાપ્તિ વખતે અનંત્ય કેવળ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમા જેમ સૂર્યોદયે સૂર્યની પ્રભામા સર્વ જ્યોતિષ (ચંદ્ર, ગ્રહ વિગેરે) ની પ્રભા લીન થાય છે તેમ કેવળજ્ઞાનમા પૂર્વે કહેલા ચારે જ્ઞાનો લીન થાય છે કેવળ જ્ઞાન પરમાત્માનુ સ્વસ્વરૂપજ છે, અને તે લોક તથા અલોક પ્રકાશ કરનાર છે, એ પહેલો જ્ઞાનાતિશય કહ્યો ૧ કેવળ દર્શન માત્ર એકજ સમયનુ હોવાથી અહીં તેની વિવક્ષા
[illegible] નથી, કેમકે તેનો કેવળજ્ઞાનમાજ સમાવેશ [illegible]
બીજો પૂજાતિશય આ પ્રમાણે—ભગવાનનુ શરીર [illegible]
હોય છે, તેમનુ રૂપ સર્વ સુર, અસુર અને નરથી પણ [illegible]
છે, ગળાની નીચેથી નાભિ સુધીમા એક હજારને [illegible]
લક્ષણો સહિત હોય છે, સર્વ અવયવના ઉત્તમ લક્ષણવાળું [illegible]
શરીર સ્વેદ-મળ રહિત હોય છે ૧ મુખનો શ્વાસ [illegible]
૨, અંદરનુ લોહી અને માંસ ગાયના દૂધની જેવુ [illegible]
૩, તથા આહારનુ કરવુ અને નીહારનો ત્યાગ [illegible]
લોકોને અદૃશ્ય હોય છે ૪ આ ચાર સહજ [illegible]
ભગવાન સર્વ જનોને પૂજ્ય છે, તેથી આ [illegible]
યોમાજ સમાવેશ થાય છે ૨ ભગવાનના [illegible]
કાળે તથા ભગવાન જે ઠેકાણે પહેલ [illegible]
હોય તેવા અપૂર્વ સ્થાને અવશ્ય સમવ[illegible]
સિવાય બીજે સ્થાને સમવસરણનો નિય[illegible]
કરવા લાયક સાધારણ પૂજા છે ૫ [illegible]

સમવસરણની રચના કરી શકે છે તેમા સાધારણ રીતમા વાયુ કુમાર જાતિના ભુવનપતિ દેવો એક યોજન પ્રમાણ સમવસરણના ક્ષેત્રને સંવર્તક નામના વાયુ વડે સાફ કરે છે, ત્યાર પછી સ્તનિત કુમાર એટલે મેઘકુમાર નામના ભુવનપતિ દેવો સુગંધિ ગંધો દકની વૃષ્ટિ વડે ધૂળ સમાવવા માટે પૃથ્વીને આર્દ્ર કરે છે, ત્યારપછી વ્યંતર દેવો પુષ્પવૃષ્ટિ કરે છે, તે ઉપર વ્યંતર દેવો વનસ્પતિ કાયને બાધા ન થાય તેવી રીતે રત્નશિલા વડે પૃથ્વીપીઠ બાંધે છે, તેના પર ભુવનપતિ દેવો રૂપાનો વપ્ર-કોટ (ગઢ) રચે છે, તે વપ્રની ચારે દિશાએ તોરણ સહિત ચાર દરવાજા રચે છે, તેમા દરેક દરવાજે અષ્ટમંગળ અને ઉપર છત્ર, ચામર, પતાકા અને ધૂપ ઘટી રચે છે, તે સર્વ રત્નમય હોય છે, તે વપ્રની ઉપર સુવર્ણના કાંગરા હોય છે તે વપ્રની અંદર બીજો સુવર્ણમય વપ્ર જ્યોતિષ્ક દેવતાઓ રચે છે, તેને રત્નમય કાંગરા હોય છે તથા ચારે દરવાજા પ્રથમની જેમ જાણવા તે બીજા વપ્રની અંદર ત્રીજો રત્નમય વપ્ર વૈમાનિક દેવો રચે છે, તેના કાંગરા સૂર્યકાંત અને ચંદ્રકાંત વિગેરે મણિના કરેલા હોય છે, તથા ચાર દરવાજાનું વર્ણન પ્રથમની જેમજ જાણવું ત્યારપછી અંદરના વપ્રની મધ્યે વ્યંતર દેવો વિચિત્ર રત્નજડિત પીઠ રચે છે તેની ઉપર કાંઈક ઉંચુ બીજુ ચોતરુ રચે છે, તે ચોતરાની ઉપર અશોકવૃક્ષ એટલે ચૈત્ય વૃક્ષને વ્યંતર દેવો રચે છે આ અશોક વૃક્ષનુ વર્ણન અષ્ટ પ્રાતિહાર્યની અંદર રહેલા અશોક વૃક્ષની જેવુ જાણવુ તેની નીચે વ્યંતર દેવો સુવર્ણનુ સિંહાસન, ત્રણ છત્ર, ચામર વિગેરે ઋદ્ધિ સહિત દેવચ્છંદ (દેવછંદો) કરે છે હવે ભગવાન વિહાર કરતા વ્યંતરે રચેલા (નવ સુવર્ણ કમળ પૈકી) બે સુવર્ણ કમળ ઉપર બન્ને ચરણો સ્થાપન કરે છે અને પાછળ રહેલા બે કમળોને તે વ્યંતરો આગળ મૂકે છે [1] આ ક્રમે પાછળના કમળોને આગળ મૂકતા દેવો વિચરે છે, તેમા ભગવાન શુભવિહાયોગતિ વડે વિહાર કરતા રત્નપીઠની ઉપર પૂર્વદ્વારે પ્રવેશ કરી ચૈત્ય વૃક્ષને પ્રદક્ષિણા કરી "नमस्तीर्थाय" એમ બોલી પૂર્વ તરફના સિંહાસન ઉપર

1 ઘણે ઠેકાણે નવકમળ સંબંધી વાર્તા આવે છે

પૂર્વ મુખે બેસે છે ત્યારપછી બીજી ત્રણ દિશાઓમાં ભગવાનની જેવા રત્નમય ભગવાનના બિંબોને વ્યંતરો જ સ્થાપન કરે છે, સર્વ બિંબોમાં ભગવાનના જેવીજ ઋદ્ધિ હોય છે, આ સમવસરણ [1]પૂર્વાહ્નમાં પહેલી પોરસીએ તથા [2]અપરાહ્નમાં પણ પર્ષદી પોરસીએજ હોય છે હવે પર્ષદાનો વિચાર કહે છે—ભગવાનના (થી) અગ્નિખૂણામાં મોટા-મુખ્ય ગણધર અથવા બીજા પણ અતિશયવાળા ગણધર ભગવાનને પ્રદક્ષિણા પૂર્વક નમસ્કાર કરી હાથ જોડી ભગવાનની પાસે બેસે છે, ત્યાર પછી કેવળીઓ પણ તેજ પ્રમાણે ત્રણ પ્રદક્ષિણા દઈ " **નમસ્તીર્થાય** " એમ બોલી ગણધરની પાછળ અગ્નિખૂણામાજ બેસે છે ત્યારપછી મન પર્યવ જ્ઞાનીઓ પણ એજ રીતે એજ વિદિશિમાં કેવળીની પાછળ બેસે છે, તેમની પાછળ અવધિજ્ઞાનીઓ, તેમની પાછળ ચૌદ પૂર્વધરો તેમની પાછળ દશ પૂર્વધરો અને તેમની પાછળ હીન હીન પૂર્વધરો બેસે છે, તેમની પાછળ વૈમાનિક દેવીઓ ઉંચી જાનુ રાખીનેજ પૂર્વની રીતેજ (પ્રદક્ષિણાદિક કરીને) રહે છે, તેમની પાછળ સાધ્વીઓ પૂર્વે કહેલી રીતેજ નમસ્કાર કરી ઉંચી જાનુ રાખીનેજ રહે છે આ રીતે અગ્નિખૂણામાં ત્રણ પર્ષદા રહે છે હવે જ્યોતિષીની દેવીઓ દક્ષિણ દિશાના દ્વારે પ્રવેશ કરી ભગવાનને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી ઉંચી જાનુ રાખીનેજ નૈર્ઋત ખૂણે રહે છે, તેમની પાછળ એજ રીતે ભુવનપતિની દેવીઓ અને તેમની પાછળ વ્યંતર દેવીઓ એમ ત્રણ પર્ષદાઓ નૈર્ઋત ખૂણે હોય છે, ત્યારપછી પશ્ચિમ દિશાના દ્વારે પ્રવેશ કરીને જ્યોતિષી દેવો, પછી ભુવનપતિ દેવો અને પછી વ્યંતર દેવો તેજ પ્રકારે પ્રદક્ષિણા દઈ નમસ્કાર કરી અનુક્રમે બેસે છે આ રીતે વાયવ્ય ખૂણે ત્રણ પર્ષદાઓ હોય છે ત્યારપછી ઉત્તર દિશાના દ્વારે પ્રવેશ કરી વૈમાનિક દેવો ભગવાનને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી ઈશાન ખૂણે બેસે છે, તેમની પાછળ તેજ રીતે મનુષ્યો બેસે છે અને તેમની પાછળ તેજ રીતે નમસ્કાર કરી મનુષ્યની સ્ત્રીઓ ઉંચી જાનુ રાખીનેજ રહે છે આ રીતે ઈશાનખૂણામાં પણ ત્રણ પર્ષદાઓ હોય છે, સર્વ મળીને બાર

૧ સવારનો વખત  ૨ બપોરનો વખત

પર્ષદાઓ આ રીતે થાય છે અહીં વિશેષ એ છે કે—અલ્પ ઋદ્ધિ વાળો દેવ અથવા મનુષ્ય જ્યાં રહેલો હોય ત્યાં બીજો મહર્દ્ધિક આવે તો તે અલ્પર્દ્ધિક ઉભો થઈ તેને પ્રણામ કરી બીજે ઠેકાણે બેસે છે તથા અલ્પર્દ્ધિક પણ મહર્દ્ધિક પછી આવેલા મહર્દ્ધિકને અથવા વંદીને ઉલ્લંઘન કરીને જાય છે તેમાં કોઈ પણ વિરોધ કે કલહ થતો હોતા નથી

હવે સુવર્ણ વપ્ર અને રત્નવપ્રની વચ્ચે નિત્ય વિરોધનો ત્યાગ કરીને તિર્યંચો રહે છે, તથા રૂપાના વપ્ર અને સુવર્ણના વપ્રની વચ્ચે દેવતાઓ પોતાના વિમાનોને અને મનુષ્યો પોતાના વાહનોને મૂકે છે તે સમવસરણમાં ભગવાન સૂર્યોદયથી આરંભીને એક પહોર સુધી ધર્મદેશના આપે છે, તેથી ઉપરાંત આપતા નથી દેશના પૂર્ણ થયે ભગવાન આસન ઉપરથી ઉઠીને રત્નવપ્રની ઉત્તર દિશાના દ્વારે નીકળીને ઈશાન ખૂણામાં સુવર્ણ અને રત્નના વપ્રની વચ્ચે વ્યંતરદેવોએ રચેલા અશોકવૃક્ષ, સિંહાસન, છત્ર અને ચામર વિગેરે ઋદ્ધિ સહિત દેવચ્છંદાન વિષે બેસે છે ત્યારપછી બીજા ગણધર મહારાજ અથવા બીજા અતિશયવાળા ગણધર મહારાજ ભગવાનના પાદ પીઠ ઉપર બેસીને ધર્મ દેશના આપે છે અને લોકોના સંશયો છેદે છે

હવે ભગવાનની દેશના પૂર્ણ થયા પછી જે બને છે, તે લખે છે—જ્યાં ભગવાનનું સમવસરણ થયું હોય ત્યાં રાજા, રાજમંત્રી, શ્રેષ્ઠી અથવા ગામનો મુખી ચાર શેર સ્વચ્છ અખંડ તંદુલ (ચોખા) લઈને દેશનાને અંતે અંદરના વપ્રના દરવાજે પ્રવેશ કરે છે અને પછી દેશના પૂર્ણ થાય ત્યારે તેને એકી વખતે ઉભો રહીનેજ સ્વામીની સન્મુખ ઉછાળે છે, તેના અર્ધ ભાગને પૃથ્વી પર પડતા પહેલાજ અંતરાલે દેવેંદ્ર અથવા કોઈ મહર્દ્ધિક દેવ લઈ લે છે, બાકી રહેલા ચોખામાંથી અર્ધો ભાગ મૂકનાર (ઉછાળનાર) જ ગ્રહણ કરે છે અને બાકી રહેલા અર્ધ ભાગને દાણો દાણો વહેંચીને બીજા સર્વે જનો શેષાપણે ગ્રહણ કરે છે તેના પ્રભાવથી મનુષ્યોના છ માસથી થયેલા રોગો નાશ પામે છે અને ત્યારપછી પણ છ માસ સુધી નવા રોગો ઉત્પન્ન થતા નથી હવે જે સાધુઓએ પ્રથમ કોઈપણ

વખત સમવસરણ જોયુ ન હોય, તેમણે તે જોવા માટે બાર યોજન દૂરથી પણ અવશ્ય આવવુ જોઈએ જો કદાચ તે ન આવે તો એક આબિલ તપ કરવાથી તેની શુદ્ધિ થાય છે આ સમવસરણની રચના આવશ્યક સૂત્રને અનુસારે લખી છે આધુનિક કવિઓ વપ્રની ભીંત ની ઉંચાઇનુ પ્રમાણ, લબાઇનુ પ્રમાણ, પરસ્પર વપ્રોના અ તરાલનુ પ્રમાણ તથા પગથીયાનુ પ્રમાણ પ્રભુની સ્તુતિઓમા વર્ણવે છે, તે આ આવશ્યકસૂત્રમા દેખાતુ નથી વળી શત્રુ જય માહાત્મ્યમા લખે છે કે—પૃથ્વીથી પાચસો ધનુષ ઉચી અને તેત્રીશ ધનુષ ને બત્રીશ આગળ જાડી રૂપાના વપ્રની ભીંત હોય છે, ત્યાર પછી પ ન્દરસો ધનુ ષને આતરે સુવર્ણ વપ્રની ભીંત છે, તેની ઉચાઇ તથા જાડાઈ પૂર્વ વપ્રની જેટલીજ છે અને ત્યાર પછી રત્નના વપ્રની ભીંત પણ એટલે જ આતરે એટલાજ પરિમાણવાળી છે આ પ્રમાણે વિસ્તાર લખેલ છે, પર તુ તેમા પગથીયાની સ ખ્યા લખી નથી તેથી આ બાબતમા જ્ઞાનીનુ વચનજ પ્રમાણ છે આ સમવસરણની રચનાથી સ્વામી ત્રિજગતને પૂજ્ય છે એમ સિદ્ધ થાય છે, તેથી આ પૂજાતિશય કહેવાય છે તથા જ્યારે ભગવાન વિહાર કરે છે ત્યારે ચક્રવર્તીના ચક્રરત્નની જેમ આકાશમા સૂર્ય મ ડળની જેવુ ધર્મચક્ર આગળ ચાલે છે તથા આગળ હજાર યોજન ઉંચા ધર્મ ધ્વજ પણ ચાલે છે, શુભને સૂચવન કરનાર અનુકૂળ વાયુ વાય છે, શુભ શકુનો પણ જમણી બાજુએ ચાલે છે, માર્ગમા રહેલા વૃક્ષો નમ્ર થાય છે અને પુષ્પો વડે ભગવાનને વધાવે છે, સર્વે ઋતુઓ અનુકૂળ વર્તે છે, ભગ- વાનના નખ તથા કેશ વૃદ્ધિ પામતા નથી, જઘન્યથી ( ઓછામા ઓછા ) પણ ચાર પ્રકારના દેવ નિકાયના કોટી ( એક ક્રોડ ) દેવ તાઓ ભગવાનની સેવામા હાજરજ હોય છે આ સર્વે અતિશયો ભગવાનનુ પૂજ્યપણ પ્રગટ કરે છે, તેથી આ સર્વ પૂજાતિશય કહેવાય છે ૩

ત્રીજો વચનાતિશય છે તેમા વિશેષ પ્રકારના પાત્રીશ ગુણો હોય છે, તે દેખાડે છે—ભગવાનની વાણી અર્ધમાગધી ભાષાએ મ

હિત હોય છે, માટે તે નામનો સસ્કાર એ પહેલો ગુણ ૧, જે વખતે જે ભાષાનો અવસર હોય તે વખતે તે ભાષાના લક્ષણ સહિતપણુ હોય તે તે નામનો સસ્કારરૂપ ગુણ ૧ ઉદાત્ત સ્વરે એટલે ઉચે સ્વરે ભગવાનની વાણી હોય છે, અન્યથા એક યોજનના વિસ્તારવાળા સમવસરણમા સર્વે પ્રાણીઓ સરખી રીતે સાભળી શકે નહીં, તેથી આ ઉદાત્ત નામનો બીજો ગુણ ૨, ઉપચારોપેતત્વ-અગ્રામ્યપણુ ( ગામડીયા ભાષા નહીં તે ) ગામડીયા લોકોની વાણી તુચ્છ હોય છે, તેથી તેનાથી વિપરીતપણે વાણીની કુશળતા ૩, જળથી ભરેલા મેઘના ગર્જારવની જેવુ વાણીનુ ગભીરપણુ ૪, અનુનાદિતા-પ્રતિશબ્દ એટલે પડછદા સહિતપણુ ૫, દક્ષિણત્વ-વાક્યને વિષે સરળપણુ ૬, ઉપનીતરાગત્વ-શ્રોતાજનને પોતપોતાના વિષયમા બહુમાન ઉત્પન્ન કરવાપણુ એટલે કે સર્વે શ્રોતાઓ પોતપોતાના મનમા એવુ ધારે કે આ ભગવાન મને ઉદ્દેશીનેજ ઉપદેશ આપે છે ૭, આ સાત અતિશયો શબ્દની અપેક્ષાએ કરીને જાણવા હવે અર્થને આશ્રીને કહે છે મહાર્થપણુ-પુષ્ટ અર્થનુ કહેવુ ૮, અવ્યાહતપૂર્વાપરપણું-પૂર્વાપર વાક્યનો વિરોધ ન આવે તે ૯, શિષ્ટત્વ-સર્વ શ્રોતાઓને વક્તાનુ શિષ્ટપણું સમજાય તે એટલે કે શિષ્ટજન વિના બીજાનુ આવુ વાક્ય હોઇ શકે નહીં એમ જણાય તે ૧૦, સ્ફુટ અર્થ કહેવાથી કોઇને પણ સદેહ રહે નહીં તેથી અસદિગ્ધત્વ નામનો ગુણ ૧૧, આ ભગવાનની વાણીમા અર્થની વ્યાખ્યામા કોઇ પણ દૂષણ દઇ શકે નહીં તેથી અપાકૃતાન્યોત્તરત્વ નામનો ગુણ ૧૨, દુર્બોધ અર્થ છતા પણ બીજાના હૃદયમા તે અર્થ ઠસી જાય તેથી હૃદયગ્રાહિત્વ નામનો ગુણ ૧૩, ભગવાનનુ વચન દેશ તથા કાળને અનુસરતુ હોવાથી પ્રસ્તાવોચિતપણુ ૧૪, તત્વાનુરૂપત્વ-કહેવાને ઇચ્છેલી વસ્તુનું ( નવતત્વોનુ ) સ્વરૂપ યથાર્થ રીતે કહેવુ તે ૧૫, અપ્રકીર્ણપ્રસૃતત્વ-સબધના અધિકારનુ પરિમિતપણુ ( એટલે કે જે સબધ ચાલતો હોય તેની સિદ્ધિ પૂરેતુ જ કહેવુ તે ) ૧૬, અન્યોન્ય પરિગૃહીતત્વ-પદો ( શબ્દો ) તથા વાક્યોનુ પરસ્પર અપેક્ષા સહિતપણુ ૧૭, અભિજાતત્વ-જે રીતે તત્વ કહેવાને ઇષ્ટ હોય

તેજ રીતે કહેલુ તે ૧૮, અતિસ્નિગ્ધમધુરત્વ-ઘી, ગોળ વિગેરે ની જેમ અત્યંત મિષ્ટ એટલે મીઠાશ ઉપજે તેવું બોલવુ તે ૧૯, અપરમર્મવેધિત્વ-પરના રહસ્ય ( ગુપ્ત વાત ) વિગેરેને પ્રગટ ન કરવુ તે ૨૦, અર્થધર્માભ્યાસાનુપેતત્વ-વસ્તુના અર્થ તથા ધર્મ સહિત બોલવુ તે ૨૧, ઉદારત્વ-અર્થનો ઝળકાટ ઉઠે એવા પદો ( ગઝ્દો ) મેળવીને બોલવુ તે ૨૨, અસ્વશ્લાઘાન્યનિંદતા-પરની નિંદા તથા પોતાની પ્રશંસા રહિત બોલવું તે ૨૩, ઉપગતશ્લાઘત્વ-કહેના ગુણો ના યોગથી પ્રશંસા કરવા લાયક ૨૪ અપનીતત્વ-કારક ( વિભક્તિ) કાળ, વચન તથા લિંગ ( જાતિ ) વિગેરેની વિપરીતતા ૩૫ વચનના દોષોથી રહિતપણું ૨૫, ચિત્રકૃત્વ-શ્રાતાઓને પોતપોતાના વિષયનો જવાબ મળવાથી આશ્ચર્ય ઉત્પન્ન કરનાર ૨૬, અદ્રુતત્વ-ઘણીત્વરાથી ન બોલવુ તે ૨૭, અનતિવિલંબિત્વ-અત્યંત વિલંબથી એટલે એક વચન બોલ્યા પછી બીજુ વચન બોલતા ઘણી વાર લાગે એવી રીતે ન બોલવુ તે ૨૮, વિભ્રમાદિ વિયુક્તતા-મનની ભ્રાંતિ તથા વાકય બોલવાની અશક્તિ વિગેરે દોષ રહિતપણું ૨૯, અનેક જાતિ વૈચિત્ર્ય-સર્વ સુર, અસુર, નર અને તિર્યંચની ભાષાએ બોલવુ તે ૩૦, અહિત વિશેષત્વ-બીજા પુરુષોની અપેક્ષાએ શિષ્યોને વિષે વિશેષ બુદ્ધિને ઉત્પન્ન કરનાર ૩૧, સાકારત્વ-પદો તથા વાકયો પરસ્પર મળીને ગુંચાયેલા ન થાય તેમ સ્પષ્ટ રીતે છૂટા છૂટા બોલવા તે ૩૨, સત્ત્વ પ્રધાનત્વ-પરાક્રમવાળુ વચન બોલવુ તે ૩૩, અપરિસ્વેદિત્વ-પ્રયાસ વિના બોલવુ તે ૩૪, અવ્યવચ્છેદત્વ-કહેવાને ઇચ્છેલા પદાર્થની સારી રીતે સિદ્ધિ થાય ત્યાં સુધી અવિચ્છિન્ન ધારાએ બોલવુ તે ૩૫, આ ગુણોએ કરીને આ સર્વ વચનાતિશયજ કહેવાય છે ૩

ચોથો અપાયાપગમ અતિશય-ભગવાનના એક યોજન વિસ્તારવાળા સમવસરણના ક્ષેત્ર ( ભૂમિ ) મા વેરવાળા સુર-અસુરો, મનુષ્યો અને તિર્યંચો એ સર્વે કોટા કોટી સંખ્યાવાળા એકત્ર રહે છે, છતા તેમને કિંચિત્ પણ વિરોધ હોતો નથી, તેમજ સંકડાશને લઇને પરસ્પર બાધા-પીડા પણ થતી નથી આ કારણથીજ સર્વના ઉપદ્રવોનો નાશ થાય છે, તથા ભગવાન જે ઠેકાણે રહેલા હોય ત્યાથી ચારે

દિશામા સો સો ગાઉ સુધી એટલે કે પૂર્વ પશ્ચિમ અને ગાઉ અને ઉ ત્તર દક્ષિણ બસો ગાઉ સુધી તથા ઊર્ધ્વ દિશાએ અને અધો દિશાએ પચાસ પચાસ ગાઉ સુધી અર્થાત્ છએ દિશામા મળીને પાચસો ગાઉ સુધીના ક્ષેત્રમા કોઈ ઠાઈને વેર રહેતુ નથી, શલભ (તીડ) તથા ઉંદર વિગેરેનો ઉપદ્રવ થતો નથી, રોગ કરનારો વાયુ વાતો નથી, મરકી ઉત્પન્ન થતી નથી, અતિ વૃષ્ટિ થતી નથી, અનાવૃષ્ટિ થતી નથી, દુર્ભિક્ષ (દુકાળ) પડતો નથી તથા સ્વચક્ર કે પરચક્રનો ભય રહે તો નથી ભગવાનના વિહારમા કાટાઓ અધોમુખવાળા રહે છે આ સર્વ અપાયાપગમ અતિશયજ છે ૪

શાસ્ત્રોમા ભગવાનના ચોત્રીશ અતિશયો બતાવેલા છે, તે સર્વ નો આ ઉપર બતાવેલા ચાર મૂળ અતિશયોમાજ સમાવેશ થાય છે તે આ પ્રમાણે—સાથે ઉત્પન્ન થયેલા ચાર અતિશયો, આઠ પ્રાતિહાર્ય, આગળ ચાલતુ ધર્મચક્ર, ધર્મધ્વજ, ચરણને સ્થાપન કરવા માટે નવ સુવર્ણ કમળની રચના, અનુકૂળ વાયુનુ વાવુ, જમણી બાજુ શુભ શકુનોનુ જવુ, વૃક્ષોનુ નમવુ, વૃક્ષો પુષ્પોવડે વધાવે તે, સમવસરણમા ત્રણ વપ્ર કરવા, સુગધી જળની વૃષ્ટિ, સુગધી પુષ્પોની વૃષ્ટિ, ભગવાનનુ ચતુર્મુખ (દેશના દેવા) પણ તથા જઘન્યથી પણ ચાર પ્રકારના (નિકાયના) કોટી દેવોની સેવા એ સર્વે અતિશયો પૂજાતિશયમા અતર્ગત થાય છે તથા ભગવાનની યોજન સુધી વિસ્તારવાળી, એકી વખતે સર્વ જીવોના સદેહને નિવારણ કરનારી અને સર્વ ભાષાને અનુસરનારી વાણીનો વચનાતિશયમા સમાવેશ થાય છે તથા બીજા પ્રતિકૂળ કાર્યો (નો અભાવ) અપાયાપગમ ના મના અતિશયમા સમાય છે જો કે અહી આઠ પ્રાતિહાર્યોનો પૂજાતિશયમાજ સમાવેશ થાય છે, તો પણ વિશેષ પ્રકારનો નિયમ દેખાડવા માટે તેને ચાર ગુણોમા જૂદા ગણાવ્યા છે એ રીતે આ બીજા શ્લોકનો અર્થ સપૂર્ણ થયો

—✦—

૧ સ્વદેશના લોકથી ઉપદ્રવ ૨ પરદેશના લોકથી ઉપદ્રવ

## શ્રી સિદ્ધભગવતના આઠ ગુણોનુ વર્ણન.

—⊰(◎)⊱—

**મૂલાર્થ—અષ્ટ કર્મ રૂપ મળનો ત્યાગ કરી આઠ ગુણોએ કરીને સહિત જેઓ લોકના અગ્રભાગે પરસ્પર એકજ અવગાહનાને ધારણ કરીને રહેલા છે, તથા જેઓનુ અવલબન કરીને તીર્થંકરનાથ પણ વિચરે છે, તે પરમાત્મ પદને પામેલા સિદ્ધોને નમસ્કાર થાઓ ૩**

ટીકાર્થ—તે "પરમાત્મપદને" સિદ્ધિના સ્થાનને પામેલા અર્થાત્ સિદ્ધોને નમસ્કાર હો તે (સિદ્ધો) કેવા છે ? કે જેઓ અષ્ટ કર્મ રૂપી મળનો ત્યાગ કરીને "અષ્ટ ગુણોપપન્ના' આઠ ગુણોએ કરીને યુક્ત છતા "લોકમૂર્ધનિ" લોકના અગ્રભાગે "ધૃતૈકમિથો ઽવગાહા" ધારણ કર્યો છે એકજ પરસ્પર અવગાહ (અવગાહના) જેમણે એવા છતા રહેલા છે તથા તીર્થંકર એવા નાથ પણ જેમને આલબીને એટલે દીક્ષા સમયે "નમ સિદ્ધેભ્ય" સિદ્ધને નમસ્કાર હો એ પ્રમાણે જેમનુ આલબન ગ્રહણ કરીને વિચરે છે આ પ્રમાણે ત્રીજા શ્લોકનો સક્ષેપ અર્થ કર્યો

હવે વિસ્તરાર્થ કરે છે—જીવનુ મુખ્ય લક્ષણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ છે તેને જ્ઞાનાવરણીય વિગેરે આઠ કર્મરૂપી મળ છે, તેથી કરીને જીવનુ જ્ઞાનાદિક લક્ષણ ઢકાઇ જાય છે–અવરાય છે, અને તેથી કરીનેજ જીવ પોતાના અજ્ઞાનવડે ચતુર્ગતિ રૂપ સસારમા પરિભ્રમણ કરે છે, તેમા જે ભવ્ય જીવો છે તેઓ મનુષ્ય જ માદિક શુભ સામગ્રીના લાભથી પોતાના સ્વરૂપને મેળવવા માટે સવર (સયમ) ને ધારણ કરી આશ્રવોને રૂધે છે, તેથી કરીને નવા કર્મનો બધ થતો નથી, અહીં (સવરમા રહીને) પૂર્વે ઉપાર્જન કરેલા કર્મોનુ બાર પ્રકારના તપવડે શોષણ કરે છે તથા તેમની નિર્જરા કરે છે, ત્યારપછી ક્ષપકશ્રેણિપર આરૂઢ થઇ પ્રથમ મોહનીય કર્મને ખપાવી ત્યારપછી એકી વખતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય એ ત્રણ કર્મને ખપાવી કેવળજ્ઞાન પામે છે, અને

કેવળી અવસ્થાએ વિચરે છે, પછી જ્યારે એક અ તર્મુહૂર્ત નુ આયુષ્ય શેષ રહે છે, ત્યારે જો આયુષ્યની સ્થિતિ અ પ હોય અને વેદનીય કર્મ, નામકર્મ અને ગોત્રકર્મ એ ત્રણ કર્મોની સ્થિતિ અધિક હોય તો કેવળીસમુદ્‌ઘાત કરીને આઠ સમયમા આ ચારે કર્મોની સમ સ્થિતિ કરે છે, અન્યથા સમુદ્‌ઘાત કરતા નથી, ત્યારપછી મનયોગ, વચનયોગ અને કાયયોગને રૂપે છે, તેમા પ્રથમ મનયોગ, ત્યારપછી વચનયોગ અને ત્યારપછી કાયયોગને રૂપે છે, અને તે સમયે શૈલેશી નામના કરણવડે સ્થિર થઈને આયુષ્ય સહિત ચારે કર્મોની બાકી રહેલી તેર અથવા બાર પ્રકૃતિઓનો છેલ્લે સમયે ક્ષય કરે છે, અને તેજ સમયે આત્મસ્વરૂપની સ્થિતિવાળા થાય છે, તે વખતે તેની અવગાહના પોતાના શરીરના ત્રીજા ભાગે ઓછી એટલે ⅔ ભાગે હોય છે, અને તેમા પરમાત્મ રૂપે પરિણામ પામેલા આ આઠ ગુણો પ્રગટ થાય છે, તે આ પ્રમાણે—અન ત જ્ઞાન ૧, અન ત દર્શન ૨, અવ્યાબાધપણુ ૩, (ક્ષાયક) સમકિત ૪, અવ્યયપણું ૫, અરૂપીપણું ૬, અગુરૂ લઘુપણુ ૭ અને અન તવીર્ય ૮ તેમા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી અન તજ્ઞાન ગુણ પ્રાપ્ત થાય છે ૧, દર્શનાવરણીય કર્મના ક્ષયને લીધે અન તદર્શન ગુણ પ્રાપ્ત થાય છે સામાન્ય રીતે પદાર્થને જે ગ્રહણ કરવો–જાણવો તે દર્શન કહેવાય છે, તેમા વિશેષ ગ્રહણની અપેક્ષા હોતી નથી, જો કે જ્ઞાન અને દર્શન અભિન્નજ છે, તોપણ દર્શનને સામાન્ય ધર્મના ગ્રહણની અપેક્ષા છે અને જ્ઞાનને વિશેષ ધર્મના ગ્રહણની અપેક્ષા છે, આ અપેક્ષાને લઇનેજ તેમની ભિન્નતા કહેવાય છે, જેમકે પ્રથમ સામાન્ય રીતે ઘટત્વ (ઘટની જાતિ) ગ્રહણ કર્યા પછી ઘટરૂપ વિશેષ પદાર્થનુ ગ્રહણ થઈ શકે છે, તેમા કેવળી રહિત સર્વ છદ્મસ્થોને પ્રથમ દર્શન અને પછી જ્ઞાન હોય છે, પણ કેવળીને તો પ્રથમ જ્ઞાન અને પછી દર્શન હોય છે, જેમકે પ્રથમ ઘઉં, ચોખા વિગેરે વિશેષ વસ્તુનુ ગ્રહણ થાય છે અને પછી આ સર્વ ધાન્ય છે, એમ સામાન્ય ઉપયોગ થાય છે તેથી કરીને જ 'સવ્વન્નૂણ સવ્વદરિસીણ' 'સર્વ જ્ઞાનવાળા અને સર્વ દર્શનવાળા પ્રત્યે' એવો પાઠ સ ગત થાય છે એટલે કે પ્રથમ સર્વજ્ઞ કહ્યા, અને પછી

સર્વદર્શી કહ્યા આ વિષય ઉપર ઘણી ચર્ચા છે, તે અન્ય ગ્રથમાથી જાણી લેવી. ૨, વેદનીય કર્મનો ક્ષય થવાથી અવ્યાબાધ ગુણ પ્રાપ્ત થાય છે આ ગુણને લીધે એકજ અવગાહનાવાળા અનત સિધ્ધોને પરસ્પર બાધા-પીડા થતી નથી જેમ એક નિગોદમા રહેલા એક અવગાહનાવાળા અનત જીવોને પરસ્પર અત્યત બાધા સભવે છે, તેમ અહીં ભ્રાંતિ ( શકા ) કરવી નહીં ૩, મોહનીય કર્મનો ક્ષય થવાથી સમ્યક્‌ત્વ-સમ્યગ્ સ્વરૂપતા નામનો ગુણ પ્રાપ્ત થાય છે આ ગુણને લીધે મોહથી ઉત્પન્ન થતા વિકારનો અભાવ હોવાથી અનત સુખ પ્રાપ્ત થાય છે કારણકે વિકાર ઉત્પન્ન થાય તો આત્મસ્વરૂપના અભાવને લીધે કલેશનો સભવ છે, અને આત્મસ્વરૂપે સ્થિતિ હોવાથી સર્વ દુ ખનો અભાવ હોય છે તેથી ફરીનેજ આ સમ્યકત્વનુ બીજુ નામ અનત સુખ કહેવાય છે ૪, આયુષ્ય કર્મના ક્ષયથી અવ્યયત્વ (નાશરહિત-અવિનાશીપણું) નામનો ગુણ ઉત્પન્ન થાય છે આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે, ત્યારપછી આયુષ્યનો અવશ્ય ક્ષય થાય છે, પરતુ સિદ્ધોની સ્થિતિ તો સાદિ અનત ભાગે હોવાથી અવ્યયત્વ ગુણ સિદ્ધોનો હોય છે ૫, નામકર્મનો ક્ષય થવાથી અરૂપિત્વ ગુણ પ્રાપ્ત થાય છે કારણકે નામકર્મ વર્ણ, ગ ધ, રસ અને સ્પર્શવાળા પુદ્‌ગળના સ્ક ધથી ઉત્પન્ન થાય છે અને પુદ્‌ગળના સ્ક ધો રૂપી હોય છે, તેનો સિદ્ધોને અભાવ હોવાથી અરૂપિપણુ સિદ્ધ થાય છે ૬, ગોત્રકર્મના ક્ષયથી અગુરુલઘુ નામનો ગુણ પ્રાપ્ત થાય છે, તે આ પ્રમાણે-ઉચ્ચ ગોત્રના ઉદયથી મનુષ્યોની ગૌરવતા થાય છે, અને નીચ ગોત્રના ઉદયથી લઘુપણુ પ્રાપ્ત થાય છે, એટલે લોકમા સન્માન પામે તો તે ગુરૂ કહેવાય છે, અને અપમાન પામે તો તે લઘુ કહેવાય છે, એ બન્ને ગોત્રકર્મના ઉદયથી થાય છે, તેનો અહીં અભાવ હોવાથી સિદ્ધોનો અગુરુલઘુ ગુણ કહેવાય છે અહીં કોઇ પ્રશ્ન કરે છે કે-સત્પુરૂષોને સિદ્ધો પૂજ્ય હોય છે, તેથી તેમનુ ગુરૂપણુ અને નાસ્તિકોને અપૂજ્ય છે તેથી તેમનુ લઘુપણુ સભવે છે, તો અહીં અગુરૂ લઘુપણુ કેમ કહ્યુ? આનો જવાબ એ છે જે-ઉચ્ચ ગોત્રવાળા પુરૂષના આવવાથી ઉભુ

થવુ, આસન આપવુ વિગેરે પૂજા થઇ શકે છે, અને નીચ ગોત્ર વાળાને દૂર રાખવામા આવે છે, એવી જાતનો વ્યવહાર સિદ્ધોમા હોતો નથી, તથી તેમનુ અગુરૂલઘુપણુ યોગ્યજ છે ૭, અતરાય કર્મનો ક્ષય થવાથી અનત વીર્યરૂપ ગુણ પ્રાપ્ત થાય છે કારણ કે લોકાલોકમા વર્તનારા પદાર્થોનુ એકી વખતે જ્ઞાન થવાથી તથા કદાપિ સ્વસ્વરૂપ થકી નહીં પડવાથી અનત વીર્ય પણ પ્રાપ્ત થાય છે ૮ આ આઠ ગુણોએ કરીને સિદ્ધો ચિદાનદમય છે, એમ સિદ્ધ થાય છે

અહીં કોઇ પ્રશ્ન કરે કે–સિદ્ધોને ચિન્મયપણુ, આનદમયપણુ કે અનત સુખપણુ ભલે હો, પરતુ તેમને શરીરનો અભાવ હોવાથી તે કાઇ પણ ઘટતુ નથી આનો ઉત્તર એ છે જે—

"न वि अत्थि माणुसाण, त सुक्ख न वि अ सव्वदेवाण ।
ज सिद्धाण सुक्ख, अव्वाबाह उवगयाण ॥"

"અવ્યાબાધ ગુણને પામેલા સિદ્ધોને જે સુખ છે, તે સુખ ચક્રવતી વિગેરે મનુષ્યોને હોતુ નથી, તથા ઇંદ્રાદિક દેવોને પણ હોતુ નથી"

વળી સિદ્ધનુ સુખ આ પ્રમાણે કહ્યુ છે—

"सुरगणसुह समत्त, सव्वद्धा पिडियं अणतगुण ।
न वि पावइ मुत्तिसुह, णताहिं वग्गवग्गूहिं ॥"

"સર્વ દેવોનુ સર્વ કાળ સબધી એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ સબધી સર્વ સુખો એકત્ર કરીએ, તેને અનત ગુણ કરીને અનત વર્ગે કરીને વર્ગિત કરીએ એટલે તેનો અનતી વાર વર્ગ કરીએ તોપણ તે સુખ મુક્તિ સુખની તુલ્યતાને પામતુ નથી"

આ મુક્તિનુ સુખ વચનથી કહી શકાય તેવુ નથી, તે દૃષ્ટાત સહિત બતાવે છે—

"जह नाम कोइ मिच्छो, नगरगुण बहुविहे वियाणतो ।
न चएइ परिकहेउ, उवमाए तह असतीए ॥"

" જેમ કોઇ એક મ્લેચ્છ ઘણા પ્રકારના નગરના ગુણોને
જાણતો છતો બીજાઓ ની પાસે ( તથા પ્રકારની ઉપમાના અભાવે )
તે કહી શકતો નથી, તેમ મુક્તિનુ સુખ પણ કહી શકાતુ નથી "

તેની કથા આ પ્રમાણે છે—કોઈ એક વનવાસી મ્લેચ્છ બન
વાને ચારતો અરણ્યમા જ વૃક્ષની નીચે રહે છે એકદા કોઈ રાજા
અશ્વથી હરણ કરાઈને તે અટવીમા આવ્યો, તે અત્યત શ્રમિત તથા
તૃષાતુર થયો તેને તે મ્લેચ્છે જોયો, એટલે તેને પાણી પાઈ તેના
અગની સેવા ચાકરી કરી સત્કાર કર્યો, પછી તેની સાથે જઇને તેને
તેના નગરમા પહોચાડ્યો ત્યારપછી રાજાએ આ મારો ઉપકારી છે
એમ જાણીને તેની ઘણી બરદાસ કરી અને પોતાની જેવા જ ખાન,
પાન વિગેર ભોગમા તેને જોડ્યો તો પણ તે વનના રાગની જેમ તે
નગરના સુખમા સતોષ પામતો નથી એકદા વર્ષાઋતુ આવી, ત્યા
તે મ્લેચ્છ અરણ્યને સભારી મનમા ખેદ પામવા લાગ્યો રાજાએ
ખેદનુ કારણ પૂછ્યુ, ત્યારે તેણે પોતાનો અભિપ્રાય તેને કહ્યો તે
સાભળીને તેની પ્રસન્નતાને માટે તેને અરણ્યમા જવાની રાજાએ રજા
આપી ત્યા તે પોતાના મિત્રોને મળ્યો તેઓએ તેને પૂછ્યુ
કે—" નગર કેવુ હોય ? ત્યા ખાવાનુ શુ હતુ ? બીજી શી શી વસ્તુ
હતી ? " તેના જવાબમા તેણે માત્ર પોતાની કાખની જ વગાડી
સુખનુ ચિન્હ બતાવ્યુ, પરતુ નગરના સુખની વાત કહી શક્યો
નહીં આ દૃષ્ટાતની જેમ મુક્તિનુ સુખ વચનથી અવાચ્ય છે, તો પણ
કાંઈક ઉપમા આપીને દેખાડીયે છીયે—

" जह सव्वकामगुणियं, पुरिसो भुत्तूण भोयणं कोइवि ।
तण्हाछुहाविमुक्को, अच्छिज्ज जहा अमियतित्तो ॥
इय सव्वकालतित्ता, अउलं निव्वाणमुवगया सिद्धा ।
सासयमव्वाबाहं, चिट्ठंति सुही सुहं पत्ता ॥ "

" જેમ કોઇ પુરુષ સર્વ મનવાછિત ગુણવાળુ—રસવાળુ ભોજન
જમીને ક્ષુધા તૃષા રહિત નક્કી અમૃતથી તૃપ્ત થયો હોય એમ સુખે
રહે છે, તેમ કોઇ ઉપમા ન આપી શકાય એવા નિર્વાણ પામેલ

સિદ્ધો સર્વદા તૃપ્ત અને શાશ્વત તથા અવ્યાબાધ સુખને પામીને સુખી જ રહ્યા છે અર્થાત્ તેમને કાંઇ પણ જાતની ઇચ્છા હોતી નથી તેથી તેઓ નિરંતર સુખમય જ છે "

તીર્થંકરો પણ સદા સિદ્ધના સ્વરૂપનું અવલંબન કરીને જ રહ્યા છે તેથી કરીને દીક્ષા સમયે " नमः सिद्धेभ्यः " 'સિદ્ધોને નમસ્કાર હો ' એવો પાઠ બોલે છે માતૃકાના (બારાક્ષરી ભણવાના) આરંભમાં પણ "ॐ नमः सिद्धं" એ પ્રમાણે બોલાય છે જો કે સર્વે સિદ્ધો પોત પોતાની અવગાહનાએ કરીને તથા પોતાની સત્તાએ કરીને ભિન્ન ભિન્ન રહેલા છે, તો પણ સ્વરૂપે કરીને સર્વેની એકયતા હોવાથી " सिद्ध " શબ્દ એક વચનમાં મૂકયો છે, તથા " नमः " શબ્દનો સંબંધ છતાં પણ આર્ષ પ્રયોગને લીધે ચતુર્થીને બદલે દ્વિતીયા વિભક્તિ મૂકી છે આ અભિપ્રાયથી જ લૌકિક શાસ્ત્રમાં એક જ પરમેશ્વરનું કથન કરેલું છે સર્વ કોઇ પણ આત્મા નિશ્ચય નયની અપેક્ષાએ પરમેશ્વર રૂપ જ છે અને તે સંગ્રહ નયની અપેક્ષાએ એક જ છે તે એક જ આત્મા વ્યવહાર નયને આશ્રીને માયાના વ્યપદેશથી ગતિ-આગતિ રૂપ સંસારને પામે છે, તેથી કરીને શબ્દ નયની અપેક્ષાએ પરમેશ્વર જગતસૃષ્ટિના કર્તા છે એમ કહેવાય છે આ વિષયમાં મિથ્યાદૃષ્ટિઓને મોહને લીધે ઘણી ભ્રાંતિ રહે છે, પરંતુ સમ્યગ્દૃષ્ટિઓને તો વિવેક હોવાથી કોઇ પણ ઠેકાણે સંદેહ હોતો નથી આ પ્રમાણે ત્રીજા કાવ્યનો અર્થ પૂર્ણ થયો ૩



ससमयपरसमयविऊ, गंभीरो दित्तिमं सिवो सोमो ।
गुणसयकलिओ एसो, पवयणउवएसओ य गुरू ॥

"દેશ ૧, કુળ ૨, જાતિ ૩, રૂપ ૪, સંઘયણ ૫, તથા ધૃતિ યુક્ત ૬, આશંસા રહિત ૭, કોઇની નિંદા નહીં કરનાર ૮, માયા રહિત ૯, સ્થિરપરિપાટી (સૂત્રાર્થ ન ભૂલે તેવા) ૧૦, સર્વ કોઇ પોતાના વાક્યને ગ્રહણ કરે તેવા ૧૧, પરિષદને—સભાને જીતનાર ૧૨, નિદ્રાને જીતનાર ૧૩, મધ્યસ્થ ૧૪, દેશ ૧૫, કાળ ૧૬, અને ભાવને જાણનાર ૧૭, તાત્કાલિક બુદ્ધિ ઉત્પન્ન થાય તે ૧૮, ભિન્ન ભિન્ન દેશની ભાષાને જાણનાર ૧૯, પાંચ પ્રકારના આચારે કરીને યુક્ત ૨૪, સૂત્ર અર્થ અને તે બન્નેને જાણનાર ૨૫, આહરણ ૨૬, હેતુ ૨૭, ઉપનય ૨૮, અને નયને વિષે નિપુણ ૨૯, ગ્રાહણાને વિષે કુશળ ૩૦, સ્વસિદ્ધાંત ૩૧, તથા પરસિદ્ધાંતનો જાણનાર ૩૨, ગંભીર ૩૩, દીપ્તિમાન ૩૪, ઉપદ્રવનો નાશ કરનાર ૩૫ તથા સૌમ્ય ગુણ યુક્ત ૩૬, આ પ્રમાણે શતગુણોએ કરીને યુક્ત એવા આ ગુરૂ પ્રવચનના ઉપદેશ જાણવા."

આ ગાથાઓનો વિસ્તરાર્થ કહે છે—

સૂત્ર સૂચન માત્ર કરે છે તેથી ગાથામાં જે દેશ શબ્દ લખ્યો છે, તે આર્ય દેશ સમજવો, તે આર્યદેશમાં ઉત્પન્ન થયેલા આચાર્ય હોવા જોઇએ તે આર્ય દેશ આ પ્રમાણે—ભરતક્ષેત્ર, તેમાં પણ દક્ષિણાર્ધ ભરત, તેમાં પણ મધ્ય ખંડમાં સાડી પચીશ આર્ય દેશો છે, શેષ દેશો અનાર્ય છે તે આર્ય દેશો આ પ્રમાણે છે—મગધ દેશમાં રાજગૃહી નગરી, તેના છાસઠ લાખ ગામો છે ૧, અંગદેશમાં ચંપા નગરી તેના પાંચ લાખ ગામો છે ૨, બંગદેશમાં તામ્રલિપ્તી નગરી છે તેના પચાસ હજાર ગામો છે ૩, કલિંગ દેશમાં કાંચનપુર નગર છે, તેના એક લાખ ગામ છે ૪, કાશી દેશમાં વારાણસી નગરી, તેના એક લાખ ને બાણું હજાર ગામો છે ૫, કોશલ દેશમાં સાકેતપુર નગર છે, તેનું બીજું નામ અયોધ્યા નગરી કહેવાય છે, તેના નવાણું હજાર ગામો છે ૬, કુરૂદેશમાં ગજપુર (હસ્તિનાપુર) નગર છે, તેના એંશી હજાર ત્રણસો ને પચીશ ગામો છે ૭, કુશાવર્ત દેશમાં

શૌર્યપુર નગર છે, તેના ચોર્યાશી હજાર ને ત્રાશી ગામો છે ૮, પંચાલ દેશમા કાંપીલ્યપુર છે, તેના ત્રણ લાખ ને ત્રાશી હજાર ગામો છે ૯, જાગલ દેશમા અહિછત્રા નગરી છે, તેના એકતાલીશ હજાર ગામો છે ૧૦, સૌરાષ્ટ્ર દેશમા દ્વારિકા નગરી છે, તેના અડસઠ લાખ ને પાંચ હજાર ગામો છે ૧૧, વિદેહ દેશમા મિથિલા નગરી છે, તેના આઠ હજાર ગામો છે ૧૨, વચ્છ દેશમા કોશાંબી નગરી છે, તેના અઠાવીશ હજાર ગામો છે ૧૩, શાંડિલ્ય દેશમા નંદિપુર નગર છે, તેના દશ હજાર ગામો ૧૪, મલય દેશમા ભદ્દિલપુર નગર છે, તેના સાત લાખ ગામો છે ૧૫, વત્સ દેશમા વિરાટ નગર છે, તેના એંશી હજાર ગામો છે ૧૬, દશાર્ણ દેશમા મૃત્તિકા નગરી છે, તેના અઢાર લાખ ને બાણું હજાર ગામો છે ૧૭, વરૂણ દેશમા શુક્તિકા નગરી છે, તેના ચોવીશ હજાર ગામો છે ૧૮, સિંધુ દેશમા વીતભય પત્તન છે, તેના અડસઠ હજાર ને પાંચ સો ગામો છે ૧૯, સૌવીર દેશમા મથુરા નગરી છે, તેના છ હજાર ને આઠ સો ગામો છે ૨૦, બીજા વરૂણ દેશમા અચ્છા નગરી છે, તેના બેતાલીશ ગામો છે ૨૧, શૌરસેન દેશમા અપાપા નગરી છે, તેના છત્રીશ હજાર ગામો છે ૨૨, ભંગ દેશમા માગપુર નગર છે તેના ચૌદ સો ને પચીશ ગામો છે ૨૩, કુણાલ દેશમા શ્રાવસ્તી નગરી છે, તેના ત્રેસઠ હજાર ને ત્રેપન ગામો છે ૨૪, લાટદેશમા બાણપુરી નગરી છે, તેના એકવીશ લાખ ને ત્રણ હજાર ગામો છે ૨૫, કેકય દેશમા શ્વેતાંબિકા નગરી છે, તેના પચીશ હજાર ને આડસો ગામો છે અહીં શ્વેતાંબિકા નગરી સૂધીનો પૂર્વ તથા દક્ષિણનો ભાગ આર્ય છે, અને બીજો અનાર્ય છે, તેથી તે અર્ધ દેશ આર્ય છે, માટે સાડીપચીશ દેશ આર્ય છે, આટલા દેશોમાં ઉત્પન્ન થયેલા પુરૂષો આચાર્યપણાને યોગ્ય હોય છે એ પ્રથમ ગુણ થયો ૧

ઉગ્રભોગાદિક આર્ય કુળો કહેવાય છે, તેમા વિનયાદિક ધર્મની સામગ્રી હોય છે, તથા અભક્ષ્યાદિકનો ત્યાગ હોય છે, તેવા કુળમા ઉત્પન્ન થયેલો પુરૂષ પિતૃપક્ષે કરીને શુદ્ધ હોય છે, તે આર્ય કુળ નામનો બીજો ગુણ ૨

માતૃપક્ષ શુદ્ધ હોય તે જાતિ કહેવાય છે, મારી ભૂમિ વિના

સારૂ બીજ કળવળુ થતુ નથી, તેથી શુદ્ધ જાતિ નામના બીજો ગુણ કહેવાય છે ૩

રૂપવાળો મનુષ્ય આચાર્ય પદને યોગ્ય હોય છે, કહ્યુ છે કે—

"सुवशजोऽपि रूपर्द्धि, विना लोकैर्न मन्यते।
वज्रस्वामिवदाचार्यो, रूपवानेव पूज्यते ॥"

"સારા વશમા ઉત્પન્ન થયેલો પુરૂપ પણ જો રૂપની સમૃદ્ધિ રહિત હોય તો તે લોકોએ પૂજાતો નથી પણ વજ્રસ્વામી ની જેમ રૂપવાન આચાર્ય હોય તોજ તે પૂજાય છે" વજ્રસ્વામીની કથા નીચે પ્રમાણે—

એકદા અષ્ટાપદ તીર્થે ગૌતમસ્વામી ગયા હતા, ત્યા વૈશ્રમણ (કુબેર)ના જે સામાનિક દેવ તિર્યગ્જૃભકને બોધ પમાડવા માટે પુડરીક અને કડરીક નામનુ અધ્યયન કર્યું હતુ, તે દેવ આયુષ્ય પૂર્ણ થયે ચવીને તુબવન નામના નગરમા ધનગિરિ નામના આમચિતકની સુનદા નામની ભાર્યાની કુક્ષિમા અવતર્યો, ત્યારપછી પ્રથમથીજ વૈરાગ્ય રગમા મગ્ન થયેલા ધનગિરિએ સ્વસ્ત્રીને ગર્ભવતી જોઈને કહ્યુ કે—"હે પ્રિયા! તારા ગર્ભમા ઉત્પન્ન થયેલો બાળક તારી સહાય કરશે" એમ કહીને સુનદાને રોતી મૂકીને તેણે શ્રી સિહગિરિ ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી, ત્યારપછી અનુક્રમે તેણીને પુત્ર જન્મ થયો, પડોશમા રહેનારી સ્ત્રીઓએ તેનુ સૂતિ કર્મ કર્યું, અને તેઓ પરસ્પર બોલી કે—"જો આ વખતે આ બાળકનો પિતા હાજર હોત તો મોટો ઓચ્છવ થયો હોત" આ પ્રમાણે સ્ત્રીઓની વાણી સાભળીને તે બાળકને જાતિ સ્મરણ જ્ઞાન થયું, આ ભવની પહેલા ત્રીજા ભવ ઉપર તેણે જે શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તે સર્વ સ્મરણમા આવ્યો, તથી ગૃહવાસથી ઉદ્વેગ પામીને તેનાથી છુટવા માટે તે અત્યત રોવા લાગ્યો, તેને સુનદા ઘણા રમકડાવડે રમાડવા લાગી તોપણ તે છાનો રહ્યા નહી, તેથી તે પણ અત્યત ખેદ પામવા લાગી, આ અવસર ધનગિરિ સાધુ તથા સુનદાનો ભાઇ કે જણે પ્રથમથીજ દીક્ષા લીધતી હતી તે સમિત નામનો સાધુ, એ બન્નેએ મળીને સિહગિરિ ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે—"આપની આજ્ઞા હો!

તો અમે સ્વજાતિને પ્રતિબોધ કરીયે ' ત્યાર ગુરૂએ ઉપયોગ દઈને લાભ જાણીને કહ્યુ કે—'હા, ભલે જાઓ અને સ્વકુટુબમાથી સચિત્ત કે અચિત્ત જે ભિક્ષા મળે તે ગ્રહણ કરવી " ત્યારપછી તે બન્ને સાધુ સુનદાને ઘેર આવ્યા, પડોશમા રહેનારી સ્ત્રીઓની શીખામણથી સુનદાએ ધનગિરિને કહ્યુ કે—"આ તમારા પુત્રનુ તમેજ પાલન કરો આનાથી હુ અત્યત ઉદ્વેગ પામી છુ, હવે આને હુ રાખી શકીશ નહીં " ત્યારે ધનગિરિએ કહ્યુ કે—"હે ભદ્ર ! તુ પુત્ર આપીને પાછળથી પશ્ચાત્તાપ પામીશ " તે બોલી કે–" ના, મને કાઇપણ પશ્ચાત્તાપ થવાનો નથી " ફરીથી સાધુ બોલ્યા કે–" જો હુ આને ગ્રહણ કરીશ તો પછી તને આ દુર્લભ થશે કારણ કે પછી હુ પાછો આપીશ નહીં આ પુરૂષો તથા સ્ત્રીઓ સર્વ સાક્ષી છે " તેણીએ કહ્યુ—" ભલે, એમ થાઓ " તે સાભળીને ધનગિરિએ પોતાના પાત્રબધની ઝોળીમા તે બાળકને ગ્રહણ કર્યો અને વસ્ત્રની ગાઠ બાધીને તેણીને ધર્મલાભની આશિષ આપી શમિતસાધુ સહિત તે ગુરૂ સમીપે આવ્યો બાળક પણ તરત જ રૂદનથી નિવૃત્ત થયો ત્યારપછી ઘણા ભારને લીધે જેના હાથ નમી જતા હતા એવા ધનગિરિને આવતા જોઇને ગુરૂએ ઉભા થઇ પોતાના હાથમા તે વસ્ત્રની ગ્રથિ (ઝોળી) લઇ લીધી, અને કહ્યુ કે " અહો ! આ તો વજ્રની જેવો ભાર છે " પછી ગુરૂએ ગાઠ છોડી તો અદર બાળકને જોયો તે જોઇને કહ્યુ કે " આ બાળક વજ્ર નામે શ્રી જિનશાસનનો પ્રભાવક થશે ' એમ કહીને તેને પાલન કરવા માટે સાધ્વીઓને આપ્યો તે સાધ્વીઓએ શ્રાવિકાઓને આપ્યો તેમના બાળકો સાથે ક્રીડા કરતો તે ત્રણ વર્ષનો થયો મન્મન (બોબડા) શબ્દોને બોલતો અત્યત પ્રશસ્ય સ્વરૂપવાળો તથા શુભ લક્ષણને ધરતો તે લોકોને અત્યત દર્શનીય (પ્રિય) થયો તે જોઇને સુનદા પણ તેને ગ્રહણ કરવા માટે અત્યત આતુર થઇ, અને તેથી તેણીએ શ્રાવિકાઓ પાસે તેને માગ્યો, ત્યારે તેઓ બોલી કે "પારકી થાપણ અમારાથી આપી શકાશે નહીં " એવા અવસરે સિહગિરિ આચાર્ય દેશાતરોમા વિહાર કરતા ફરીથી તુબવન ગામમા આવ્યા તે વખતે સુનદાએ સાધુઓ પાસે પોતાનો પુત્ર માગ્યો ત્યારે ધનગિરિએ કહ્યુ કે " તે સર્વ

લોકની સાક્ષીએ તે પુત્ર મને આપ્યો છે, અને અમે તેનો પ્રતિગ્રહ-સ્વીકાર કર્યો છે, માટે હવે તે બાબતનો કાઇ વિવાદ કરવા ની જરૂર નથી" તે સાભળીને સુનંદાએ તેનો ન્યાય કરાવવા રાજા પાસે વિજ્ઞપ્તિ કરી રાજાએ સર્વ લોકોને એકઠા કરી સાધુઓને બોલાવી આ પ્રમાણે ન્યાય આપ્યો કે "જો આ બાળક તેની માતાના બોલાવવાથી તેની માતા પાસે જશે તો તે તેણીનોજ જાણવો, અને પિતા રૂપ સાધુના બોલાવવાથી પિતા પાસે જશે તો તે પિતાનોજ જાણવો" આ ન્યાય સર્વ લોકોએ પણ કબુલ કર્યો પછી એક તરફ સુનંદા બેઠી અને બીજી તરફ તેનો પિતા-સાધુ બેઠા, તે બન્નેની વચ્ચે બાળકને રાખ્યો, પછી સુનંદાએ તે બાળકને મોદક તથા રમકડા દેખાડીને લોભ પમાડ્યો તથા મધુર વચનોથી બોલાવ્યો, તોપણ તે માતાની સમીપ ગયો નહી તે વખતે બાળકને વિચાર થયો કે "જો કે આ મારી માતા છે, તેણીએ મને ગર્ભમા ધારણ કર્યો છે તોપણ તેની પાસે મારે જવુ યોગ્ય નથી, કારણ કે મારા જવાથી તે મહા મોહજાળમા પડશે, અને મારા નહીં જવાથી તે સસારથી ઉદ્વેગ પામીને નિરાધારપણાને લીધે દીક્ષાજ ગ્રહણ કરશે, અને સદ્ગતિને પામશે' આ પ્રમાણે વિચારીને તે બાળકે તેનો આદર કર્યો નહીં ત્યાર પછી સાધુ-પિતાએ તેને કહ્યુ કે "હે બાળક ! જો તુ વ્રત લેવા ઇચ્છતો હો તો આ સાધુનુ ચિન્હ રજોહરણ છે તેને તુ ગ્રહણ કર" એ પ્રમાણે કહ્યુ કે તરતજ તે બાળકે ઉઠીને રજોહરણ ગ્રહણ કર્યું તે વખતે સાધુના પક્ષના લોકોએ ઉચે સ્વરે સાધુ સાધુ (બહુ સારૂ કર્યું બહુ સારૂ કર્યું) એવો શબ્દ બોલીને તેને ઉત્સાહ આપ્યો રાજાએ સુનંદાને કહ્યુ કે "હે ભદ્રે ! આ બાળકજ પિતાના વેષને ચાહે છે, તેમા અમે શુ કરી શકીએ ?" તે સાભળીને સુનંદા પણ ખેદ પામીને વિચારવા લાગી કે "હવે તો મારા પતિની, પુત્રની તથા ભાઈની જે ગતિ છે, તેજ મારી પણ હો" એમ વિચારીને તેણીએ પણ દીક્ષા લીધી ગુરૂએ તેણીને દીક્ષા આપીને સાધ્વીઓને સોપી પછી શ્રાવિકાઓ પાસેથી તે બાળકને પણ લઈને તેના પાલનને માટે સાધ્વીઓનેજ સોપ્યો પછી તે બાળક સ્તનપાનનો ત્યાગ કરી પ્રાસુક આહાર ખાવા લાગ્યો, તથા સાધ્વીઓ જે જે ભણે છે,

તે તે સાભળવા લાગ્યો એ રીતે શ્રવણ કરવાથીજ તે અગ્યાર અ ગ ભણ્યો અનુક્રમે તે આઠ વર્ષનો થયો, ત્યારે સાધ્વીઓ પાસેથી તેને લઈને આચાર્યે દીક્ષા આપી. પછી તેને સાથે લઈને આચાર્યે માલવ દેશ તરફ વિહાર કર્યો માર્ગમા મેઘ વર્ષવા લાગ્યો તેથી સૂરીશ્વર કોઇ એક યક્ષના ચૈત્યમા રહ્યા આ અવસરે વજ્રના પૂર્વ ભવના મિત્ર એક તિર્યગ્જૃભક દેવે વજ્રની સયમમા કેવી સ્થિરતા છે? તેની પરીક્ષા કરવા માટે ગાડી, ઘોડા, ઉટો, બળદો અને મનુષ્યોથી સહિત એક સાર્થ રચ્યો અને પોતે મનુષ્ય રૂપે આવીને સાધુઓને વિનતિ કરી કે "હે સાધુઓ! અમારા સાર્થમા ભિક્ષાનો અવસર થયો છે, તેથી ત્યા આવીને તમો ભિક્ષા ગ્રહણ કરો" તે સાભળીને આચાર્યે ભિક્ષાને માટે વજ્રનેજ આજ્ઞા કરી. ત્યારે વજ્ર મુનિ ભિક્ષા લેવા ચા યા માર્ગમા ચાલતા તેણે આકાશમાથી જળના બિદુઓ પડતા જોયા, તેથી તે પાછા વળ્યા ત્યારપછી તે દેવે વૃષ્ટિ બધ કરીને કહ્યુ કે "હે સાધુ! હવે જળના બિદુ પડતા નથી, ચાલો, ચાલો" તે સાભળીને વજ્રમુનિ પણ સાથમા ગયા ત્યા ભિક્ષા લેતી વખતે ઋતુને વિરૂદ્ધ એવા શાકને રાધેલા જોઇને તેણે ઉપયોગ આપ્યો અને સર્વ દેવકૃત માયા જાણી તેથી તે ભિક્ષા લીધા વિનાજ પાછા વળ્યા દેવતાએ કહ્યું કે-" હે સાધુ! કેમ પાછા જાઓ છો?' વજ્ર મુનિએ કહ્યુ કે-' તમે દેવો છો, તેથી તમારો આહાર અમારે કલ્પનીય નથી " તે સાભળીને તે દેવ પ્રસન્ન થયો અને પ્રત્યક્ષ થઈને કહ્યુ કે-" હુ તમારો પૂર્વભવનો મિત્ર જૃભકદેવ છુ " એમ કહીને તેણે તેને વૈક્રિય (રૂપ) કરવાની શક્તિ આપી ત્યારપછી એક દિવસ બીજા જૃભકદેવે વજ્રમુનિને ઘેબર દેવાવડે લોભ પમાડ્યો, તો પણ તે દેવનો વ્યવહાર જાણીને તેણે કહ્યુ કે-"આ ઘેબર અકલ્પ્ય છે " તે વખતે પ્રથમના દેવની જ જેમ તેણે પ્રસન્ન થઈને આકાશ ગામિની વિદ્યા આપી ત્યારપછી આચાર્યે માલવ દેશમા વિહાર કર્યો ત્યા ત્રેવીશ સાધુઓ અગ્યાર અગનો અને પૂર્વનો અભ્યાસ કરતા હતા, તેઓનો પાઠ વજ્ર સાભળ્યો, તેથી તેને પ્રથમનુ ભણેલુ અતિ દૃઢ થયુ ત્યારપછી તે વજ્રને ભણાવવાની ઇચ્છાથી બીજા

સાધુઓ જ જે પાઠ આપતા હતા, તે તે પાઠને પોતે જાણી જોઇનેજ જાણે નિદ્રાળુ હોય તેમ ગુણ ગુણ શબ્દને કરતો હતો. એકદા આચાર્ય શરીરચિંતાને માટે બહિર્ભૂમિ ગયા અને બીજા સાધુઓ ગોચરી માટે ગયા, તેથી ઉપાશ્રયમા એકલા વજ્રમુનિ જ રહ્યા. તે વખતે તેણે બાળ સ્વભાવને લીધે ક્રીડાને માટેજ સર્વે ભણનારા સાધુઓના આસનો લઇને જૂદા જૂદા પોતાના આસનની સમીપે મૂકયા. પછી પોતે આચાર્ય થઇને તે તે સાધુના નામ ગ્રહણપૂર્વક તેમના ઇષ્ટ પાઠને આપવા લાગ્યો, તેવામા આચાર્ય બહિર્ભૂમિથી આવ્યા, તેમણે ઉંચે સ્વરે સ્વાધ્યાય આપતા વજ્રને સાભળ્યો. તે જોઇ તેણે વિચાર્યું કે-" આ બાળક મારા કરતા પણ વધારે સારો પાઠ આપે છે, તેથી અમને અહીં આવેલા જાણીને તેને લજ્જાને લીધે ક્ષોભ થશે માટે તે પ્રમાણે ન થાઓ " એમ વિચારીને સૂરિએ ઉંચે સ્વરે ઉપાશ્રયની બહાર જ બહિર્ભૂમિથી આવવાની નૈષેધિકીનો ઉચ્ચાર કર્યો. તે સાભળીને તરતજ તે આસનો પોત પોતાને સ્થાને મૂકીને વજ્ર ગુરૂની સન્મુખ આવ્યો, અને ગુરૂના પાદને પાદલુંછન વડે પ્રમાર્જન કરી નમસ્કાર કરી ગુરૂના હાથમાથી દાંડો લઇ ગુરૂની પાછળ પાછળ પોતાને આસને આવ્યો. પછી ગુરૂએ વિચાર્યું કે-"આ શિષ્ય સર્વ સાધુઓને વાચના આપવામા યોગ્ય છે, તો પણ લઘુ વયનો હોવાથી તેની પ્રતીતિ થઇ શકશે નહીં. છતા પણ કોઇ પણ ઉપાયે આની સર્વ સાધુઓને પ્રતીતિ કરાવવી જોઇએ " એમ વિચારીને સૂરિએ સર્વ સાધુઓને એકઠા કરીને કહ્યું કે-" મારે અમુક ગામ અવશ્ય જવાનું છે, તમારે અહીં જ રહેવું " તેઓ બોલ્યા કે- "અમારા સ્વાધ્યાયનો ભંગ થશે તેમા આપની શી આજ્ઞા છે ? " ગુરૂએ કહ્યું કે-"વજ્રજ તમો સર્વેને વાચના આપશે " તે સાભળીને તેઓને મનમા સંશય થયો, તોપણ ગુરૂનું વચન પ્રમાણ કર્યું. ત્યાર પછી ગુરૂ ગ્રામાંતર ગયા. પાઠ લેવાને સમયે સર્વે મુનિઓ વજ્રની પાસે આવ્યા. વજ્રે પણ જેને જે અભ્યાસ ચાલતો હતો, તેને તેનો પાઠ આપ્યો, અને અર્થની પોરસી વખતે અર્થ પણ આપ્યો. જે સાધુ જે રીતે બોધ પામે તેજ રીતે હેતુ અને નય વડે એકજ વખત કહેવાથી તેને અર્થનું ગ્રહણ કરાવ્યું. તેથી સર્વ સાધુઓ તુષ્ટ

માન થઇને પરસ્પર કહેવા લાગ્યા કે-"જો ગુરૂ મહારાજ ચિરકાળ સુધી ચાતુર્માસમા રહે તો પણ સારૂ છે, આપણને તો સૂત્ર તથા અર્થનુ ગ્રહણ સારી રીતે થાય છે" ત્યારપછી એ ત્રણ દિવસે ગુરૂ પણ આવ્યા તેમણે સર્વને પૂછ્યુ કે-"હે સાધુઓ! તમારો સ્વાધ્યાય બરાબર થતો હતો કે નહી?" તેઓ બોલ્યા કે-"આપની કૃપાથી અમોને વજ્ર સારી રીતે ભણાવતા હતા હવેથી અમારા અધ્યાપક વજ્રજ હો, કે જેથી આપના ધ્યાનમા વિઘ્ન ન આવે, તથા શરીર ખેદ પણ ન થાય" ફરીથી આચાર્યે પૂછ્યું કે-"ત્યારે આ વજ્ર સાધુ આચાર્યપદવીને યોગ્ય છે?" સાધુઓ બોલ્યા કે-"હા, યોગ્યજ છે" ત્યારે ગુરૂએ વજ્રને આચાર્યપદે સ્થાપન કર્યા ત્યાર પછી સર્વે મુનિઓ વજ્રનો વિનય કરવા લાગ્યા વજ્રાચાર્ય પણ સૂત્રનુ વ્યાખ્યાન આપતા પદાનુસારી લબ્ધિએ કરીને ગુરૂના પણ પૂર્વગત સંદેહોનો નાશ કરતા હતા એકદા ગુરૂએ વિચાર્યું કે-"આ વજ્ર વિના બીજા સર્વે મુનિઓ અગ્યાર અંગના અભ્યાસમા પણ ગ્લાનિ પામે છે, તો દશમુ પૂર્વ ભણવાની શક્તિ તો કયાથીજ હોય? વળી દશમુ પૂર્વ ભણાવનાર પણ માત્ર ઉજ્જયિનીમા રહેલા એક ભદ્રગુપ્તાચાર્ય જ છે તેથી તેમની પાસે દશમુ પૂર્વ ભણવાને વજ્રનેજ હુ મોકલુ તો તેને તેનો લાભ થાય" આ પ્રમાણે વિચારીને ગુરૂએ વજ્રને બોલાવ્યા, અને દશમા પૂર્વનો અભ્યાસ કરવા માટે બે શિષ્યો સહિત ભદ્રગુપ્તાચાર્ય પાસે મોકલ્યા વજ્રાચાર્યે પણ ત્યાથી વિહાર કર્યો, અને અનુક્રમે ઉજ્જયિનીએ પહોચ્યા તે વખતે સાયંકાળ થઇ જવાથી નગરીની બહારજ રાત્રિ નિર્ગમન કરી તે જ રાત્રિમા ભદ્રગુપ્તાચાર્યે સ્વપ્ન જોયુ કે-ખીરથી ભરેલુ મારૂ પાત્ર કોઇ અતિથિ આવીને સર્વ પી ગયો પછી પ્રાતઃકાળે જાગ્યા પછી આચાર્યે પોતાના શિષ્યોને કહ્યુ કે-"આજે એક પ્રાઘુર્ણક (પરોણો) સાધુ આવશે, અને તે મારી પાસેથી સર્વ વિદ્યા ગ્રહણ કરશે" ત્યારપછી થોડીવારે વજ્રે આવીને ભદ્રગુપ્તાચાર્યને વંદના કરી આચાર્યે પણ શ્રીસિંહગિરિની સુખશાતા પૂછીને તેને આવવાનુ કારણ પૂછ્યુ ત્યારે વજ્રે પણ પોતાનો અભિપ્રાય કહ્યો તે સાભળી ભદ્રગુપ્તાચાર્યે

પોતાના સ્વપ્નને સત્ય કરવા માટે વજ્રને શિષ્યપણે અંગીકાર કર્યો. વજ્રે પદાનુસારિણી લબ્ધિ વડે કરીને થોડા કાળમાજ સંપૂર્ણ દશમા પૂર્વનો અભ્યાસ કરી લીધો ત્યાર પછી કૃતાર્થ થઈને વજ્ર ફરીથી પોતાના ગચ્છમા આવ્યા તેને યોગ્ય જાણીને સિંહગિરિ ગુરૂએ સર્વ ગચ્છનો ભાર તેને સોપ્યો, અને પોતે વિવિધ તપ કરી અંતે અનશન લઈ સમાધિ પૂર્વક કાળધર્મ પામી વૈમાનિક દેવ થયા ત્યાર પછી વજ્રસ્વામી ક્ષીરાશ્રવ લબ્ધિને લીધે મધુર વાણીએ કરીને ભવ્યોને પ્રતિબોધ કરતા કરતા ભૂમિપર વિચરવા લાગ્યા, અને અનુક્રમે દશપુરમા ચાતુર્માસ રહ્યા આ અવસરે પાટલીપુત્ર નગરમા એક ધન નામે શ્રેષ્ઠી રહેતો હતો. તેને રૂકિમણી નામની પુત્રી હતી, તે સાધુ સાધ્વીની ભક્તિમા તત્પર તથા કુમારિકા હતી તે ધન શ્રેષ્ઠીની યાનશાળામા કોઈ વજ્રસ્વામીના ગચ્છની સાધ્વીઓ ચાતુર્માસ રહી. તેમની પાસે નિરતર રૂકિમણી ઉપદેશ સાભળતી હતી પ્રસગે પ્રસગે તે સાધ્વીઓ તેણીની પાસે શ્રી વજ્રસ્વામીના રૂપની પ્રશસા કરતી હતી. તે સાભળીને રૂકિમણીએ અભિગ્રહ ધારણ કર્યો કે-"હુ વજ્રસ્વામીનેજ ભર્તાર તરીકે અગીકાર કરીશ, તે સિવાય અન્યને વરીશ નહિ " તે વખતે સાધ્વીઓએ કહ્યુ કે-"હે ભદ્રે ! આ તારો અભિગ્રહ કેવો ? તે વજ્રસ્વામી તો બ્રહ્મચારી તથા ચારિત્રધારી (મુનિ) છે, તેથી તારી પ્રતિજ્ઞા શી રીતે સિદ્ધ થશે ? " રૂકિમણી બોલી કે જો તે પૂજ્ય મને પત્નીપણે અગીકાર નહી કરે તો હુ તેમની પાસે ચારિત્ર ગ્રહણ કરીને તેમની શિષ્યા થઈશ, તેથી મારી પ્રતિજ્ઞા સત્યજ છે " ત્યાર પછી ચાતુર્માસ પૂર્ણ થયે સ્વામી દશપુર નગરથી વિહાર કરી ગામેગામ ભવ્યપ્રાણીઓને બોધ કરતા અનુક્રમે પાટલિપુર આવ્યા તે નગરના રાજાએ મહોત્સવ પૂર્વક ગુરૂનો ધર્મોપદેશ સાભળ્યો ગુરૂના રૂપ અને વાણીથી તે રાજા અત્યત હર્ષિત થયો પછી ગુરૂને નમીને ત્યાથી ઉઠી પોતાના અત પુરમા જઇ રાજાએ સર્વ રાણીઓને કહ્યુ કે-"જેમણે વજ્રસ્વામીનુ રૂપ જોયુ નથી, તેમણે કાઇ પણ જોયુ નથી, અને જેઓએ તેમની વાણી સાભળી નથી, તેઓએ કાઇ સાભળ્યુ નથી " આ પ્રમાણે રાજાના મુખથી સ્વામીની પ્રશસા સાભળીને સર્વ

રાણીઓ રાજાની રજા લઇ ગુરૂને વંદન કરવા અત્યંત ઉત્સુક થઇ તે અવસરે ધન શ્રેષ્ઠીની પુત્રી રૂક્મિણીએ પોતાના પિતાને કહ્યું કે– "મેં તો વજસ્વામીનેજ ભર્તાર તરીકે અંગીકાર કર્યા છે, તેથી મને વરવા માટે તમે તેમને નિમંત્રણ કરો" તે સાંભળીને શ્રેષ્ઠી પણ વિવાહના વસ્ત્ર અલંકાર વિગેરે સામગ્રી લઇ અંત:પુરની રાણીઓ ચાલી તેજ વખતે તેમની સાથેજ આવ્યો તે વખતે સૂરિએ ઉપયોગ દઈને જાણ્યું કે–"મારા રૂપથી મોહિત થયેલી સ્ત્રીઓને ક્ષોભ ન થાઓ" એમ વિચારીને પોતાનું રૂપ ગોપવી કદ્રૂપ ધારણ કરીને રહ્યા ત્યાર પછી અંત:પુરની સ્ત્રીઓ પણ આવી શ્રેષ્ઠી પણ આવીને તેવું કુરૂપ જોઇ ખેદ પામ્યો, તો પણ પુત્રીની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તેણે શ્રીવજ્રને વિવાહ કરવા પ્રાર્થના કરી ત્યારે ગુરૂએ સર્વ સ્ત્રીઓને પ્રતિબોધ કરવા માટે ક્ષીરાશ્રવ લબ્ધિએ કરીને વૈરાગ્યમય દેશના આપી તે સાંભળીને સ્ત્રીઓ પરસ્પર બોલી કે "અહો! ગુરૂની જેવી વાણી છે, એવું રૂપ નથી આચાર્ય તો રૂપવાન્ હોવા જોઈએ પરંતુ સંસારમાં સર્વગુણોનો સંભવ એક સ્થાને ક્યાંથી હોય? આ પ્રમાણે તેની શંકા દૂર કરવા માટે ફરીને વૈક્રિય લબ્ધિ વડે બીજે દિવસે અત્યંત સુંદર રૂપ બનાવીને સુવર્ણ કમળ ઉપર રહ્યા તે જોઈને સર્વ લોક ચમત્કાર પામ્યા અને પરસ્પર બોલવા લાગ્યા કે અહો! આ ગુરૂની શક્તિ અચિંત્ય છે ત્યાર પછી આચાર્યે રૂક્મિણીને બોધ પમાડીને તેને દીક્ષા આપી આ કારણથી સુંદર મનોહર રૂપ એ આચાર્યનો ગુણ છે આ પ્રમાણે રૂપ ગુણ ઉપર આચાર્ય વજસ્વામીની કથા કહી એ ચોથો ગુણ ૪

વળી આચાર્ય દૃઢસંહનન હોવા જોઈએ કારણ કે શરીરનું સામર્થ્ય ન હોય તો ગચ્છમાં અધ્યાપન તથા સમય પ્રમાણે ક્રિયા કરવી એ વિગેરે વ્યવહાર શી રીતે થઇ શકે? એ પાંચમો ગુણ થયો ૫

તથા "ધૃતિ યુક્ત"–ધૃતિ એટલે મનનું વીર્ય અર્થાત્ સાહસ, તેણે કરીને યુક્ત આચાર્ય હોવા જોઇએ કેમકે ધૈર્ય વિના ગચ્છનું પાલન થઇ શકે નહી, તેમજ પૂજન પણ થઇ શકે નહી કહ્યું છે કે–

"धैर्यवन्तो जना पूज्या, नाधीरास्तु कदाचन ।
शम्या पूज्यत्वमालोक्य, सूरिर्गच्छे स्थिरो भवेत् (ऽमवृत्तं)"

"ધૈર્યવાન લોકો પૂજ્ય થાય છે, અધી જનો કદાપિ પૂજ્ય થતા નથી શમી (ખીજડી) વૃક્ષની પૂજા જોઇને એક આચાર્ય પોતાના ગચ્છમા સ્થિર થયા હતા " તેની કથા આ પ્રમાણે--

કોઈ એક યોગ્ય શિષ્યને આચાર્યે આચાર્ય પદ પર સ્થાપન કર્યો સ્વચ્છદપણાથી રહિત એવા તે આચાર્ય સર્વે ગચ્છના સાધુઓની સાર-સભાળ કરતા ઉદ્વેગ પામ્યા, તેથી તે ગચ્છનો ત્યાગ કરવાની ઇચ્છાથી શરીર ચિતાના મિષે કરીને એકલાજ નગરની બહાર નીકળી ગયા બે ગાઉ દૂર ગયા ત્યારે માર્ગમા કોઇ ગામની સમીપે દેવાધિષ્ઠિત શમીવૃક્ષ જોયુ, તે વૃક્ષને ઘણા લોકોએ અનેક વસ્ત્રના ચીથરા બાધેલા હતા, તથા સિદૂર અને તેલથી તેની પૂજા કરેલી હતી તે જોઇને સૂરિએ ચિત્તમા વિચાર કર્યો કે-"આ દેવાધિષ્ઠિત વૃક્ષ સ્થિર છે, તેથી લોકો તેની પૂજા કરે છે માટે હુ પણ આચાર્યપદને પામીને (પામેલ હોવાથી) જો સ્થિર થાઉ તો સર્વ લોકને પૂજ્ય થાઉ " એમ વિચારીને તે સૂરિ ત્યાથીજ પાછા વળીને ફરીથી ગચ્છમા આવી તેનો ભાર ઉપાડ્યો તેથી તે પૂજ્ય થયા આ છઠ્ઠો ગુણ ૬

"અનાશસી "—જેને વસ્ત્ર આહાર, પાણી વિગેરેની ઇચ્છા ન હોય તે અનાશસી કહેવાય છે આથી આચાર્યનુ નિર્લોભપણુ કહ્યુ એ સાતમો ગુણ થયો ૭

"અવિકત્થન "—કોઇએ પોતાનો અ પ અપરાધ પણ કહ્યો હોય, તેને વાર વાર કહ્યા કરવો તે વિકત્થન કહેવાય છે આવુ વિકત્થન જેને ન હોય તે અવિકત્થન ગુણ કહેવાય છે આચાર્યમા આ ગુણ ન હોય તો થોડા પણ અપરાધ વાર વાર કહેવાથી આલોચના (પ્રાયશ્ચિત્ત) લેનાર માણસ અત્યત લજ્જા પામે છે, અને મનમા ઉદ્વિગ્ન થાય છે તેથી આચાર્યે શિષ્યના મુખથી એકવાર સાભળીનેજ ઉચિત દડ (આલોયણ) આપવામા યત્ન કરવો જોઇએ એ આઠમો ગુણ કહ્યો ૮

"અમાયી "—માયા રહિત આચાર્ય માયાવી-કપટી હોય તો તે ગચ્છનુ સારી રીતે પાલન કરી શકે નહી તેથી તે દોષ રહિત આચાર્ય હોવા જોઇએ, એ નવમો ગુણ કહ્યો ૯

"સ્થિર પરિપાટિ"—કોષ્ઠ બુદ્ધિની લબ્ધિ સહિત હોવાથી જેને સૂત્ર તથા અર્થનુ વિસ્મરણ ન થતુ હોય તે સ્થિર પરિપાટિ કહેવાય છે એ દશમો ગુણ કહ્યો ૧૦

"ગૃહીતવાક્ય"—જેના વચનને સર્વ લોકો "યોગ્ય (યથાર્થ) છે" એમ જાણીને સ્વીકાર કરે તે ગૃહીત વાક્ય કહેવાય છે એ અગ્યારમો ગુણ ૧૧

"જિનપરિષદ"—સભાને જીતનાર, પ્રગલ્ભ વચન ન હોય તો સભા મધ્યે સભાક્ષોભ થવાથી જે વાક્ય બોલવુ હોય તેને બદલે મુખમાથી બીજુ જ વાક્ય નીકળી જાય છે જેમ કોઈ માણસ રાજા પાસે "આશીર્વાદ" શબ્દ બોલવાને બદલે "ઉશટર" શબ્દ બોલ્યો આવો દોષ જેને ન હોય તે જિતપરિષદ કહેવાય છે એ બારમો ગુણ ૧૨

"જિતનિદ્ર"—નિદ્રાને જીતનાર જેના નેત્ર નિદ્રાથી ધુણિત હોય, તે કોઈના પ્રશ્નનો જવાબ આપે, તો પણ સ્ફુટ રીતે સૂત્ર તથા અર્થનો પ્રકાશ કરી શકે નહી તેથી જિતનિદ્ર એ તેરમો ગુણ કહ્યો ૧૩

"મધ્યમસ્થ"—લોકો કોઈની ઉપર રાગવાળા અને કોઈની ઉપર દ્વેષવાળા હોય છે પરંતુ આચાર્યે કોઈ ઉપર રાગ દ્વેષ રાખવા ન જોઈએ અને સમભાવે કરીને વર્તવુ જોઈએ એ મધ્યસ્થ નામનો ચૌદમો ગુણ થયો ૧૪

"દેશકાળભાવજ્ઞ"—આ ત્રણ ગુણો સાથે લખેલા છે તેથી કરીને દેશજ્ઞ ૧૫ કાળજ્ઞ ૧૬, અને ભાવજ્ઞ ૧૭, તેમા જે દેશની યોગ્યતા પ્રમાણે વર્તે તે દેશજ્ઞ કહેવાય છે એટલે કે જે દેશમા જ કાર્ય ઉચિત હોય, તે દેશમા તેજ કાર્ય કરે તે દેશજ્ઞ નામનો પદરમો ગુણ છે ૧૫

જે કાળની ઉચિતતાએ પ્રવર્તે તે કાળજ્ઞ કહેવાય છે સ્વાધ્યાયમા, ધ્યાનમા ગોચરીમા, પ્રતિલેખનામા તથા પ્રતિક્રમણમા કાળનીજ અપેક્ષા છે તથા આષાઢ માસમા શરીરની છાયા બે પગલા જેટલી

હોય ત્યારે રોગીનો સમય થાય છે, ઇત્યાદિક કાળનો નિર્ણય કરવા જે સમર્થ હોય તે કાળજ્ઞ કહેવાય છે એ ઓગણીસમો ગુણ કહ્યો. ૧

"ભાવજ્ઞ"—ભાવ એટલે અન્યના મનનો અભિપ્રાય, તેને જે જાણે તે ભાવજ્ઞ કહેવાય છે આવો ગુણીજ આચાર્ય પદને યોગ્ય છે કહ્યુ છે કે—

"परभावानुवृत्त्येन, पुरुषो यः प्रवर्तते ।
स एव निपुणः सूरिर्यथा कमलबोधकः ॥"

"જે પુરુષ બીજાના મનના અભિપ્રાયની અનુકુળતાએ પ્રવર્તન કરે છે તેજ કમળને બોધ કરનાર સૂરિની જેમ નિપુણ કહેવાય છે" તેની કથા આ પ્રમાણે —

કોઇ એક નગરમા એક શ્રેષ્ઠી રહેતો હતો, તે શ્રાવક ધનવાન, બુદ્ધિમાન તથા સર્વ જનને માન્ય હતો, તેને કમળ નામે પુત્ર હતો, તે કળાવાન હતો, તો પણ તેને ધર્મ તથા તત્વના વિચારમા લેશ પણ રુચિ થતી નહી જ્યારે તેનો પિતા તેને કાઇ પણ તત્વ વિચારનો ઉપદેશ આપે, ત્યારે તે ઉઠીને ચાલ્યો જતો હતો, તેથી તેને બોધ કરવા તેનો પિતા શક્તિમાન થયો નહીં એકદા કોઇક આચાર્ય તે નગરની સમીપના એક ઉદ્યાનમા સમવસર્યા. તે સાભળીને નગરના લોકો તથા કમળનો પિતા શ્રેષ્ઠી પણ સૂરિને વદના કરવા ગયા, તેમની પાસે દેશના સાભળીને ઉઠતી વખતે તેણે આચાર્યને વિનતિ પૂર્વક કહ્યુ કે—"મારો કમળ નામનો પુત્ર ધર્મ વિચારમા અત્યત અજ્ઞાની છે, તેને કોઇપણ પ્રકારે આપ ગીતાર્થ હોવાથી બોધ પમાડો તો બહુ સારૂ થાય" તે સાભળી આચાર્યે તેનુ વચન અગીકાર કર્યુ પછી શ્રેષ્ઠીએ ઘેર આવી પુત્રને કહ્યુ કે—"હે પુત્ર! બહાર ઉદ્યાનમા ગીતાર્થ ગુરૂ પધાર્યા છે તેમની પાસે જઇને તારે તેનો ઉપદેશ સાભળવો" એ પ્રમાણે પિતાની પ્રેરણાથી કમળ પણ ગુરૂ પાસે જઇને નીચી દૃષ્ટિ રાખીને ગુરૂની પાસે બેઠો આચાર્યે દ્રવ્ય, ગુણ અને પર્યાયના વિચારવાળી દેશના આરભી તે વખતે તેની પાસે એક બદરી વૃક્ષ (બોરડીનુ ઝાડ) હતુ, તેના મૂળમા રહેવા મકોડા બિલમાથી નિકળતા તથા તેમા પ્રવેશ કરતા કમળે જોયા તેની ગણતરી તેણે કરી દેશનાને

અને આચાર્યે તેને પૂછ્યુ કે-"હે ભદ્ર ! આટલા સમય સુધીમા તે શુ જાણ્યુ ?" કમળે કહ્યું-"હુ" ફરીથી આચાર્યે પૂછ્યુ કે-"શુ જાણ્યુ ?" ત્યારે તે બો યો-"આ બિલમાથી એકસો ને આઠ મકોડા બહાર નીકળ્યા અને તેટલાજ તેમા પાછા પેઠા એમ મે જાણ્યુ" ફરીથી આચાર્ય બો યા-'અરે ! અમે જે કહ્યુ, તેમાથી તે કાઈ જાણ્યુ કે નહી ?" તેણે કહ્યુ-'ના, તે તો મે કાઈ સ ભ ળ્યુ પણ નથી" તે સાભળીને "આ અયોગ્ય છે" એમ જાણી આચાર્ય મૌન રહ્યા પછી તેના પિતાને તેની હકીકત કહીને આચાર્યે વિહાર કર્યો ત્યાર પછી એકદા બીજા આચાર્ય તેજ ઉદ્યાનમા પધાર્યા તે વખતે પણ શ્રેષ્ઠીએ તેમની પાસે પુત્રને બોધ કરવા વિજ્ઞપ્તિ કરી ત્યારે સૂરિ બો યા કે-"બહુ સારૂ, તમારા પુ ને અહી મોકલજો, તથા તેને શીખામણ આપજો કે-હે પુત્ર ! ગુરૂની પાસે નીચી દૃષ્ટિ રાખીને બેસવુ નહી, પર તુ ગુરૂના મુખ સામુ જોવુ, અને તે બોલે તેમા ઉપયોગ રાખવો" ત્યાર પછી તે શ્રેષ્ઠી આચાર્યનુ વચન અ ગીકાર કરી ઘેર આ યા, અને પુત્રને તે પ્રમાણે શીખામણ આપી ગુરૂ પાસે મોકલ્યો તે પણ ત્યા જઈને ગુરૂના મુખ સામે દૃષ્ટિ રાખીને બેઠો. ગુરૂએ કહ્યુ-"હે કમળ ! તુ કાઈ તત્ત્વનુ સ્વરૂપ જાણે છે ?" ત્યારે તે બોલ્યો-"મન ગમતુ ખાવુ, પીવુ અને સૂવુ એ ત્રણ તત્ત્વને હુ જાણુ છુ" તે સાભળી હસીને આચાર્ય બોલ્યા-"આતો ગામ ડીયાનુ વચન તુ બોલ્યો પર તુ જાણવાનુ ત્યાગ, કરવાનુ તથા ગ્રહણ કરવાનુ છે, તેમાથી કાઈ પણ તુ જાણે છે ?" કમળ બો યો-"તે હુ કાઇ જાણતો નથી તમેજ કહો હુ સાભળીશ." ત્યારે આચાર્યે બોધ કરવા માટે ત્રણ ચાર ઘડી સુધી તત્ત્વના નિર્ણયવાળી દેશના આપી પછી કમળને પૂછ્યુ કે-"તે શુ તત્ત્વ જાણ્યુ ?" ત્યારે તે બોલ્યો કે-"હે ગુરૂ ! તમે બોલતા હતા, ત્યારે તમારી ફૂકાટિકા[1] એકસોને આઠ વાર નીચે ઉચે જતી મે જાણી બીજુ તો તમારૂ કહેલુ તમેજ જાણો" આ પ્રમાણે તેનુ વચન સાભળીને આચાર્યે ખેદ યુક્ત થઇ વિચાર્યુ કે-'અહો ! અ ધને દર્પણનુ દર્શન કરા

[1] ગળાની ઘટડી અથવા હૈડીયો

વ્યા જેવુ થયુ " પછી તેના પિતાને તે વૃત્તાત કહીને આચાર્યે અન્યત્ર વિહાર કર્યો ત્યાર પછી એકદા અન્ય આચાર્ય તેજ ઉપ વનમા સમવસર્યા પ્રથમની જેમ નગરના લોકો પણ તેમને વાદવા ગયા કમળનો પિતા પણ ધર્મ દેશના સાભળીને બોલ્યો કે-" હે ભગવન્ ! મારો પુત્ર ધર્મ વિચારમા અત્યત મૂર્ખ છે પ્રથમ અત્રે પધારેલા બે આચાર્ય મહારાજે તેને અત્યત બોધ પમાડયો, પરતુ તેને કાઇ પણ બોધ લાગ્યો નથી પ્રથમ તેણે મકોડાની ગણતરી કરી, અને પછી કૃકાટિકાની ગણતરી કરી એવો મૂર્ખ છે " તે સાભળીને આચાર્ય બોલ્યા કે-' તમારા પુત્રને લૌકિક વ્યવહારમા કાઇ પણ બુદ્ધિ છે કે નહી " શ્રેષ્ઠીએ કહ્યુ કે-"તે એક ધર્મના વિચાર સિવાય બીજી બધી બાબતમા નિપુણ છે " ત્યારે આચાર્ય બોલ્યા કે-' તો તેને સુખેથી બોધ કરી શકાશે અવસરે તેને અહી મોકલજો " ત્યાર પછી શ્રેષ્ઠી ત્યાથી ઉઠીને પોતાને ઘેર ગયા, અને પુત્રની પાસે આચાર્યના ગુણની પ્રશસા કરવા લાગ્યા કે-"અહો ! આ જે આચાર્ય પધાર્યા છે, તે ત્રિકાલ જ્ઞાની છે, અને સર્વના સુખ દુ ખની વાત જાણે છે માટે હે પુત્ર ! તારે પણ તેમની પાસે જઇને પ્રશ્ન પૂછવા " તે સાભળીને કમળે ત્યા જવાનુ કબુલ કર્યુ પછી તે ત્યા ગયો, અને આચાર્યને નમન કરી તેમની પાસે બેઠો આચાર્ય તેનો અભિપ્રાય જાણવા માટે બોલ્યા કે-"હે કમળ ! તારા હાથમા મણિબ ધ (પાચા) ઉપર મત્સ્યના મુખ સહિત મોટી ધનની રેખા દેખાય છે " તે સાભળીને કમળે પૂછ્યુ-' તેનુ શુ ફળ ?" સૂરિ બોલ્યા-" મત્સ્યની રેખાથી ઘણુ ધન પ્રાપ્ત થાય છે વિગેરે વળી તારા હસ્તની રેખા ઉપરથી અમે જાણીએ છીએ કે તારો જન્મ શુકલ પક્ષમા હોવો જોઇએ, અને તે વખતે અમુક અમુક સ્થાને અમુક અમુક ગ્રહો રહેલા હશે " તે સાભળીને કમળ આશ્ચર્ય પામ્યો, અને તરતજ ત્યાથી ઉઠીને પોતાને ઘેર જઇ પોતાની જન્મપત્રિકા લાવી ગુરૂને દેખાડી ગુરૂએ પણ તેને તેજ પ્રમાણે રહેલા ગ્રહો દેખાડ્યા તથા કહ્યુ કે-"અમુક વરસે તારા લગ્ન થયા છે, અને અમુક વખતે તને તાવની બીમારી થઇ હતી " ઇત્યાદિક

સાભળી કમળ બોલ્યો-અહો! આ ગુરૂ તો ત્રિકાળ જ્ઞાની છે" પછી તે હમેશા ગુરૂને વાદવા આવવા લાગ્યો સૂરિ પણ ત્યાજ ચાતુર્માસ રહ્યા દરરોજ સુભાષિત વડે નાયિકાના વર્ણનવડે તથા કૌતુકની કથાઓ વડે કમળનુ ચિત્ત પોતાને વશવર્તી કર્યુ, કૌતુકની કથામા વચ્ચે ધર્મના વિચારને પણ જણાવતા હતા તેથી કમળ કાઇક ધર્મનો જાણ પણ થયો ચાતુર્માસ પૂર્ણ થયે વિહાર કરતી વખતે આચાર્યે કમળને ઉપદેશ કર્યો કે-"અમારા સ્મરણની ખાતર કાઇક પણ અમારૂ વચન સ્વીકાર કર" કમળે પણ કબૂલ કર્યું ત્યારે ગુરૂએ વિચાર્યું કે-" આને થોડા પ્રત્યાખ્યાનનુ પણ મોટુ ફળ દેખાડુ તેનુ ફળ જોઇને તેને પ્રતીતિ થશે, તેથી તેને સ્વાદ લાગેલો હોવાથી (પછી) તે મોટા પ્રત્યાખ્યાનો પણ ગ્રહણ કરશે" એમ વિચારીને સૂરિ બોલ્યા કે-" હે કમળ! તારે તારી પાડોશમા જે કુભાર રહે છે, તેની ટાલ જોઇને પછી હમેશા ભોજન કરવુ" કમળે કહ્યું -" આપનુ વચન મારે પ્રમાણ છે" ત્યારપછી સૂરીએ વિહાર કર્યો હવે તે કમળની પડોશમા રહેનાર તે કુભાર હમેશા ઉઘાડે માથે વાસણ ઘડે છે, તેની ટાલ જોઈને તે ભોજન કરે છે, એકદા તે કુભાર માટી ખોદવા માટે માટીની ખાણે ગયો હતો ત્યા માટી ખોદતા તેણે એક જીર્ણ ખાડામા રહેલુ દ્રવ્યનુ નિધાન જોયુ તે જોઇને તે કુભાર હર્ષ પામીને તે નિધાન લેવા માટે અડખે પડખેથી માટી પાડવા (દૂર કરવા)લાગ્યો આ અવસરે તે નગરમા કમળ કોઈક કાર્યમા ગુથાયો હતો, તેથી ભોજન કરવા માટે મોડો ઘેર આવ્યો ભોજન કરતી વખતે તે કુભારની ટાલ જોવાનુ સ્મરણમા આવ્યું, તરતજ તે પોતાના ઘરની વડી ઉપર ચડીને ઉચુ મુખ કરી તેની ટાલ જોવા લાગ્યો, પણ તે કુભારને ત્યા ન જોવાથી તેની સ્રીને પૂછયું કે-" આજે પટેલ કયા ગયા છે?" તેણીએ કહ્યું "માટી ખોદવા ગયા છે," તે સાભળીને કમળ પણ તેની ટાલ જોવા માટે માટીની ખાણ તરફ દોડ્યો તે વખતે તે કુભાર ઉઘાડે માથે નિધાન કાઢતો હતો કમળે દૂરથીજ સૂર્યના આતપથી ચકચકિત તેની ટાલ જોઇ, તેથી મનોરથની સિદ્ધિને લીધે હર્ષ પામીને તે ઉચે સ્વરે બોલ્યો-"અહો! જોયુ જોયુ" તે શબ્દ સાભળીને કુભાર પણ મનમા ભય પામ્યો કે-"આ કમળે મારૂ

નિધાન જોયુ તેથી તે જોયુ જોયું એમ બોલે છે માટે હવે મારા રાજ તરફથી નિગ્રહ થશે તો તે દોષને ઢાકવા માટે હુ આનેજ સતોષ પમાડુ " એમ વિચારીને તેણે તત્કાળ ઉભા થઇ કમળને બોલાવ્યો કે–" હે કમળ! જો તે જોયુ તો તે ઠીક થયુ છે શામાટે પાછો જાય છે ? " તારો અને મારો અર્ધો ભાગ. તે સાભળી કમળે વિચાર્યું કે–" આ મને અર્ધ ભાગ આપવાનુ કહે છે, તે પરથી અનુમાન થાય છે કે આને કાઇક પ્રાપ્ત થયુ છે કારણ કે માટીનો અર્ધો ભાગ આપવા મને શા માટે બોલાવે ? એ વિચારી પાછો આવી કમળ બોલ્યો કે–" અરે મૂર્ખ ! તુ મનેજ અર્ધભાગ આપવાનુ કહે છે, પણ રાજ ભાગ આપ્યા વિના તારો અને મારો બ નેનો નિગ્રહ થાય, માટે તે દોષની શાતિ કરવી જોઇએ અને તે દોષની શાતિ માટે હુ જ યત્ન કરીશ તેમા તારી શક્તિ નથી હું આના ત્રીજા ભાગથી રાજાના સર્વ અધિકારીઓને સાધીશ " તે વાત કુભારે પણ અ ગીકાર કરી પછી બન્ને જણાએ બહાર એ થી કાઢયુ, અને તેના ત્રણ ભાગ કર્યા તેમાથી બે ભાગ કમળે લીધા, અને એક ભાગ કુભારને આપ્યો તે દ્રવ્ય લઇ ઘેર આવી કમળે વિચાર્યું કે—" અહો ! આટલી વિરતિ ( નિયમ ) પણ મને સુખને માટે તથા લાભને માટે થઇ, તો મહાવિરતિ ( સર્વવિરતિ–સયમ ) ગ્રહણ કરવાથી મોટો લાભ અને મોટુ સુખ પ્રાપ્ત થાય, તેથી કરીને હવે તે જ ગુરૂમહારાજ જ્યારે અહીં આવશે, ત્યારે હું મહાવિરતિ ગ્રહણ કરીશ " ત્યારપછી બે ત્રણ વર્ષે તે જ ગુરૂ ફરીથી ત્યા આવ્યા તેમની પાસે કમળે દેશવિરતિરૂપ ચારિત્ર અ ગીકાર કર્યું આયુષ્યનો ક્ષય થયે સમાધિ મરણે વૈમાનિક દેવ ઉત્પન્ન થયો આ દૃષ્ટાતનુ તાત્પર્ય એ છે જે આચાર્યે અન્યનો અભિપ્રાય જાણવો જોઇએ એ સત્તરમો ગુણ છે ૧૭

" આસન્નલબ્ધપ્રતિભ "—જેણે બુદ્ધિને જાણે સમીપે જ રહી હોય તેમ ગ્રહણ કરી હોય તે આસન્નલબ્ધપ્રતિભ કહેવાય છે એટલે કે અ ય દર્શનીએ પોતાનો પક્ષ અ ગીકાર કર્યો હોય, તે વખતે તરત જ તેનુ નિરાકરણ કરવામા તથા પ્રત્યુત્તર દેવામા જેની શક્તિ હોય તે આસન્નલબ્ધપ્રતિભ કહેવાય છે કહ્યુ છે કે—

" झटित्येव स्वबुद्ध्या य', परयुक्तिर्निकृन्तति ।
स च सूरिर्यथा केशी, प्रदेशीनृपबोधक' ॥ "

" જે પોતાની બુદ્ધિથી તત્કાળ અન્યની યુક્તિઓને તોડી નાખે છે, તે જ સૂરિ કહેવાય છે તે ઉપર પ્રદેશી રાજાને બોધ કરનાર કેશી ગુરૂનુ દષ્ટાંત છે "

તેની કથા આ પ્રમાણે—આમ્લકલ્પા નામની નગરીમા એકદા ભગવાન મહાવીરસ્વામી સમવસર્યા તે સમયે કોઈ દેવ આવીને ભગવાનને નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો–" હે સ્વામી! આપની પાસે નૃત્ય કરવા માટે મને ઘણો હર્ષ (ઉત્સાહ) થાય છે" ભગવાને જવાબ આપ્યો કે—"તમારો દેવોનો એ આચાર છે જ " ફરીથી દેવે કહ્યું—" ત્યારે હુ નૃત્ય કરીને સર્વ સાધુઓને દેવની ઋદ્ધિ દેખાડુ " તે સાભળીને ભગવાન મૌન જ રહ્યા કારણ કે નૃત્ય જોવાની આજ્ઞા આપવાથી કેટલાક સાધુઓને સ્વાધ્યાય ધ્યાનમા વિઘ્ન કરનારરૂપ અનુકૂળ ઉપસર્ગ થાય, અને નિષેધ કરવાથી તેની ભક્તિનો ભગ થવાને લીધે અલાભ થાય ત્યારપછી ભક્તિથી પ્રેરાયેલા દેવે વૈક્રિય લબ્ધિવડે સમવસરણની ભૂમિ સાફ કરી તેમા ગ ધોદકની વૃષ્ટિ કરી, અને સુગ ધિ પુષ્પોથી પૃથ્વીને ઢાકી દીધી પછી પોતાની દક્ષિણ ભુજામાથી સારા રૂપવાળા સોળ વર્ષની ઉમ્મરવાળા એકસો ને આઠ કુમારો તથા વામ ભુજામાથી તેવા પ્રકારની એકસો ને આઠ કુમારીકાઓ પ્રગટ કરી ફરીથી પણ બન્ને ભુજામાથી જ વિવિધ વાજિત્રોને ધારણ કરનારા તેટલા જ કુમારો તથા કુમારીકાઓ પ્રગટ કરી બત્રીશ પ્રકારના નૃત્યનો પ્રારભ કર્યો તે અષ્ટ માગલ્યાદિ રૂપ બત્રીશ પ્રકારનુ નૃત્ય થયુ ત્યારપછી તે દેવ પોતાની સર્વ ઋદ્ધિ સ વરીને ભગવાનને પ્રણામ કરી સ્વર્ગે ગયો તે સર્વ જોઇ શ્રી ગૌતમ ગણધરે શ્રીમાન્ જિનેન્દ્રને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક નમસ્કાર કરી પૂછ્યુ કે—" હે ભગવાન્ ! આ દેવ કોણ હતો ? " ભગવાને કહ્યુ—"સૌધર્મદેવલોકનો નિવાસી સૂર્યાભ નામના વિમાનનો સ્વામી હમણા જ દેવપણે ઉત્પન્ન થયેલો સૂર્યાભ નામનો દેવ છે " ફરીથી શ્રીગૌતમે

પૂછ્યુ—"તેને કયા સુકૃતે કરીને આવી ઋદ્ધિની લબ્ધિ પ્રાપ્ત થઇ ?" ત્યારે ભગવાને તેના પૂર્વભવની કથા આ પ્રમાણે કહી—

આ પૂર્વભવે કેકય દેશનો પ્રદેશી નામે રાજા હતો તે નાસ્તિક મતમા હોવાથી જીવ પરલોકથી આવે છે, તથા પરલોકમા જાય છે, એમ માનતો નહોતો અને પૃથ્વી, અપ્, તેજ તથા વાયુ એ ચાર મહાભૂતના સયોગથી ચેતના ધર્મ ઉત્પન્ન થાય છે એમ માનતો હતો પરતુ શરીરથી ભિન્ન એવા ચેતના ધર્મવાળા જીવને માનતો નહોતો આ કારણથીજ પુણ્ય પાપ અને બધ મોક્ષને પણ માનતો નહીં તેથી હિંસા કરતો, મૃષા વચન બોલતો, અદત્તને ગ્રહણ કરતો, મૈથુનને સેવતો તથા પરિગ્રહને વૃદ્ધિ પમાડતો ઉલટો આનદ પામતો હતો હમેશા શિકાર કરવાથી તેના હસ્ત રૂધિર વડે વ્યાપ્તજ રહેતા હતા તે રાજાને ચિત્ર નામનો મોટો ભાઈ હતો, તેજ રાજ્યધુરાને વહન કરતો હતો, રાજ્યકાર્યની ચિતા કરતો હતો, તથા રાજાનુ સારથિપણુ પણ તેજ કરતો હતો, તેથી તે ચિત્ર સારથિ નામે કહેવાતો હતો આ પ્રદેશી રાજાને કુણાલ દેશનો અધિપતિ શ્રાવસ્તિ નગરીનો સ્વામી જિતશત્રુ નામનો રાજા મિત્ર હતો તેના માટે પ્રદેશી રાજાએ એકદા [1]પ્રાભૃત તૈયાર કરીને ચિત્ર સારથિને શ્રાવસ્તિ નગરીએ મોકલ્યો તે પણ ત્યાથી પ્રયાણ કરી કેટલેક દિવસે શ્રાવસ્તિ નગરીએ પહોચ્યો ત્યા જિતશત્રુરાજાને જય વિજય શબ્દોવડે વધાવી પ્રદેશી રાજાએ મોકલેલુ પ્રાભૃત– ભેટણુ કર્યું જિતશત્રુ રાજાએ પણ પ્રદેશી રાજાના કુશળ સમાચાર પૂછી ચિત્ર સારથિનુ સન્માન કર્યું, અને તેને સર્વ ઋતુમા અનુકૂળ એવા એક મોટા મહેલમા ઉતારો આપ્યો. તે ચિત્ર તે મહેલના ગવાક્ષમા બેઠો હતો, તે વખતે તેણે નગરમાથી નીકળીને એકજ દિશા તરફ જતા પુરજનોને જોયા તેથી તેણે કોઇ જાણીતા માણસને તેનુ સ્વરૂપ પૂછ્યુ ત્યારે બોલ્યો કે—"હે મહાત્મા ! આ નગરીની સમીપના ઉદ્યાનમા શ્રીપાર્શ્વનાથ સ્વામીના સતાનીયા શ્રીકેશીકુમાર નામના આચાર્ય પધાર્યા છે, તેમને વદન કરવા તથા તેમના મુખથી

૧ ભેટણુ

ધર્મદેશનાનું શ્રવણ કરવા આ સર્વે ધાર્મિકજનો એકઠા થઇને જાય છે " આ પ્રમાણે તેનું વચન સાભળીને ચિત્ર સારથિને પણ તેમનો ઉપદેશ સાભળવાનું કૌતુક થયું તેથી તે ઉઠીને વાહનમા બેસી પરિવાર સહિત તે ઉદ્યાનમા ગયો ત્યા અન્યજનોની રીત પ્રમાણે પ્રણામ કર્યા વિનાજ આચાર્યની પાસે જઇને બેઠો હવે ચાર જ્ઞાનને ધારણ કરનારા આચાર્ય મહારાજ પણ સર્વ જનને હિતકારક દેશના દેવા લાગ્યા તેમા યુક્તિ સહિત જીવ અજીવના વિવેચનને સાભળીને ચિત્ર પણ કોઇ વખત નહીં સાભળેલા અર્થ ને પામ્યો, તેથી મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યકત્વરૂપી રત્નને પામ્યો દેશનાને અતે સભાજનો ઉઠતા તે વખતે ચિત્રે પણ ભક્તિપૂર્વક ગુરૂને નમસ્કાર કર્યો આ પ્રમાણે હમેશા તત્ત્વલાભની રૂચિવાળો થઇ હેય, ઉપાદેય પદાર્થોને જાણી તેણે ગુરૂપાસે બાર વ્રતને ધારણ કરી કેટલેક દિવસે જિતશત્રુ રાજાએ પણ પ્રદેશી રાજા માટે હસ્તિ, અશ્વ વિગેરેનું પ્રાભૃત-ભેટણુ તૈયાર કરી તથા ચિત્રનું પણ વસ્ત્રાભૂષણથી સન્માન કરી તેને પોતાના સ્કધાવાર-છાવણીમા જવાની રજા આપી તે વખતે ચિત્ર પ્રયાણ કરતી વેળાએ પણ કેશીકુમાર આચાર્યને વાદવા ગયો તેમને વાદીને તેણે વિજ્ઞપ્તિ કરીકે—" હે સ્વામી ! સમૃદ્ધિવાળી અમારી શ્વેતાબિકા નગરી આપને જોવા લાયક છે તેમા ઘણા ધર્મિષ્ઠ ઇભ્યપુત્રો ( વણિક્પુત્રો ) રહે છે ત્યા આપને પણ પધારવુ યોગ્ય છે આપના પધારવાથી લોકોને ઘણો ધર્મલાભ થશે " તે સાભળીને આચાર્યે કહ્યુ કે—" હે મિત્ર ! જે વનમા જીવોનું ભક્ષણ કરનાર સિંહ રહેતો હોય, તેવા વનમા મૃગોને શો લાભ થાય ? " ત્યારે ચિત્ર બોલ્યો કે—" આપને તે સિંહનું શુ પ્રયોજન છે ? અમારી જેવા આપના ઘણા ભક્તો છે, તેઓ સાધુઓને પટ્ટ, ફલક, દર્ભ વિગેરે આપી ભક્તિ કરશે. " તે સાભળી આચાર્ય મૌન રહ્યા ત્યાર પછી ચિત્ર પોતાના દેશ તરફ ચાલ્યો કેટલાક પ્રયાણોએ કરી પોતાની નગરીએ પહોચ્યો ત્યા મૃગવન નામના ઉદ્યાનના આરક્ષકને બોલાવીને તેણે આજ્ઞા આપી કે—"હે ઉદ્યાનપાલક! મૃગવન ઉદ્યાનમા જો કોઇ સાધુવેષને ધારણ કરનાર મુનિવરો આવે, તો તેમને તારે

શય્યા, ફલક, દર્ભ વિગેરે આપીને ભક્તિ કરવી, અને મને તે સમા ચાર આપવા " ત્યારપછી શ્રી કેશીકુમાર નામના આચાર્ય પણ લાભ જાણીને શ્રાવસ્તી નગરીથી વિહાર કરી ગામેગામ વિચરતા કેકય દેશમા શ્વેતાબિકા નગરીની બહાર રહેલા મૃગવન ઉદ્યાનમા આવ્યા ત્યા ચિત્રસારથિએ પ્રથમથીજ આજ્ઞા કરેલા ઉદ્યાનપાળે તેમનુ આગમન જાણીને શય્યા, ફલક, વિગેરે સાહિત્ય આપી સાધુઓની ભક્તિ કરી, અને તે સમાચાર ચિત્રને આપ્યા તેણે પણ અવસરે આવીને ગુરૂને વાદ્યા, અને કહ્યુ કે—" હે સ્વામી ! અહીં આપને મોટો લાભ થશે, માટે આપે અહીં પાચ દિવસ સ્થિરતા કરવી " એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીને ચિત્ર પોતાને ઘર ગયો ત્યારપછી ધાર્મિક અને શ્રદ્ધાવાળા નાગરિકજનો ઉદ્યાનમા પધારેલા આચાર્યને જાણીને તેમને વાદવા ગયા ગુરૂને વાદીને તેમની પાસે બેઠા ગુરૂએ તે દેશની ભાષામા ધર્મદેશના આરભી હવે આ અવસરે કાબોજ દેશથી પ્રદેશી રાજાને ભેટમા અશ્વો આવ્યા હતા, તેમની પરીક્ષા કરવા માટે ચિત્ર સાર થિએ રાજાને વિનતિ કરી રાજાએ તેનુ વચન સ્વીકાર્યું ત્યાર ચિત્રે અશ્વોને રથમા જોડયા તેમા બેસીને રાજાએ તે અશ્વાની પચ ધારા ગતિએ કરીને પરીક્ષા કરી ઘણો કાળ અશ્વોને વહન કરાવ વાથી તે થાકી ગયા, તેમના મુખમાથી દહીં જેવા ઉજ્વળ ફીણ નીક ળવા લાગ્યા અને આખુ શરીર પરસેવાથી આર્દ્ર થયુ, તે જોઇને સારથિએ રાજાને વિનતિ કરી કે—" હે મહારાજ ! ઘણુ ચાલવાથી આ અશ્વો થાકી ગયા છે તેથી તેમનો શ્રમ ઉતરવા માટે આ સમી પના મૃગવનમાજ ગાઢ છાયાવાળા વૃક્ષ નીચ વિશ્રાતિ કરીયે " રાજાએ કહ્યુ—" બહુ સારૂ " એમ કહી રાજા સારથિ સહિત અ શ્વોને હાકી મૃગવનમા ગયો ત્યા કેશીકુમાર આચાર્ય ભવ્યજનોને ધર્મોપદેશ આપતા હતા, તેમની થોડેક દૂર ચિત્રસારથિ પણ રથથી અશ્વોને છોડી તેમને આર્દ્રપૃષ્ઠ કરવા લાગ્યો એટલે તેમની પીઠ પર હાથ ફેરવવા લાગ્યો આ અવસરે ભવ્ય જનોને ઉપદેશ દેતા આચાર્યને રાજાએ જોયા ત્યારે રાજાએ મનમા વિચાર્યું કે—" અહો ! આ મૂઢ શુ બોલે છે ? અને તેની પાસે રહેલા આ મૂઢ જનો શુ સાભળે છે ? અહો ! આ વક્તા અને શ્રોતા સર્વ મૂઢજ લેખા

થયા છે" એમ વિચારીને રાજાએ ચિત્રસારથિને કહ્યું કે—"આ કોણ છે? અને શું ઉપદેશ આપે છે?" ચિત્ર બોલ્યો—"હે મહારાજ! આ પાર્શ્વનાથ સ્વામીના સતાનીયા શિષ્યો છે, અને તે દેહથી જીવ ભિન્ન છે એવો ઉપદેશ આપે છે" ત્યારે રાજાએ કહ્યું—"કઈ યુક્તિએ કરીને શરીરથી જીવ ભિન્ન છે એમ નિશ્ચય કરે છે?" ચિત્ર બોલ્યો—"જો ત્યાં જઈને સાભળીએ તો તે જાણી શકાય." રાજાએ કહ્યું—"બહુ સારૂ, ચાલો જઈએ" એમ કહીને રાજા પણ ત્યાથી ચાલીને આચાર્યની પાસે આવી સ્તભની જેમ ઉભો રહ્યો તેણે આચાર્યને પૂછ્યું કે—"કઇ યુક્તિવડે તમે શરીરથી આત્માને ભિન્ન માનો છો?" આચાર્ય બોલ્યા—"હે રાજન! જો આવા પ્રકારના પ્રશ્નો પૂછવાની તમારી ઇચ્છા હોય તો વિનયનો કેમ ભગ કરો છો?" રાજાએ કહ્યું—"અહીં શું મે અયોગ્ય કહ્યું?" સૂરિ બોલ્યા—"દૂરથી તમે અમને જોઇને મનમા વિચાર્યું હતુ કે આ મૂઢ આ મૂઢોની સભામા શું મિથ્યા બોલે છે? આ પ્રમાણે તમે વિચાર કર્યો હતો, તે સત્ય કે અસત્ય?" આ પ્રમાણે સૂરિનુ વચન સાભળીને રાજા આશ્ચર્ય પામીને બોલ્યો કે—"પરના અભિપ્રાયને તમો શી રીતે જાણો છો?" સૂરિએ કહ્યું કે—"પાચ જ્ઞાનમાથી મારે ચાર જ્ઞાન છે તેમા પહેલુ મતિજ્ઞાન છે, તે ઇંદ્રિયોની પ્રેરણાથી (જ્ઞાનથી) ઉત્પન્ન થાય છે બીજુ શ્રુતજ્ઞાન છે, તે શાસ્ત્રના અભ્યાસથી ગ્રહણ કરેલા વેદ વાક્યોએ કરીને પદાર્થનુ જ્ઞાન કરાવે છે ત્રીજુ અવધિજ્ઞાન છે, તે ઇંદ્રિયોના જ્ઞાનની અપેક્ષા વિના જ કેવળ આત્માથી જ પ્રગટ થાય છે, અને તે રૂપી દ્રવ્ય સબધી હોય છે તથા ચોથુ મન પર્યવ નામનુ જ્ઞાન છે, તેનાથી મનુષ્ય લોકમા વર્તતા સની જીવોના વિચિત્ર અવસ્થાવાળા મનના પર્યાયોને આત્માવડે જ પ્રત્યક્ષ કરીને અર્થાપત્તિએ કરીને પરનુ મનચિતિત જણાય છે આ ચાર જ્ઞાન મારે છે તેથી હુ પરના મનના વિચારો જાણુ છુ પાચમુ જે કેવળજ્ઞાન છે, સૂર્યના પ્રકાશમા અન્ય તારાઓના પ્રકાશની જેમ તેમા આ ચારે જ્ઞાનોનો સમાવેશ થાય છે તે જ્ઞાનનો વિષય ત્રણ કાળ સબંધી સર્વ દ્રવ્યો અને તેના સર્વ પર્યાયો છે, તથા રૂપી અને અરૂપી પદાર્થોને પ્રકાશ કરનારૂ છે તે જ્ઞાન

તો મારે નથી, પરંતુ અવધિ અને મન પર્યવ જ્ઞાનના બળે કરીને તમારો અભિપ્રાય મે જાણ્યો છે" તે સાંભળીને રાજાએ વિચાર્યું કે—"અહો! આ મહાજ્ઞાની છે આની સાથે મારે જે સંભાષણ થશે તે મને અત્યંત લાભ માટે થશે" એમ વિચારીને બેસવાની ઇચ્છાથી તેણે સૂરિને કહ્યું—"જો આપની આજ્ઞા હોય તો હું નીચે બેસું" સૂરિએ કહ્યું—"આ પૃથ્વી તમારી જ છે જે રીતે તમને સુખ ઉપજે તેમ કરો" ત્યાર પછી રાજા નીચે બેઠો અને બોલ્યો કે-" આપના મનમાં જીવ અને દેહનું ભિન્નપણું છે, તે ઘટતું નથી જો કદાચ કોઇ આત્મા સુખી અને કોઈ દુઃખી છે તેની વ્યવસ્થા કરવા માટે પુણ્ય પાપની કલ્પના કરવી પડે અને ત્યાર પછી તે આત્માને પુણ્ય પાપ ભોગવવા માટે પરલોકમાં જવા આવવાની કલ્પના કરવી પડે, તો તે સર્વ પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે કારણ કે મારા પિતામહ તમારા અભિપ્રાયે મહાપાપી હતા તેને હું અત્યંત પ્રિય હતો તે મારા પિતામહ તમારા કહેવા પ્રમાણે નરકે ગયા હોવા જોઈએ, અને ત્યાં તો ઘણા દુઃખો સંભળાય છે તેથી જો તમારૂં વચન સત્ય હોય તો તેણે નરકમાંથી આવીને મને કેમ નિષેધ ન કર્યો કે હે પાત્ર! તું પાપ કરીશ નહીં, અને હું તો પાપ કરવાથી ઘણું દુઃખ પામ્યો છું આવી રીતે ન થવાથી મેં નિશ્ચય કર્યો કે દેહ અને જીવ એકજ છે, ભિન્ન નથી તથા કોઇ પરલોકમાં પણ જતો નથી" તે સાંભળીને આચાર્ય બોલ્યા કે-"હે રાજા! જો કોઈ પુરૂષને તમારી રાણીને ભોગવતો તમે જાણ્યો હોય તો તમે તેને કાંઈ દંડ કરો કે નહીં? રાજાએ કહ્યું-" તેને ઘણા પ્રકારની પીડા ઉપજાવીને મારીજ નાખું" ત્યારે સૂરિ બોલ્યા-" જો તે પુરૂષ તમને એમ કહે કે મને એક ક્ષણવાર મુક્ત કરો કે જેથી હું મારા કુટુંબને શીખામણ આપું કે હે પુત્રો! આવું અકૃત્ય કરવાથી હું અત્યંત કદર્થનાનું સ્થાન થયો છું તેથી તમારે કોઈએ આવું દુષ્ટ કર્મ કરવું નહીં આ પ્રમાણે તમને પ્રાર્થના કરે તો તમે તેનું વચન અંગીકાર કરો કે નહીં? રાજાએ કહ્યું-" ના, હું તેને રજા આપું નહીં" ત્યારે સૂરિ બોલ્યા કે-" એજ રીતે તમારા પિતામહ તમને બોધ કરવા શી રીતે અહીં આવી શકે?" આ પ્રથમ પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થયો.

આ પ્રમાણે સૂરીશ્વરે કહ્યા પછી રાજાએ ફરીથી કહ્યુ કે-" હે ભગવન્! મારા પિતામહ મને સદેશો દેવા ન આવી શકે તે વિષે આપે સૂક્ષ્મ બુદ્ધિથી કપના કરીને મોટી ઉપમા વડે મને જવાબ આપ્યો, પરતુ એટલા માત્રથીજ મારી પ્રતિજ્ઞાનો ભગ થતો નથી તેથી મારી પ્રતિજ્ઞા તો સત્યજ છે કારણ કે મારા પિતાની માતા પોતાના પિતાને ઘેર હતા, ત્યારથીજ આપના શાસનમા અનુરાગી હતા, તે પરણ્યા પછી પણ તેજ ધર્મમા સ્થિર હતા તેથી તે સર્વ જીવો ઉપર દયા રાખતા, દાન દેતા, શીળ પાળતા અને તપસ્યા પણ કરતા હતા, તો તે આપના કહેવા પ્રમાણે તો સ્વર્ગે ગયા હોવા જોઇએ અને તેણીને હુ અત્યત વહાલો હતો, તેથી તેણીએ અહીં આવીને મને કેમ બોધ ન કર્યો કે-" હે પૌત્ર ! તુ ધાર્મિક થા મને પણ ધર્મના પ્રસાદથીજ સ્વર્ગનુ સુખ મળ્યુ છે અને તારા પિતા મહે પાપનુ ઉપાર્જન કરીને નરકનુ દુખ પ્રાપ્ત કર્યું છે " એમ મને અહીં આવીને કેમ કહેતા નથી ? કેમકે તેણીને અહીં આવતા કોઇ અટકાવનાર નથી દેવતાઓ તો સ્વેચ્છાએ વિચરે છે માટે આ પ્રમાણે નહીં થવાથી મારી પ્રતિજ્ઞા જ સત્ય થાય છે " તે સાભળીને સૂરિ બોલ્યા કે—" હે રાજન્ ! તમે સ્નાન કર્યું હોય, પછી શરીર ઉપર સુગધિ દ્રવ્યનો લેપ કર્યો હોય, તથા ઉત્તમ વસ્ત્ર અને આભૂષણોથી વિભૂષિત થયા હો, તે વખતે તમને કોઇ ચાડાળ કહે કે—" હે સ્વામી ! આ અમારા વિષ્ટાગૃહમા એક ક્ષણ વાર આવીને ઉભા રહો, બેસો અથવા શયન કરો આવુ તેનુ વચન તમે અગીકાર કરો કે નહીં ? " રાજાએ જવાબ આપ્યો કે-" તેવા અશુચિ સ્થાનમા પવિત્ર અગવાળો હુ શા માટે જાઉં ? અને તેનુ વચન શી રીતે અગીકાર કરૂ ? તથા તેનુ તેવુ વચન સાભળવાનો પ્રસગ જ મારે કેમ આવે ? " ત્યારે સૂરિ બોલ્યા કે-" હે રાજા ! દેવો વૈક્રિય શરીરને ધારણ કરનારા, મળ રહિત, દિવ્ય સુખને ભજનારા અને મનુષ્ય સાથેના સબધ રહિત હોય છે વળી મનુષ્યો ઔદારિક શરીરવાળા અને અશુચિ ( અપવિત્ર ) સાત ધાતુ, વિષ્ટા, મૂત્ર અને મળ યુક્ત હોય છે તેમજ મનુષ્ય લોકનો ગધ મરકી વિગેરેના ઉપદ્રવ વખતે અથવા દુષ્કાળને સમયે પાચસો જોજન ઉંચે જાય

છે અને ઉપદ્રવ ન હોય ત્યારે ચારનો જોજન સુધી ઉંચે જાય છે તે વિષે કહ્યું છે કે—

" चत्तारि पच जीयण सयाइ गधो य मणुश्र लोयस्स।
उड्ढ वच्चइ जेण, न हु देवा तेण आवति ॥ १ ॥ "

" મનુષ્ય લોકનો ગધ ચારસો અથવા પાચસો જોજન ઉંચે પ્રસરે છે તેથી કરીને દેવો અહીં આવતા નથી " તથા—

" सकति(त) दिव्वपेमा, विसयपसत्ता समत्तकत्तव्वा।
अणहीणमणुअकज्जा, नरमवमसुह न इति सुरा ॥ २२ ॥ "

" દેવો દિવ્ય પ્રેમમા સક્રમેલા હોય છે, વિષય સુખમા આસક્ત હોય છે, તેમના કર્ત્તવ્યો ( કાર્યો ) સમાપ્ત થયેલાજ હોય છે, તથા તેમના કાર્યો મનુષ્યને આધીન હોતા નથી તેથી તેઓ આ અશુભ મનુષ્યલોકમા આવતા નથી " તેથી તમારી પિતામહીનુ[*] અહીં આગમન સભવતુ નથી કારણ કે તેમને મનુષ્ય ભવ સબધી મોહ હોતો નથી તથા તેઓ આ મનુષ્ય લોકના દુર્ગધને સહન કરી શકતા નથી એ પ્રમાણે બીજા પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થયો.

આ પ્રમાણે સૂરિએ રાજાને પ્રત્યુત્તર આપ્યો તો પણ તે ફરી થી બોલ્યો કે—" મારી પિતામહીને અહીં નહી આવવાનુ કારણ આપે બુદ્ધિના વૈભવથી કલ્પેની ઉપમાવડે સિદ્ધ કર્યું પરતુ મે દેહ અને જીવનો અભેદ ( ઐક્યતા ) ઘણી યુકિતઓથી સિદ્ધ કર્યો છે તેથી મારી પ્રતિજ્ઞા સત્યજ છે તે આ પ્રમાણે—એક ચોરને મે છિદ્ર વિનાની કુભીમા જીવતો નાખ્યો હતો પછી તે કુભીને દ્રઢ રીતે ઢાકી દીધી અને તેના પર ચોતરફ માટી વિગેરે પદાર્થોનો સજ્જડ લેપ કર્યો, પછી થોડા દિવસે તે કુભી ઉઘાડી, તો ચોરને મરે લો જોયો પરતુ તેના જીવને નીકળવનો કાઇ પણ માર્ગ જોયો નહીં તેથી મે જાણ્યુ કે—આની ચૈતન્યની શકિત એનાજ શરીરમા લય પામી છે જો કદાચ જૂદો કોઈ જીવ પદાર્થ હોત તો તેને બહાર નીકળવાનો માર્ગ પણ હોત તે માર્ગ નહીં હોવાથી મારી પ્રતિજ્ઞા સત્ય છે " આ પ્રમાણે રાજાએ કહ્યુ ત્યારે સૂરીશ્વર બોલ્યા

---

[*] પિતાની મા

કે—" હે રાજન્ ! એક ભોયરામા દુદુભિને વગાડનાર રહેલો હોય તે ભોયરાનુ દ્વાર સારી રીતે દઢ બધ કરીયે અને પછી તે દુદુભિ વગાડે, તો તેનો શબ્દ બહાર રહેલા મનુષ્યો સાભળેકે નહીં ?" રાજા એ કહ્યુ—" હા, સાભળે " સૂરિ બોલ્યા–તે શબ્દને નીકળવાનુ દ્વાર છિદ્ર કોઈ પણ ઠેકાણે જણાય છે ? " રાજાએ કહ્યુ—" ના " સૂરિ બોલ્યા—જ્યારે સ્થૂળ પરિણામવાળા શબ્દને નીકળવાનુ દ્વાર દેખાતુ નથી, તો આકાશની જેવા અરૂપી આત્માને નીકળવાનુ દ્વાર શી રીતે દેખાય ? " આ ત્રીજા પ્રશ્નનો ઉત્તર

સૂરિ મહારાજે આ પ્રમાણે જવાબ આપ્યા છતા રાજાને બરાબર શ્રદ્ધા ઉત્પન્ન થઇ નહીં તેથી તેણે ફરીથી કહ્યુ કે—" હે ભગવાન્ ! આ પણ આપે પોતાની બુદ્ધિથી ઉપમા પ્રમાણ વડે જીવની સિદ્ધિ કરી, તો પણ મારા હૃદયમા તે વાત દઢ થઈ નથી કારણ કે તેજ કુભીમા મુદ્રિત કરેલા ચોરના કલેવરમા કૃમિઓ પડેલા હતા તો તે જીવો છિદ્ર વિનાની કુભીમા કયા દ્વારથી પેઠા ? વળી ચોરના શરીરમા પણ છિદ્ર દેખ્યા નહીં કે જેથી તેના શરીરમાથી જીવો નીકળ્યા હોય એમ સિદ્ધ થઈ શકે તેથી મે નિશ્ચય કર્યો કે વિકાર પામેલા ચોરના શરીરનુ જ એવુ રૂપ થયુ તો એ રીતે મારી પ્રતિજ્ઞાજ સત્ય થાય છે " આ પ્રશ્નના ઉત્તરમા સૂરિ બો યા કે—" હે રાજન્ ! અગ્નિથી અત્યત તપાવેલા લોઢાના ગોળામા અગ્નિ પેઠેલો છે કે નહીં ? " રાજાએ કહ્યુ—" હા, તેમા અગ્નિનો પ્રવેશ છે ' ત્યારે સૂરિ બોલ્યા— " તે લોઢાના ગોળામા છિદ્ર નહીં છતા પણ જેમ અગ્નિનો પ્રવેશ સભવે છે, તે જ પ્રમાણે જીવ પણ દ્વાર-છિદ્ર વિના પ્રવેશ કરી શકે છે એમ કેમ શ્રદ્ધા કરતા નથી ? આ રીતે ચોથા પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થયો ૪

આ પ્રમાણે સૂરિએ કહ્યુ તો પણ રાજા ફરીથી બોલ્યો કે— " હે ભગવન્ ! આપના કહેવામા એમ છે કે સર્વે જીવો સરખા જ લક્ષણવાળા છે, તે ઘટી શકતુ નથી કેમકે જો લક્ષણ સરખુ હોય તો સર્વનુ બળ પણ સમાન જ હોવુ જોઇએ અને તેમ હોય તો તે પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે કેમકે બાળકે મૂકેલુ બાણ નજીકમા જ

પડે છે, અને જુવાને છોડેલુ બાણ દૂર જાય છે તેથી કરીને જીવ અને દેહનો અભેદ માનીયે તો તે સર્વ ઘટે છે, અર્થાત્ નાના શરીરમા થોડુ બળ હોય અને મોટા શરીરમા મોટુ બળ હોય તેથી કરીને સર્વ જીવોનુ સમાન લક્ષણ માનવાથી તેમનુ બળ પણ સમાન માનવાથી તે ઘટી શકતુ નથી, તેથી મારી પ્રતિજ્ઞા જ સત્ય થાય છે " આ પ્રમાણે રાજાએ પૂર્વપક્ષ ( પ્રશ્ન ) કર્યો, ત્યારે આચાર્યે ઉત્તરપક્ષ કર્યો કે—" હે રાજન્! કોઇ બળવાન જુવાન ધનુષધારી વાસના અથવા શીંગડાના ધનુષ ઉપર બાણ ચડાવીને તેને છોડે, તો તે બાણ જેટલી ભૂમિને ઉલ્લઘન કરે છે ( જેટલે દૂર જાય છે ) તેટલી જ ભૂમિને તે જ બાણ તે જ ધનુષધારીએ બાળકને ક્રીડા કરવાના ધનુષ ઉપર ચડાવીને મૂક્યુ હોય તો ઉલ્લઘન કરે ? કે સમીપની ભૂમિમા પડે ? " રાજાએ કહ્યુ—" તે બાણ સમીપની ભૂમિ ઉપર જ પડે, પરતુ પ્રથમના બાણની જેટલી દૂર ભૂમિ સુધી જઇ શકે નહીં " સૂરિએ પૂછ્યુ—" તેનુ શુ કારણ ? " રાજાએ કહ્યુ—"તેમા સાધનની ખામી, એજ કારણ છે કેમકે બાણ મૂકનાર તે જ છે, તો પણ બાળને ક્રીડા કરવાનુ જે ધનુષ છે તે નિર્બળ સાધન હોવાથી તેટલા દૂર ક્ષેત્ર સુધી તે બાણ જઇ શકે નહીં " ત્યારે સૂરિ બોલ્યા કે—"હે રાજન્ ! એ જ પ્રમાણે બાળકનુ શરીર પણ ધાતુની અપુષ્ટિને લીધે નિર્બળ સાધન છે, અને જુવાનનુ પુષ્ટ શરીર સબળ સાધન છે " રાજાએ કહ્યુ—" જુવાન અને બાળકનુ ભિન્ન ભિન્ન વીર્ય હોવાથી જીવનુ લક્ષણ જે સમાન વીર્યપણુ આપ કહો છો તે અસત્ય છે " સૂરિ બોલ્યા—" મજબૂત કાવડે કરીને જેવો ભાર વહન કરાય છે, તેવો નાની કાવડે કરીને ભાર વહન થઈ શકતો નથી કારણ કે સાધનનુ નિર્બળપણુ છે આ જ તારા પ્રશ્નનો ઉત્તર સમજી લે તેથી કરીને સર્વે જીવોનુ સમાન જ લક્ષણ છે એમ તુ અગીકાર કર " એ પાચમા પ્રશ્નનો ઉત્તર જાણવો ૫.

આ પ્રમાણે કહ્યા છતા રાજા ફરીથી બોલ્યો કે—"હે ભગવાન્! મે એક ચોરને જીવતોજ ત્રાજવામા મૂકીને જોખ્યો, પછી તેને ગળામા ફાસો દઇને મારી નાખ્યો. તેના શરીરમાથી એક બિદુ પણ રૂધિર પડ્યુ નહોતુ પછી તેને મરેલાને ત્રાજવામા નાખ્યો તો પણ

પ્રથમની જેટલોજ તેનો તોલ થયો જરા પણ હીન–ઓછો થયો નહીં. તેથી મે તર્ક કર્યો કે જો દેહથી ભિન્ન કોઇ જીવ પદાર્થ હોય તો તે જીવ ગયા પછી શરીરનો કાઇક પણ ભાર ઓછો થવો જોઇએ તેમ તો થયુ નહિ તેથી જીવ અને શરીર એકજ છે ભિન્ન ભિન્ન નથી એમ મારો પક્ષજ સિદ્ધ થયો " તે સાભળીને આચાર્ય મહારાજે પ્રત્યુત્તરમા જણા યુ કે–"હે રાજન્ ! કોઈ માણસ ખાલી પાણી ભરવાની ચામડાની મસકને ત્રાજવામા નાખી તેનો તોલ નિશ્ચિત કરે પછી તેજ મસકમા વાયુ ભરીને ફરીથી ત્રાજવામા નાખીને તેનો તોલ કરે, તો તેમા કાઇ પણ ભારની વૃદ્ધિ થાય ?" રાજાએ કહ્યુ –"ના, કાઇ પણ વધે નહી" સૂરિ બો યા–"જો તેમા ભારની વૃદ્ધિ ન થાય, તો અમૃત એવા આત્માનો ભાર શરીરમા શી રીતે વધે?" એ છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થયો ૬

ત્યારપછી રાજાએ ફરીથી પૂર્વપક્ષ કર્યો કે–"એક ચોરને મે સૂક્ષ્મ કકડા કરીને જોયો તો તેમાથી ચામડી, રૂધિર વિગેરે સાત ધાતુઓ જોઇ તથા મલ મૂત્ર જોયા પરન્તુ કાઇ પણ સ્થાને જીવને જોયો નહીં તેથી મે નિશ્ચય કર્યો કે જીવ અને શરીર એકજ છે ભિન્ન નથી " આ પ્રમાણે પ્રદેશી રાજાનુ વચન સાભળીને સૂરિ બો યા કે–"હે પ્રદેશી રાજન્ ! તુ પણ વનોપજીવી લોકનો જેવો અતિ મૂઢ લાગે છે " રાજાએ પૂછયુ કે–"વનોપજીવી જનનુ દષ્ટાત કેવુ છે ? તે કહો" ત્યારે આચાર્ય બો યા કે—

કેટલાએક વનોપજીવી લોકો કે જેઓ કાષ્ઠ કાપીને તેને વેચીને આજીવિકા કરનારા હોય છે તેઓ એકદા એકઠા થઇને પોતપોતાની કુહાડી વિગેરે ઉપકરણો લઈને અશન પાન વિગેરે ભાતુ લઈને વનમા ગયા ત્યા જઇને કોઇ એક પુરૂષને તેમણે કહ્યુ કે–"આ સૂકી અરણીનુ કાષ્ઠ છે અને આ સુકા આકડાના વૃક્ષનુ કાષ્ઠ છે આ બન્નેમાથી અગ્નિને ઉત્પન્ન કરીને તુ અન્ન રાધવાનુ કામ કરજે અમો બપોર પછી અહીં આવશુ અને અહીંજ ભોજન કરીને સાય કાળે ઘેર જઇશુ "તે સાભળીનેતે પુરૂષે તેનુ વચન અગીકાર કર્યુ પછી તેઓ કાષ્ઠ લેવા માટે ભિન્ન ભિન્ન સ્થળે ગયા પેલો આદેશ કરેલો માણસ સુખેથી વૃક્ષની નીચે સૂઇ રહ્યો મધ્યાહ્ન પછી તેમને આવવાનો સમય

થયો જાણી તે ઉઠયો અને અગ્નિ ઉત્પન્ન કરવા માટે વસલાવડે અરણિના લાકડાને છોલવા લાગ્યો તેના કકડેકકડા કર્યા તો પણ તેમા તેણે કોઇ ઠેકાણે અગ્નિ જોયો નહીં તેજ રીતે આકડાના કાષ્ઠના પણ કકડા કરીને જોયુ તો પણ અગ્નિ દેખ્યો નહિ અગ્નિ વિના અન્નપાક થઇ શકે નહિ, તેથી તે અત્યત ખેદયુક્ત રહ્યો ત્યારપછી તે કાષ્ઠવાહકો કાષ્ઠ લઈને આવ્યા, અને તેને પૂછયુ કે–" અરે! તે અન્નપાક કર્યો કે નહી ?" તે બોલ્યો–" અગ્નિ વિના શી રીતે કરૂ ?' તેઓ બોલ્યા કે–"અરે! અરણિનુ કાષ્ઠ અને આકડાનુ કાષ્ઠ અગ્નિનું સ્થાન છે, તને આપીને અમે ગયા હતા તેથી તે તેમાથી કેમ અગ્નિ ને પ્રગટ કર્યો નહીં?', તેણે કહ્યુ–" મે તો બન્ને કાષ્ઠના સૂક્ષ્મ કકડા કરીને જોયુ પણ અગ્નિ પ્રાપ્ત થયો નહીં આ મે કરેલા કકડાનો [1]રાશિ જુઓ "તે સાભળીને તેઓ ક્રોધ પામીને બોલ્યા કે–" અરે! તુ તો મૂર્ખ છે આ રીતે તેમાથી અગ્નિ શી રીતે મળે?" તે બોલ્યો –" ત્યારે કેવી રીતે તેમાથી અગ્નિ પ્રાપ્ત થાય?" તે સાભળીને તેઓએ અરણિનુ કાષ્ઠ નીચે રાખીને અને આકડાનો દડ ઉપર રાખીને તેમનુ પરસ્પર મથન કર્યુ તેની વચ્ચે છાણાનો ભૂકો પણ નાખ્યો. તેમ કરવાથી અગ્નિ પ્રગટ થયો તેને સળગાવીને તે વડે અન્નપાક કર્યો. પછી રસાઇ જમીને સર્વે પોતપોતાને ઘેર ગયા

હે રાજા! આ દષ્ટાતની જેમ તુ પણ મૂર્ખ છે" આ પ્રમાણે સૂરિએ કહ્યુ ત્યારે રાજા બોલ્યો કે–" તમે તો નિપુણ છો, વળી જ્ઞાની છો તેમ છતા આ સભાની સમક્ષ ' તુ મૂર્ખ છે ' એવુ વચન કહીને મારૂ અપમાન તમે કેમ કર્યું ? આમ કરવુ તમને યોગ્ય નથી " આચાર્યે કહ્યું—" હે રાજન્! આ મનુષ્ય લોકમા મનુષ્યોની કેટલી પર્ષદા (સભા) છે? તે તુ જાણે છે?' રાજાએ કહ્યુ—' હા, જાણુ છુ ચાર પર્ષદા છે–રાજપર્ષદા ૧, ગાથાપતિ પર્ષદા ૨, બ્રાહ્મણ પર્ષદા ૩, અને ઋષિ પર્ષદા ૪" ફરી આચાર્ય બોલ્યા–" તે તે પર્ષદાઓમા કોઇએ અપરાધ કર્યો હોય તો તેનો કેવો કેવો દડ થાય? તે તુ જાણે છે?" રાજાએ કહ્યુ—" હા જાણુ છુ રાજસભામા કોઇએ અપરાધ કર્યો હોય તો તેને છેદી છેદીને એટલે ટુકડા

1 ઢગલો

કરી કરીને મારવામા આવે છે ૧ ગાથાપતિની સભામા કોઇ અપ રાધ કરે તો તેને ચોતરફ ઘાસના પૂળાથી સળગાવવામા આવે છે ૨ બ્રાહ્મણની સભામા અપરાધ કરનારને લોઢાની તપાવેલી સળીવડે કપાળમા ડામ દેવાય છે ૩ અને ઋષિની સભામા અપરાધ કરનારનો ઋષિઓ વાણીવડે તિરસ્કાર કરે છે ૪ આ પ્રમાણે દ ડ અપાય છે” તે સાભળીને સૂરિ બોલ્યા કે—“ હે રાજા ! આ પ્રમાણે જાણતા છતા તુ અમને કેમ ઉપાલભ દે છે ? કે તુ કુયુક્તિ કરીને વાર વાર બોલે છે કે મારી જ પ્રતિજ્ઞા સત્ય છે, એવુ બોલીને તુ વક્રતાને ધારણ કરે છે તેથી તને અપરાધીને અમારે આવો તારો દ ડ કરવો યોગ્ય છે ” આ રીતે સાતમા પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થયો. ૭ અહીં કોઈ એમ કહે છે કે-‘ તમારે મને આવુ ( તુ મૂર્ખ છે એવુ ) કહેવુ યોગ્ય નથી ’ આ વાક્યથી આરભીને તેનુ સૂરિએ સમાધાન કર્યું ત્યા સુધીનો આઠમો પ્રશ્ન જાણવો

ત્યારપછી પ્રદેશી રાજા બોલ્યો કે—“ હે પૂજ્ય ! પહેલા જ પ્રશ્નમા મારા મનની કલ્પના આપે કહી બતાવી, તે જ વખતથી હુ પ્રતિબોધ પામ્યો છુ તો પણ ઘણા પ્રશ્નો કરવાથી મને લાભ છે એમ ધારીને મે વક્રતા ધારણ કરી છે હવે આપ તો મહાજ્ઞાની છો, તેથી મને શરીરથી ભિન્ન જીવ દેખાડો ’ આ પ્રમાણે રાજાએ કહ્યુ, તેજ વખતે તેની પાસે રહેલા વૃક્ષના પાદડા તથા તેની નાની શાખાઓ ચલાયમાન થઈ તે જોઈને આચાર્યે કહ્યુ કે—“ હે રાજન્ ! આ વૃક્ષના પાદડા તથા શાખાઓને કોઈ દેવ કે બીજો કોઇ હલાવે છે ? ” રાજા બોલ્યો-“ એને વાયુ હલાવે છે તેમા શો સદેહ છે?” સૂરિએ કહ્યુ-“ તુ વાયુને જુએ છે ? ” રાજા બોલ્યો-“ ના, હુ ચક્ષુવડે જોતો નથી, પરતુ તે વાયુ સ્પર્શ ગુણે કરીને પ્રત્યક્ષ જ છે ભલે ચક્ષુથી પ્રત્યક્ષ ન હોય ” ત્યારે સૂરિ બોલ્યા-“ જેમ તુ વાયુને ચક્ષુવડે જોતો નથી અને સ્પર્શ ઇદ્રિયવડે પ્રત્યક્ષ માને છે એજ રીતે જ્ઞાન ગુણવાળા જીવને મનવડે પ્રત્યક્ષ સ્વીકાર કર તે પણ ચક્ષુવડે પ્રત્યક્ષ નથી ” આ આઠમો અથવા નવમો પ્રશ્નો ત્તર થયો ૮-૯

ફરીથી રાજાએ પૂછ્યુ —" આપે કુંથવાનો અને હાથીનો પણ જીવ સરખોજ કહ્યા તે શી રીતે માની શકાય ? નાના સ્થાનમા નાની વસ્તુ રહી શકે છે અને મોટી વસ્તુ તો મોટા સ્થાનમા રહી શકે તેજ યોગ્ય છે આચાર્ય બોલ્યા—"હે આયુષ્મન્ ! આ તારા પ્રશ્નના જવાબમા દીવાની પ્રભાનુ દ્રષ્ટાંત જાણવાનુ છે દીવાને કોઈ મોટી શાળામા રાખ્યો હોય તો તે આખી મોટી શાળામા પ્રકાશ કરે છે, તેજ દીવો નાના ઘરમા મૂક્યો હોય તો તે તેટલાજ ઘરને પ્રકાશિત કરે છે, તેજ દીવાને ઘડામા રાખ્યો હોય તો તે ઘડાનો'જ ઉદ્યોત કરે છે, અને તેજ દીવાને નાના કળસમા રાખ્યો હોય તો તે તેનેજ પ્રકાશિત કરે છે એજ રીતે આત્મા પણ જેટલા શરીર રૂપ ક્ષેત્રને અવગાહીને રહ્યો હોય, તેટલા જ શરીરક્ષેત્રને ચેતના રૂપ ગુણે કરીને પ્રકાશિત કરે છે આ નવમો અથવા દશમો ઉત્તર જાણવો ૯–૧૦

આ પ્રમાણે આચાર્યે કહ્યુ, ત્યાર કરીથી રાજા બોલ્યો કે–જો કે આપના વચન સાભળીને હુ નિ શકપણે પ્રતિબોધ પામ્યો છુ, તો પણ મારા બાપદાદાનો ચિરકાળથી આવતો માર્ગ ત્યાગ કરવા હુ સમર્થ નથી આ પ્રમાણે તેનુ વચન સાભળીને સૂરિ બોલ્યા–" હે રાજન ! આ રીતે બોલવાથી તો તુ લોહવણિક જેવો થયો " રાજાએ પૂછ્યુ –" તે લોહવણિક કેવો હતો ? સૂરિબોલ્યા–સાભળ

કોઇ એક ગામમા ઘણા વણિકો એકઠા મળી ગાડાઓ લઇ કોઇ ગામ તરફ ચાલ્યા, માર્ગમા તેઓએ એક લોહ (લોઢા)ની ખાણ જોઈ, તેથી તે સર્વેએ પોતપોતાના સર્વ ગાડાઓ લોહથી ભરી લીધા પછી તેને વેચવા માટે કોઈ નગર તરફ જતા માર્ગમા એક તાબાની ખાણ તેમની દ્રષ્ટિએ પડી તે જોઇને તેઓ હર્ષ પામી પરસ્પર બોલ્યા કે અહો ! આ તાબુ લેવાથી આપણને ઘણો લાભ થશે, તેથી આ લોઢાનો ભાર ત્યાગ કરીને આપણે તાબુ જ લઈએ તે સાભળીને માત્ર એકજ વણિક વિના બીજા સર્વએ તે વચન અગીકાર કર્યું અને લોહનો ત્યાગ કરી સર્વ ગાડાઓ તાબાથી ભર્યા તે એકજ વણિકે " अङ्गीकृत सुकृतिन· परिपालयन्ति " " પડિત પુરુષો જેનો અગીકાર કર્યો હોય તેનુ જ પાલન કરે છે ' એમ વિચારીને તે

લોઢાનો ભાર તજ્યો નહીં ત્યારપછી આગળ ચાલતા તેઓએ માર્ગમા રૂપાની ખાણ જોઈ ત્યારે તેઓ હર્ષથી બોલ્યા અહો ! આ તાબુ તો અ૫ મૂલ્યવાળુ છે, અને રૂપુ તો ઘણા મૂલ્યવાળુ છે તેથી તાબાને તજીને રૂપુ લ્યો તે સાભળીને તે એક મૂઢ વણિક વિના બીજા સર્વેએ તાબાનો ભાર ત્યાગ કરી સર્વ ગાડાઓમા રૂપાનો ભાર ભર્યો ત્યાથી આગળ ચાલતા સોનાની ખાણ જોઇ તેથી સર્વેએ હર્ષિત થઈ રૂપાનો ત્યાગ કરી સોનાનો ભાર ભર્યો તો પણ તે એક મૂઢ વણિકે લોઢાનો ત્યાગ કર્યો નહીં ત્યાથી આગળ જતા તે ઓએ રત્નની ખાણ જોઇ તેથી તેઓએ સોનાનો ત્યાગ કરી રત્નો ભર્યા તે મૂઢે તો લોઢાનો ભાર તજ્યોજ નહીં પછી તે સર્વે પોતાને ઘેર આવ્યા તેમા તે સર્વે રત્નવાળાઓ સમૃદ્ધિવાળા અને સુખી થયા અને લોહુને ગ્રહણ કરનારો વણિક લોઢાને વેચવાથી અલ્પ લાભ પામ્યો અને બીજા સર્વને મોટી સમૃદ્ધિવાળા જોઈ પશ્ચાત્તાપ કરવા લાગ્યો

આ દૃષ્ટાત પ્રમાણે હે રાજા ! તુ પણ સત્ય જ્ઞાનરૂપી રત્નને પામ્યા છતા પણ મિથ્યાત્વ રૂપી લોહના ભારનો ત્યાગ નહીં કરે, તો તુ તે લોહવણિકની જેમ મૂઢ બનીશ" એમ આચાર્યે કહ્યુ ત્યારે રાજા બોલ્યો કે-"હુ લોહવણિકની જેમ પશ્ચાત્તાપવાળો નહીં થાઉ" એમ કહીને રાજાએ ચિત્ર સારથીની જેમ શ્રાવકના વ્રતો ગ્રહણ કર્યા. પછી રાજા ઉઠવાની ઇચ્છા કરતો હતો, તેટલામા આચાર્યે કહ્યુ- "હે રાજા ! આચાર્ય કેટલા પ્રકારના હોય છે ? અને તેમનો કેવી રીતે વિનય કરવો જોઇએ ? તે તુ જાણે છે ?" રાજાએ કહ્યુ-"હા જાણુ છુ આચાર્ય ત્રણ પ્રકારના છે-કલાચાર્ય, શિલ્પાચાર્ય અને ધર્માચાર્ય તેમા કલાચાર્ય અને શિલ્પાચાર્ય એ બેને સુદર ભોજન વસ્ત્ર, ભૂષણ અને આજીવિકા વિગેરે આપીને સતુષ્ટ કરવા જોઇએ. અને ધર્માચાર્યને વારવાર નમસ્કાર કરવા, વારવાર ખમાવવા, શુદ્ધ અન્ન પાણી વડે તથા સ્તુતિવડે સતુષ્ટ કરવા જોઇએ" આ પ્રમાણે રાજાએ કહ્યુ ત્યારે સૂરિ બોલ્યા કે-"જો એ પ્રમાણે તુ જાણે છે, તો તે વક્રપણાને લીધે જે અપરાધ કર્યો છે, તેને ખમાવ્યા વિના જવા ઇચ્છે છે" ત્યારે રાજા બોલ્યો-"આ વિષયમા મારી

એવી છે કે કાલે પરિવાર સહિત મોટી ઋદ્ધિથી આપને વાદીશ અને મારો અપરાધ ખમાવીશ" એમ કહી રાજા ઉઠીને ત્યારથી સહિત પોતાની શ્વેતાબી નગરીમા ગયો પછી બીજે દિવસે સૂર્યોદય થતા સર્વ રાજવર્ગને એકઠો કરી મહા ઉત્સવ પૂર્વક આચાર્ય પાસે આવી ત્રણ પ્રદક્ષિણા પૂર્વક વદના કરી ફરીથી બાર વ્રતોને દૃઢ કર્યા, પોતાનો અપરાધ ખમાવ્યો અને ધર્મ દેશનાનુ શ્રવણ કર્યું ત્યાર પછી રાજા ઉભો થઇને જવા ઇચ્છે છે, તેટલામા આચાર્યે તેને કહ્યુ કે-"હે રાજા! આજથી તુ ધર્મનો આધાર થયો છે તેથી ઉદ્યાનની જેમ, નાટકશાળાની જેમ ઇક્ષુ (શેરડી) ના ક્ષેત્રની જેમ અને ખળના[1] વાડાની જેમ પ્રથમ મનોહર થઇને પાછળથી અમનોહર થઇશ નહીં જેમકે ઉદ્યાન પ્રથમ લીલુ હોય ત્યારે પત્ર, પુષ્પ અને ફળથી ભરપુર હોઇને રમણીય દેખાય છે અને તેજ ઉદ્યાન સૂકાય જાય ત્યારે પત્ર, પુષ્પ અને ફળરહિત હોવાથી અરમણીય લાગે છે નાટકશાળા પણ ગીત, નૃત્ય, વાજીત્રના શબ્દ તથા હાસ્યવિલાસાદિકથી સહિત હોય ત્યારે રમણીય લાગે છે, અને તે રહિત હોય ત્યારે અરમણીય લાગે છે ઇક્ષુના ક્ષેત્રમા જ્યા સુધી ઇક્ષુઓ ખવાતી હોય, બીજાને દેવાતી હોય અને પીલાતી હોય ત્યા સુધી તે ક્ષેત્ર રમણીય લાગે છે, અને ઇક્ષુને અભાવે તેજ ક્ષેત્ર અરમણીય લાગે છે તથા ધાન્યનુ ખળુ પણ જ્યારે તેમા ધાન્યના ઢગલા નખાતા હોય, મસળાતા હોય, ઉપણાતા હોય, તેમાથી અનાજ દેવાતુ હોય અને ખવાતુ હોય ત્યારે તે રમણીય લાગે છે, અને તેમાથી ધાન્ય વિગેરે સર્વ લઇ લીધા પછી તેજ ખળુ અરમણીય લાગે છે એજ પ્રમાણે તુ અત્યાર સુધી રાજ્યનુ પાલન કરવાથી તથા સર્વને આજીવિકા આપવાથી રમણીય છે, અને હવે પછી તુ રાજ્ય ઉપર પણ મોહરહિત થઇને કેટલાકની આજીવિકાનો નાશ કરવાથી તથા દાનશાળાદિક બધ કરવાથી અરમણીય થઇશ નહીં" આ પ્રમાણે ગુરૂએ કહ્યુ ત્યારે રાજા બોલ્યો કે-"હે સ્વામી! મારા કેકય દેશના સાત હજાર ગામો છે તેની ઉપજના ચાર ભાગ કરૂ છુ તેમા એક ભાગ હસ્તી, અશ્વ વિગેરે સૈન્યના નિર્વાહ માટે રાખુ છુ, બીજો ભાગ ભડારમા નિધાન રૂપ

---

1 ધાન્યનુ ખળુ

રાખુ છુ, ત્રીજો ભાગ અત પુરના લોકોની આજીવિકા માટે રાખુ છુ, અને ચાથો ભાગ દાનશાળામા આપુ છુ તે દાન શાળામા અતિથિઓ, પથિકો, મુનિઓ અને બ્રાહ્મણાદિક ભિક્ષુકોને અન્નદાન અપાશે " આ પ્રમાણે કહીને રાજા ઉત્તમ શ્રમણોપાસક ( શ્રાવક ) થયો પછી સૂરિને વ દીને તે પોતાની નગરીમા ગયો. પૌષધ અને ઉપવાસ વિગેરે શ્રાવકના સત્કૃત્યોવડે આત્માને પવિત્ર કરતો તે રાજા કાળને નિર્ગમન કરવા લાગ્યો આચાર્ય મહારાજે પણ પોતાના અભિગ્રહ સુધી ( એક માસ સુધી ) ત્યા રહીને પછી વિહાર કર્યો ત્યારપછી રાજા રાજ્યનુ પાલન કરતો હતો તો પણ વિષયો થકી પરાડ્મુખ થયો, તેથી સૂરિકાંતા નામની તેની પટ્ટ રાણીને તે અનિષ્ટ થયો. તેણીએ પોતાના સૂરીકાંત નામના પુત્રને બોલાવીને કહ્યુ કે—" હે પુત્ર ! તારા પિતા રાજ્યને ઈચ્છતા નથી, તેથી તુ તેને હણીને રાજ્યસુખ ભોગવ " તેણીનુ તે વચન તેણે અંગીકાર કર્યું નહીં, ત્યારે તેણીએ વિચાર કર્યો કે—" જો આ પુત્ર ! આ મારુ રહસ્યનુ વચન તેના પિતાને કહેશે તો મારો અનર્થ થશે " આમ વિચારીને તે રાણીએ પતિને મારવા માટે તેના ભોજનમા વિષ નાખ્યુ તે વિષના વિકારથી શરીરમા અત્યત વેદના થયા છતા પણ તથા તેણીનો અપરાધ જાણવામા આવ્યા છતા પણ રાજાએ તેણીના ઉપર લેશ માત્ર પણ કોપ કર્યો નહીં પછી રાજા આચાર્યને વદના કરી, પચપરમેષ્ઠીનુ સ્મરણ કરી, સર્વ જીવોને ખમાવી તથા ભક્ત પાણીનુ પ્રત્યાખ્યાન ( અનશન ) કરી સમાધિથી મરણ પામી સૌધર્મ દેવલોકમા સૂર્યાભ નામના વિમાનમા ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ ઉત્પન્ન થયો.

આ પ્રમાણે ભગવાનનુ વચન સાભળીને ગૌતમ ગણધરે ફરીથી પૂછ્યુ કે—" હે ભગવાન ! આ દેવ સ્વર્ગથી ચવીને ક્યા ઉત્પન્ન થશે ? " ભગવાન બોલ્યા—" આ દેવ સ્વર્ગથી ચવી, મહા વિદેહ ક્ષેત્રમા શ્રેષ્ઠીનો પુત્ર થઇ, પ્રવ્રજ્યા લેશે અને અનુક્રમે કેવળ જ્ઞાનને પામીને સિદ્ધિપદને વરશે તેથી સર્વ દુઃખોનો અત કરશે–પાર પામશે " આ પ્રમાણે આચાર્યના અઢારમા ગુણ ઉપર શ્રી કેશીકુમાર અને પ્રદેશી રાજાની કથા કહી એ રીતે અઢારમો ગુણ પૂર્ણ થયો. ૧૮

નાના પ્રકારના દેશોની ભાષાને જે જાણે, તે નાનાવિધ દેશ ભાષાજ્ઞ કહેવાય છે આચાર્યને ભિન્ન ભિન્ન દેશોમાં વિચરવું પડે છે, તેથી તેઓ જો તે તે દેશની ભાષા જાણવામાં નિપુણ હોય, તો તે તે દેશના લોકોને તે તે ભાષાએ કરીને પ્રતિબોધ આપવા સમર્થ થઇ શકે છે અન્યથા થઇ શક્તા નથી આ ઓગણીશમો ગુણ કહ્યો ૧૯

' पचविहे आयारे जुत्तो "–આચાર્ય પાંચ પ્રકારના આચારે કરીને યુકત હોવા જોઇએ તે પાંચ આચાર આ પ્રમાણે–જ્ઞાનના આચાર કરીને યુકત હોય છે તેથી મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવળ આ પાંચ જ્ઞાનમાથી જે સભરે તે કોઈ પણ એક બે વિગેરે જ્ઞાનવડે યુકત હોવા જોઇએ અને જ્ઞાન ભણવાની કાળે વિનય પૂર્વક કરવો ઇત્યાદી આચારને પાળણ કરવાવાળા એ વીશમો ગુણ કહ્યો ૨૦

દર્શનાચાર યુક્ત—દર્શનના આચારે કરીને યુકત અહીં દર્શન એટલે સમ્યકત્વ–તત્વને વિષે શ્રદ્ધાન જાણવું તેથી આચાર્ય સમકિતના આચારવડે યુકત હોવા જોઇએ એ એકવીશમો ગુણ ૨૧

ચારિત્રાચાર યુકત—ચારિત્ર રૂપ આચારે કરીને યુકત હોવા જોઇએ તે બાવીશમો ગુણ ૨૨

તપ આચાર યુકત—તપ રૂપી આચાર કરીને યુકત હોવા જોઇએ એ ત્રેવીશમો ગુણ ૨૩

વીર્યાચાર યુકત—વીર્ય એટલે મન, વચન અને કાયાનું બળ તેનું જે આચરણ કરવું તે વીર્યાચાર કહેવાય છે, તે વીર્યાચારે કરીને યુકત હોવા જોઇએ એ ચોવીશમો ગુણ ૨૪

સૂત્રાર્થ તદુભયવિધિજ્ઞ—સૂત્ર, અર્થ અને તે બ નેને ભણવું ભણાવવું તથા તેનો ઉપદેશ આપવો તે રૂપ વિધિને જાણનાર હોવા જોઇએ એ પચીશમો ગુણ ૨૫

આહરણ હેતુ ઉપનયનયનિપુણ–આહરણ એટલે દૃષ્ટાંત, તથા હેતુ, ઉપનય અને નય આ ચારને વિષે નિપુણ હોવા જોઇએ એટલે

કે આહરણ નિપુણ ૧, હેતુ નિપુણ ૨, ઉપનય નિપુણ ૩ અને નય નિપુણ ૪ આ ચાર ગુણો છે તેમની અનુક્રમે વ્યાખ્યા આ પ્રમાણે છે– આહરણ એટલે દષ્ટાત, તે સિદ્ધાતની પદ્ધતિથી "જ્ઞાત" એવે નામે કહેવાય છે તે વિષે સ્થાનાગ સૂત્રમા કહ્યુ છે કે—" चउव्विहे णाते पन्नत्ते त जहा-आहरणे१ आहरणतद्देसे २ आहरणतद्दोसे ३ उवन्नासोवणए " આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે છે –પ્રયોગમા રહેલો અર્થ જેનાથી જણાય તે જ્ઞાત એટલે દષ્ટાત કહેવાય છે તે ચાર પ્રકારનુ છે તે આ પ્રમાણે—આહરણ ૧, આહરણ તદ્દેશ ૨, આહરણ તદ્દોષ ૩, ઉપન્યાસોપનય ૪ તેમા પ્રથમ આહરણ એટલે શુ ? તે કહે છે –પ્રયોગમા રહેલો અર્થ જેનાવડે આહરણ કરાય એટલે જણાય તે આહરણ કહેવાય છે એટલે કે પ્રયોગમા જેટલો અર્થ હોય, તેટલો સર્વ અર્થ જેમા મળી શકતો હોય તે આહરણ કહેવાય છે અર્થાત્ આહરણ એટલે પૂર્ણ દષ્ટાત જેમકે–"પાપ દુ ખને માટે થાય છે બ્રહ્મદત્ત ચક્રીની જેમ " આ પ્રયોગમા સર્વ પ્રકારના પાપને દુ ખનુ કારણ કહ્યુ ત બ્રહ્મદત્ત ચક્રીને વિષે સર્વથા પ્રકારે જોયુ છે માટે આ (બ્રહ્મદત્તનુ ) દષ્ટાત આહરણ કહેવાય છે ૧ હવે આહરણતદ્દેશનો શુ અર્થ ? તે કહે છે–જે પ્રયોગમા દષ્ટાતનો કોઈ એક દેશ–ભાગ સદશ હોય છે, તે દેશને આશ્રીને આહારણપણે–દષ્ટાત પણે દેખાડવામા આવે, તો તે આહરણતદ્દેશ કહેવાય છે જેમકે— " આ સ્ત્રીનુ મુખ ચ દ્ર જેવુ છે " આ પ્રયોગમા મુખનો સૌમ્યતા ગુણ વર્ણવ્યો છે પર તુ આખા મુખનુ વર્ણન કરવાનુ નથી તેથી કરીને ચ દ્રની સૌમ્યતારૂપ એક દેશની જ અહીં ઉપમા આપેલી છે પર તુ મુખ ઉપર રહેલા નેત્ર, નાસિકા વિગેરે અવયવો ચ દ્રને વિષે સ ભવતા નથી તેમજ ચ દ્રનો અ દર રહેલુ કલ કપણુ પણ મુખને વિષે સ ભવતુ નથી પર તુ એક સૌમ્યતાગુણજ માત્ર અહીં ચ દ્રના દષ્ટાતથી ઉપમા અપાય છે આ બીજો દષ્ટાતનો પ્રકાર કહ્યો ૨ આહરણતદ્દોષ—જે પ્રયોગમા જે કાઈ સાધ્ય હોય અને જે કાઈ સાધન હોય તે બન્ને દષ્ટાતમા દોષ રૂપેજ હોય એટલે કે દષ્ટાત જે હોય તે સાધ્ય કે સાધનમા વર્તતુ જ ન હોય, તે આહરણતદ્દોષ કહેવાય છે જેમક કોઈ મૂર્ખ મીમાસકે આ પ્રમાણે પ્રયોગ કહ્યો—

" શબ્દ નિત્ય છે, અમૂર્ત છે માટે, ઘટની જેમ " અહીં શબ્દને વિષે નિત્યપણું સાધ્ય છે, અને અમૂર્તપણું એ સાધન છે તે બન્ને ( સાધ્ય અને સાધન-નિત્યપણું અમૂર્તપણું ) ઘટ રૂપી દૃષ્ટાંતમાં સંભવતુ જ નથી કારણ કે ઘટમાં અનિત્યપણું રહેલું છે તેથી સાધ્ય વિરૂદ્ધ છે, અને ઘટમાં મૂર્તપણું રહેલું હોવાથી સાધન વિરૂદ્ધ છે તેથી આ આહરણતદ્દોષ કહેવાય છે અથવા તો દૃષ્ટાંતમાં અસભ્ય વચન બોલવું તે પણ આહરણતદ્દોષ કહેવાય છે જેમકે કોઈ માણસ નિયમ લેતાં આ પ્રમાણે બોલે કે—" હું સર્વથા પ્રકારે અપવાદનો ત્યાગ કરૂં છું ગુરૂના મસ્તકના છેદનની જેમ " આ પ્રયોગમાં જો કે ગુરૂના મસ્તકનો છેદ સર્વથા પ્રકારે ત્યાગ કરવા લાયકજ છે, તો પણ આવું દૃષ્ટાંત સભામાં બોલવું અયોગ્યજ છે તેથી આ પણ આહરણ તદ્દોષજ કહેવાય છે અથવા જે દૃષ્ટાંતમાં સાધ્ય સંભવતું હોય, પરંતુ તેમાં બીજો દોષ ઉત્પન્ન થતો હોય તો તે પણ આહરણ તદ્દોષજ કહેવાય છે જેમ કોઈએ આ પ્રમાણે પ્રયોગ કર્યો— " પુણ્યના કાર્યમાં અધિક અધિક પ્રયત્ન કરવો, અધિક અધિક પુણ્યનું કારણ છે માટે " જેમકે નારદીય પુરાણમાં કહ્યું છે કે—

" वरं कूपशताद्वापी, वरं वापीशतात्क्रतुः ।
वरं क्रतुशतात्पुत्रः, सत्यं पुत्रशताद्वरम् ॥ "

" સો કુવા કરાવવા કરતાં એક વાવ કરાવવી સારી છે, સો વાવો કરાવવી તે કરતાં એક યજ્ઞ કરવો સારો છે, સો યજ્ઞો કર્યા કરતાં એક પુત્ર ઉત્પન્ન કરવો સારો છે, અને સો પુત્ર ઉત્પન્ન કરવા કરતાં સત્ય બોલવું, તે સારૂં છે "

અહીં સત્યને પુણ્યનું કારણ કહેલું તે યોગ્ય છે, પરંતુ કુવા, વાવ વિગેરે તો સંસારના કારણો હોવાથી દોષનો સંભવ છે તેથી આ પણ આહરણતદ્દોષજ કહેવાય છે અથવા કોઈ બુદ્ધિમાન બોલે કે—" આ જગત કોઈનું બનાવેલું છે વિશેષ પ્રકારના સંનિવેશ વાળું છે માટે જેમ જેમ ઘટનો કર્તા કુંભાર છે, તેમ જગતનો પણ કર્તા કોઈ હોવો જોઈએ અને તેથી તેનો કર્તા જે છે તે ઈશ્વરજ છે " આ પ્રયોગમાં ઘટનો કર્તા કુંભાર કહ્યો તે જ્ઞાત-દૃષ્ટાંત છે તે

કુભાર અનીશ્વર છે ( ઇશ્વર નથી ) તેથી આ દષ્ટાતે કરીને જગતના કર્તાપણે કલ્પના કરેલા ઇશ્વરનુ પણ અનીશ્વર પણુજ સિદ્ધ થયુ તેથી આ પણ આહરણતદ્દોષજ કહેવાય છે આ સર્વ ત્રીજા ભેદમા જાણવા ૩ હવે ઉપન્યાસોપનય નામનો ચોથો ભેદ કહે છે પોતાનો મત સ્થાપન ( પ્રસિદ્ધ ) કરવા માટે દષ્ટાત રૂપે જે વસ્તુ સ્થાપન કરી ( કહી ) હોય, તેજ દષ્ટાતમા તેના જ મતને ખડન કરનારો કોઈ એક ધર્મ ( ગુણ ) કે જે તે દષ્ટાતમા જ રહેલો હોય તેને સ્થાપન કરવામા આવે, તો તે ઉપન્યાસોપનય કહેવાય છે જેમકે—" આત્મા અકર્તા છે અમૂર્ત છે માટે આકાશની જેમ " આ પ્રમાણે સાખ્યમતવાળાએ પોતાનો મત સ્થાપન કર્યો. તે ઉપર કોઈ કહે છે કે—આકાશ અભોક્તા પણ છે, તેથી આત્માને અભોક્તા પણ માનવો પડશે. અને તેમ માનવુ સાખ્યના મતને અનિષ્ટ છે કેમકે તેઓ આત્માને ભોક્તા તો માને છે અથવા કોઇએ જે પ્રયોગ કહ્યો હોય, તેમાજ કોઈ બીજો પ્રશ્ન કરે ત્યારે તેને તેજ ઉત્તર આપે, તો તે પણ ઉપન્યાસોપનય કહેવાય છે જેમકે—" જે ઓએ સર્વ સગનો ત્યાગ કર્યો હોય, તેઓ વસ્ત્ર-પાત્રાદિકનો સગ્રહ કરતા નથી ઋષભદેવ સ્વામી વિગેરેની જેમ " આ પ્રમાણે કોઇએ કહ્યુ, તેને બીજા કોઇએ પ્રશ્ન કર્યો કે—" તેઓ કુડી વિગેરે કાઈ ગ્રહણ કરે કે નહીં ? " આવો પ્રશ્ન કરનારને " સગ્રહ કરતા નથી " એજ ઉત્તર આપવાનો છે તેથી આ પણ ઉપન્યાસોપનય કહેવાય છે આ પ્રમાણે દષ્ટાતનો ચોથો ભેદ પૂર્ણ થયો ૪

હવે આ ઉપર કહેલા દષ્ટાતના ચાર ભેદાના પ્રતિભેદો કહેવા માટે સ્થાનાગસૂત્રમા આ પ્રમાણે કહ્યુ છે—" आहारणे चउव्विहे पन्नत्ते त जहावाते १ उवाते २ ठवणकम्मे ३ पडुप्पन्नविणासी ४ " આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે છે અહીં સમુદાય રૂપે થયેલા દષ્ટાતને આહરણ કહે છે, તે ચાર પ્રકારના છે અપાય ૧, ઉપાય ૨, સ્થાપના કર્મ ૩ અને પ્રત્યુત્પન્ન વિનાશી ૪ તેમા અપાય એટલે શુ ? તે કહે છે અપાય એટલે અનર્થ તે અપાયને મુખ્યપણે જ્યા દેખાડવામા આવે તે અપાયરૂપ દષ્ટાત કહેવાય

છે તેના પણ ચાર પ્રકાર છે દ્રવ્યાપાય ૧, ક્ષેત્રાપાય ૨, કાલાપાય ૩ અને ભાવાપાય ૪ તેમા જે પ્રયોગમા દ્ર વ્યને જ અનર્થરૂપે દ્દષ્ટાત તરીકે કહેવામા આવે, તે દ્રવ્યાપાય કહેવાય છે તેનો પ્રયોગ આ પ્રમાણે "દ્રવ્યાપાય ત્યાગ કરવા લાયક છે અનર્થનું કારણ છે માટે બે વણિક ભાઈઓની જેમ અહીં બે વણિક ભાઈઓ ની કથા આ પ્રમાણે-

કોઇ બે વણિક ભાઇઓ પરદેશ જઇ ધન ઉપાર્જન કરી પોતાના ઘર તરફ આ વ્યા પોતાના ગામની સમીપે આવતા માર્ગમા એક સુવર્ણની ભરેલી વાસળી તેઓને હાથ લાગી તેના લોભથી તે બન્નેના મનમા એક બીજાને મારવાનો અધ્યવસાય થયો. તેથી તે બન્નેએ પોતપોતાના મનમા વિચાર કર્યો કે "જન્મથી આરભીને અમોને પરસ્પર અત્યત પ્રેમ છે, તેમા જે આ દુષ્ટ અધ્યવસાય ઉત્પ ન થયો, તેનુ કારણ આ દુષ્ટ દ્રવ્યજ છે તેથી કરીને આ દુષ્ટ વાસળીનો જ ત્યાગ કરવો યોગ્ય છે" આ પ્રમાણે વિચારીને તે બન્નેએ પોતાના નગરની સમીપના દ્રહમાજ તે વાસળી નાખી દીધી તે વાસળીને કોઈ મત્સ્ય ગળી ગયો પછી બન્ને ભાઇઓ ઘર આવ્યા માતાના ચરણમા નમસ્કાર કર્યો તેમને એક બેહેન હતી તે તેમને માટે ભોજન તૈયાર કરવા સારૂ નગરમા શાક લેવા ગઇ તે વખતે કોઇ ધીવર (મચ્છીમાર) પાસેથી તે જ વાસળીવાળા મત્સ્યને લીધો પછી ઘેર આવીને તેણી છરીવડે તે મત્સ્યને કાપવા લાગી તેવામા તેના ઉદરમાથી તે સુવર્ણની વાસળી નીકળી તે વાસળીને તેણી પોતાના કચુકમા છુપાવવા લાગી તે તેણીની માતાએ તેણીને જોઇ તેથી "હે વત્સા! શુ સતાડે છે?" એમ માતાએ કહીને તેણીના કચુકમા હાથ નાખ્યો એટલે તરતજ તે બેહેને માતાને છરીવડે મર્મ સ્થાનમા વીધી તેથી માતા તત્કાળ મરણ પામી તે જોઇ ભયભીત થયેલી બેહેને તે વાસળી ભાઇઓને દેખાડી તે જોઇને ભાઈઓએ વિચાર કર્યો કે-"અહો! દ્રવ્ય અનર્થનુ મૂળજ છે" આ પ્રમાણે સસારથી ઉદ્વેગ પામીને તે બન્નેએ દીક્ષા ગ્રહણ કરી અનુક્રમે તેઓ ચારિત્રનુ પાલન કરી સદ્દગતિ પામ્યા આ પહેલુ દ્રવ્યાપાય રૂપ આહરણ કહેવાય છે

હવે જે ક્ષેત્રમા અપાયનો-અનર્થનો સભવ હોય, તે બીજુ

ક્ષેત્રપાય નામનુ આહરણ કહેવાય છે તેનો પ્રયોગ આ રીતે-" ક્ષેત્ર પાય ત્યાગ કરવા યોગ્ય છે દુખનુ મૂળ (કારણ) છે માટે યાદવોને મ થુરાના ત્યાગની જેમ " અહીં આ પ્રમાણે કથા છે -શ્રીકૃષ્ણે કસને મારી નાખ્યો, ત્યારે પ્રતિવાસુદેવ જરાસધ તેના પર અત્યત ક્રોધાય માન થયો તેથી તેના રાજગૃહ નગરની પાસે રહેલી મથુરા નગરીમા રહી શકાશે નહીં એમ જાણીને અનર્થના કારણ રૂપ મથુરાનો ત્યાગ કરીને યાદવો બીજી દિશામા ગયા એ બીજુ ક્ષેત્રાપાય આહરણ થયુ

હવે જે કાલે અપાયનો સભવ હોય, તે કાલાપાય નામનુ ત્રીજુ આહરણ કહેવાય છે તેનો પ્રયોગ આ પ્રમાણે-" બુદ્ધિમાન માણસે અપાયવાળા કાળનો ત્યાગ કરવા યત્ન કરવો જોઈએ દ્વૈપાયનની જેમ " અહીં તેની કથા આ પ્રમાણે છે -એકદા શ્રીકૃષ્ણે નેમિનાથ સ્વામીને પૂછયુ કે " આ દ્વારકા નગરી કેટલો કાળ રહેશે ? " ત્યારે નેમિનાથ બો યા કે-" આજથી બાર વર્ષને અતે મદિરાથી અધ થયેલા યદુકુમારોએ ઉપદ્રવિત કરેલો દ્વૈપાયન નામનો તાપસ દ્વારકાને બાળી નાખશે " તે સાભળીને બાર વર્ષનો કાળ અપાય રૂપ જાણીને દ્વૈપાયન તાપસ દ્વારકામાથી નીકળી ઉત્તરાપથમા ભ્રમણ કરી છેવટ રૈવતક ગિરિની ગુફામા આવીને રહ્યો આ ત્રીજુ અપાય રૂપ કાળનુ આહરણ કહેવાય છે

હવે જે ભાવમા અપાયનો સભવ હોય તે ચોથુ ભાવાપાય નામનુ આહરણ કહેવાય છે તેનો પ્રયોગ આ પ્રમાણે-" ભાવાપાયનો ત્યાગ કરવો જોઈએ મહા નાગની જેમ અથવા નાગદત્ત ક્ષુલ્લકની જેમ " તેની કથા આ પ્રમાણે-કોઈક સાધુ કોઈ ગામમા ક્ષુલ્લક સાધુ સહિત ભિક્ષાને માટે ભ્રમણ કરતા હતા તે વખતે વર્ષાકાળને લીધે ઉત્પન્ન થયેલી એક દેડકી તે સાધુને પગતળે આવવાથી મરી ગઇ તે ક્ષુલ્લકે પણ જોઇ ત્યારપછી ઉપાશ્રયે આવીને ગુરુએ ઇર્યાપથિકી પડિક્કમવા માડી, તે વખતે તે ક્ષુલ્લકે તે દેડકીની આલોચના સભારી. તે ક્ષુલ્લકના વચનને ગુરુએ સાભળ્યા છતા અસાભળ્યુ કર્યું ફરીથી આવશ્યકને વખતે પણ ક્ષુલ્લકે મરેલી દેડકીને સભારી આપી તેથી રોષ પામીને ગુરુ તેને મારવા માટે રાત્રીમાજ ઉભો થઇને જાય છે, તેવામા એક સ્તભ સાથે અત્યત અફળાઇને મરણ પામી જ્યોતિષી

દેવમાં ઉત્પન્ન થયો ત્યાંથી ચવીને દષ્ટિવિષ સર્પ થયો ત્યાં કાંઈક નિમિત્ત મળવાથી તેને જાતિ સ્મરણ થયું અને સાધુના ભવમાં ક્રોધ કર્યો હતો તેનું ફળ મળ્યું તે જાણ્યું, તેથી વૈરાગ્ય પામી અનશન ગ્રહણ કરી બિલમાં જ સંતાઈ રહ્યો આ અવસરે તે દેશના રાજાનો કુમાર સર્પદંશને લીધે મરણ પામ્યો. તેથી ક્રોધ પામેલા રાજાએ ગારૂડીઓને આજ્ઞા આપી કે— "જે કોઈ સ્થાને સર્પ હોય, તે સર્પને પકડીને મારી નાખો" તે ઉપરથી કોઈક ગારૂડી આ અનશન ગ્રહણ કરનાર નાગને મંત્રના બળથી બિલમાંથી બહાર કાઢવા લાગ્યો. તે વખતે તે સર્પે વિચાર કર્યો કે જો હું બહાર નીકળીશ તો મારી દષ્ટિથી આ ગારૂડી બળીને મરણ પામશે તેથી તે પૂછડાના ભાગથી બહાર નીકળવા લાગ્યો. તેના ગારૂડીએ ટુકડે ટુકડા કરી નાખ્યા. તો પણ તેણે સમાધિનો ભંગ કર્યો નહીં આ એક ભાવાપાય નામનું આહરણ કહ્યું ત્યાર પછી તે સર્પ પણ મરીને દત્ત નામના રાજાનો પુત્ર થયો તેણે બાલ્યાવસ્થામાંજ દીક્ષા ગ્રહણ કરી તે નાગદત્ત નામનો ક્ષુલ્લક નિર્ગ્રંથ ના ભવમાંથી આવેલો હોવાથી અત્યંત ક્ષુધાતુર થયો, તેથી સૂર્યનો ઉદય થાય ત્યાંથી પ્રારંભીને સૂર્યાસ્ત પર્યંત ભોજન કર્યા કરતો હતો તેથી તે લોકમાં કૂરગડુ નામે પ્રસિદ્ધ થયો. તે એકદા ચાર માસના ઉપવાસ કરનારા ચાર સાધુઓની સાથે કોઈક ગામમાં ચોમાસુ રહ્યો ત્યાં તે હંમેશા આહાર લાવીને તે ચાતુર્માસ ઉપવાસી સાધુઓને નિમંત્રણ કરતો હતો. એકદા તેઓ ક્રોધથી તેના આહારમાં થુંકયા. તો પણ ક્રોધરૂપી ભાવાપાયનો નાશ કરનારા આ કૂરગડુએ તેમના થુંકને અમૃત સમાન ગણી આહાર કરવા માંડયો. તે અવસરે તેના ગુણથી વશ થયેલી શાસનદેવીએ તે ચાતુર્માસ ઉપવાસી સાધુઓને પ્રતિબોધ કરવા માટે ત્યાં આવીને તેઓને પૂછયું કે— "નાગદત્ત સાધુ કયાં છે ? હું તેને વાંદવા આવી છું" ત્યારે તેઓ બોલ્યા કે—"હે ભદ્રે ! તે તારે યોગ્ય સાધુ ખાવા બેઠો છે ત્યાં જઈને તેને વાંદ" તે સાંભળીને શાસન દેવીએ ત્યાં જઈ તેને વંદના કરી તે વખતે સર્વ ભાવાપાયને વર્જનારા તેણે ક્ષપક શ્રેણીપર આરૂઢ થઈ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું, દેવોએ તેનો કેવળી મહિમા કર્યો

તે જાણીને આ ચારે સાધુ તેને ખમાવી કેવળજ્ઞાનને પામ્યા આ બીજુ ભાવાપાય નામનુ આહરણ થયુ આ રીતે ચાર પ્રકારનુ અપાય આહરણ સમાપ્ત થયુ ૧

હવે બીજા ઉપાય આહરણની વ્યાખ્યા કરે છે તેમા પ્રથમ ઉપાય આહરણ એટલે શુ ? તે કહે છે—ઉપાયવડે જે અર્થ સાધવા લાયક હોય તે ઉપેય કહેવાય છે તે પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એમ ચાર પ્રકારનો છે તેમા જે સાધન હોય તે ઉપાય કહેવાય છે તે ઉપાયજ આહરણ એટલે દૃષ્ટાત હોય તો તે ઉપાય આહરણ કહેવાય છે તેમા પ્રથમ દ્રવ્યોપાય આહરણને વિષે આ પ્રમાણે પ્રયોગ કહેવો—" સુવર્ણાદિક દ્રવ્ય રસાયણાદિક ઉપાયવડે સાધવા લાયક છે ધાતુવાદની સિદ્ધિની જેમ. " અહીં સુવર્ણરૂપી દ્રવ્ય સાધવાલાયક છે, તેમા ધાતુવાદની સિદ્ધિએ ઉદાહરણ છે, એજ પ્રમાણે દ્રવ્યોપાયના બીજા ઉદાહરણો પણ જાણવા તથા ક્ષેત્રરૂપ સાધ્યને વિષે ઉપાય રૂપ ઉદાહરણ જે કહેવુ, તે ક્ષેત્રોપાય ઉદાહરણ કહેવાય છે જેમકે –ક્ષેત્રને ખેડવા માટે હળ, બળદ વિગેરે સામગ્રી જોઇએ તો તેજ આહરણ હોવાથી તે ક્ષેત્રોપાય આહરણ કહેવાય છે તથા કાળને જાણવા માટે જળઘટીયત્ર અને શકુછાયા વિગેરે ઉપાય છે તેથી તેજ આહરણ હોવાથી કાળોપાય આહરણ કહેવાય છે તથા અન્ય પુરુષના મનનો અભિપ્રાય જાણવામા જે કાઇ ઉપાય હોય, તે ભાવોપાય આહરણ કહેવાય છે અભયકુમારે કહેલી મોટી કુમારિકાની કથાની જેમ તે કથા આ પ્રમાણે—

રાજગૃહ નગરમા શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા તે રાજાના સમકિતની પરીક્ષા કરવાથી તુષ્ટમાન થયેલા એક દેવે તેની ચવણુ વાળીને માટે સર્વ ઋતુના ફળોથી શોભતો એક આરામ કરી આપ્યો હતો તેમા નિરતર આમ્રફળો પણ હતા હવે તે નગરમા કોઇ ચડાળની સ્ત્રીને આમ્રફળનો કાળ નહીં છતા તેને તે ખાવાનો દોહદ ઉત્પન્ન થવાથી તેણીના પતિએ આકર્ષણી વિદ્યાના બળથી તે ઉદ્યાનમાથી આમ્રફળો લઇને તેણીનો દોહદ પૂર્ણ કર્યો ત્યારપછી
આમ્રફળને કોઇ લઇ જાય છે એમ રાજાને જણાવ્યુ
તેનો ચોર શોધી લાવવા અભયકુમારને આજ્ઞા

વિચાર કર્યો કે-"કોઇ આવશ્યક કાર્યને લીધે કોઇ પુરૂષે આવુ સાહસ કર્યું છે અને તે પણ આવી ચોરી કરનાર કોઇ નીચ કુળનો હોવો જોઇએ' આ પ્રમાણે વિચારીને તેણે તે ચોરનો ભાવ જાણવા માટે તેવા નીચ કુળના મનુષ્યોને એકઠા કરીને તેમની પાસે તેણે એક કથા કહી -એક મોટી ઉમ્મરની કન્યા પોતાને ઇશ્વરની પ્રાપ્તિ થવા માટે કામ દેવની પૂજા કરવા હમેશા એક [1]આરામમાંથી પુષ્પની ચોરી કરતી હતી હવે તે ઉદ્યાનપાલક હમેશા સુદર પુષ્પોની ચોરી થતી જાણીને એકદા ચોરને પકડવા માટે એક લતામડપમા સતાઇને રહ્યો પછી તે પુષ્પોને ચોરનારી કન્યાને તેણે પકડી ત્યારે તે બોલી કે-"હુ ઇશ્વરની પ્રાપ્તિને માટે કામદેવની પૂજા કરવા આ પુષ્પોને લઉં છુ તેથી મને આ અપરાધને યોગ્ય દડ આપ" તે સાભળીને તે બોલ્યો કે-"તારે પરણ્યા પછી તેજ દિવસે પતિનો સગમ કર્યા પહેલાજ મારી પાસે આવવુ આજ તારો દડ યોગ્ય છે" તેણીએ પણ તેનુ વચન અગીકાર કર્યું ત્યારપછી કેટલેક કાળે તેણી અભીષ્ટ વરને પરણી. તે વખતે રાત્રીએ તેણીએ પોતાના પતિને પોતાની કરેલી પ્રતિજ્ઞા નિવેદન કરી, તે સાભળીને તેણીને સત્ય પ્રતિજ્ઞાવાળી જાણીને તુષ્ટ થયેલા પતિએ [2]આરામિક પાસે જવાની રજા આપી રાત્રિને સમયે તેણી આરામિક પાસે જતી માર્ગમા ચોરોએ પકડી તે વખતે આ સ્ત્રીએ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પોતાના પતિની પણ આજ્ઞા માગી છે એ વાત કહી તે સાભળીને ચોરોએ કહ્યુ કે-"હે સ્ત્રી! આરામિકનો મનોરથ સફળ કરીને તારે અહીં આવવુ" તેણીએ તે અગીકાર કર્યું પછી ત્યાંથી આગળ ચાલતી તેણીને એક રાક્ષસે પકડી. તેની પાસે પણ તેણીએ સત્ય વાત કહી તેથી પ્રસન્ન થયેલા રાક્ષસે પણ ચોરની જેમ કહીને તેણીને મુકી દીધી ત્યારપછી તે સ્ત્રી ઉપવનમા આરામિક પાસે ગઇ અને પોતાના પતિની આજ્ઞા, ચોરની અને રાક્ષસની આજ્ઞા મગી તે વાત નિવેદન કરી તે સાભળીને "અહો! આ સ્ત્રીની કેવી સત્ય પ્રતિજ્ઞા છે?" એમ વિચારી આરામિક તુષ્ટમાન થયો અને પોતાની બેહેન તરીકે તેણીને અગીકાર કરી રજા

---

1 બગીચો 2 માળી

આપી ત્યાંથી પાછા આવતા રાક્ષસે પણ તેણીની સત્ય પ્રતિજ્ઞાથી સતુષ્ટ થઇને તેણીને તેજ રીતે રજા આપી તેજ પ્રમાણે ચારે પણ તેણીને રજા આપી પછી પોતાને ઘેર આવી પતિને સર્વ વાત કહી તે સાભળીને તે તેણીના ઉપર અત્યત સતુષ્ટ થયો તેથી તેણી પતિને અત્યત વલ્લભા થઇ આ પ્રમાણે સર્વ લોકોની પાસે કથા ક હીને અભયકુમારે પૂછ્યુ કે–"હે લોકો ! આ કથામા પતિ, ચોર, રાક્ષસ અને આરામિક એ ચારે માથી કોણે વધારે દુષ્કર કર્યું કહે વાય ?" તે સાભળીને કોઇએ ભર્તારને કોઇએ રાક્ષસને અને કોઇએ આરામિકને દુષ્કર કરનાર કહ્યો અને આમ્રફળના ચોરે તો ચોરનેજ દુષ્કર કહ્યો તેથી તેનો ભાવ જાણીને અભયકુમારે 'આજ ચોર છે' એમ નિશ્ચય કરી તેને પકડયો આ ભાવોપાયનુ આહરણ થયુ આ રીતે ચાર પ્રકારના ઉપાય આહરણની વ્યાખ્યા કહી ૨

હવે ત્રીજા સ્થાપના કર્મ નામના આહરણની વ્યાખ્યા કરે છે–જે સ્થાપન કરવુ તે સ્થાપના કહેવાય છે તે સ્થાપનાનુ જ કર્મ એટલે કરવુ તે સ્થાપના કર્મ કહેવાય છે એટલે કે જે દષ્ટા તે કરીને પરમતનુ ખડન કરી પોતાનો મત સ્થાપન કરાય તે સ્થાપના કર્મ કહેવાય છે જેમ સૂત્રકૃતાગમા પુષ્કરિણીનુ દષ્ટા ત આપેલુ છે તે સ્થાપના કર્મનુ છે તે દષ્ટાત આ પ્રમાણે–એક વાવમા ઘણા કાદવ સહિત જળ ભરેલુ હતુ તેની મધ્યમા એક કમળ હતુ તેને ગ્રહણ કરવા માટે ચાર દિશાઓથી ચાર પુરૂષો આ વ્યા તેઓ પોતપોતાની દિશા તરફથી વાવમા પ્રવેશ કરી કમળ ગ્રહ ણ કરવા માટે હાથને લાબો કરવા લાગ્યા પરતુ કાદવને લીધે તેઓ તેમા ખુચી ગયા પછી કાઈ પાચમો પુરૂષ ત્યા આવ્યો તેણે વાવના કાઠાપર રહીનેજ તે કમળને પાતાની પાસે આવવા કહ્યુ ત્યારે તેના અમોઘ વચનને લીધે તે કમળ કાઠા ઉપર રહેલા પુરૂષના હાથમા આવ્યુ અને તે પુરુષ તો કાદવનો સ્પર્શ કર્યા વિનાજ રહ્યો આ દષ્ટાતનો ઉપનય આ પ્રમાણે જાણવો—અહીં કાદવને સ્થાને વિષયો જાણવા કમળને ઠેકાણે રાજાદિક ભવ્ય પ્રાણી જાણવા ચાર પુરૂષો કહ્યા તે પરતીર્થિક જાણવા પાચમો પુરૂષ કહ્યો તે સાધુ જાણવો

તેનુ અમોઘ વચન કહ્યુ તે તેની ધર્મદેશના જાણવી વાવ કહી તે સસાર જાણવા તેમાથી કમળને કાઢવુ તે નિર્વાણ જાણવુ એ સ્થાપનાએ કરીને એમ જણાવ્યુ કે—કાદવની જેવા વિષયોમા ખુચ ગયેલા પરતીથના આચાર્યો કમળરૂપી ભ ય પ્રાણીને પણ વાવરૂપ સસારમાથી બહાર કાઢી શકતા નથી મોક્ષ પમાડી શકતા નથી અને સાધુ પમાડી શકે છે તેથી તેની ધર્મદેશના વડે ભવ્ય પ્રાણીને ઉદ્ધાર સ્થાપન કર્યો આ કલ્પિત સ્થાપનાએ કરીને પણ પરમતનુ ખડન અને સ્વમતનુ સ્થાપન કર્યું તેથી તે સ્થાપના કર્મ કહેવાર ય તેજ ઉદાહરણ હોવાથી સ્થાપના કર્મ આહરણ થયુ

અથવા પોતાના દોષનુ આચ્છાદન કરવા માટે પોતાની ઇ વસ્તુની સ્થાપના કરવી, તે પણ સ્થાપન કર્મ કહેવાય છે જેમકે— કાઇ એક અતિસારના વ્યાધિવાળા માળીએ રાજમાર્ગમા જતા ત્યાક મલોત્સર્ગ કર્યો પછી તે પાતાનો દોષ છુપાવવા માટે તે વિષ્ઠા ઉપર પુષ્પનો ઢગલો કર્યો તે જોઇ લોકોએ તેને પૂછ્યુ કે—' આ શુ ? ત્યારે તે બો યો કે—" આ સ્થળે હિ ગુશિવ નામના દેવ પ્રગટ થયા છે તેની મે પુષ્પોવડે પૂજા કરી ' આવુ તેનુ વચન સાભળી અન્ય જનોએ પણ તે સ્થાનની પૂજા કરી તે દિવસથી તે સ્થાને હિગુશિવ નામના દેવની સ્થાપના થઇ આ પણ સ્થાપના કર્મ કહેવાય છે આ રીતે સ્થાપના કર્મ આહરણની વ્યાખ્યા સપૂર્ણ થઇ ૩

હવે ચોથુ પ્રત્યુત્પન્ન વિનાશી નામનુ આહરણ કહેવાય છે જે દષ્ટાત પ્રાપ્ત થયેલા કાર્યના ( અસત્કાર્યનો ) નાશ કરે તે પ્રત્યુત્પન્ન વિનાશી કહેવાય છે જેમ કોઇક નગરમા રાજાની કૃપા મેળવવા માટે કેટલાક ગાયકો આ યા. તેના ગાયનથી સતુષ્ટ થયેલા રાજાએ તેમને રહેવા માટે એક શ્રેષ્ઠીના ઘરની પાસે ઉતારો આપ્યો, તે જાણી શ્રેષ્ઠીએ વિચાર્યું કે—" આ લોકો અહીં પોતાના ગાયનનો અભ્યાસ કરશે, તેથી તેમના ગાયનથી આકર્ષાઇને ઘણા નટો, જાર પુરૂષો અને રાજસેવકો અહીં આવ જાવ કરશે, તેથી અમારી વહુ દીકરીઓના શીળનો ભગ થવાનો સભવ છે " આ પ્રમાણે વિચારીને તે શ્રેષ્ઠીએ પાતાની કુળ દેવીનો આરાધ આરંભ્યો,

તેથી હમેશા ત્રણે સધ્યા સમયે તેની પૂજામા પડહ વિગેરે વાજીત્રોનો મોટો શબ્દ થવા લાગ્યો, તેથી આ ગાધર્વ લોકોને પોતાના સગીતનો વ્યાઘાત થવા લાગ્યો, તે કારણને લીધે તેઓએ ઉદ્વેગ પામી, ને રાજા પાસે બીજો ઉતારો માગ્યો, અને અહાથી નીકળી ગયા તેથી તે શ્રેષ્ઠી નિશ્ચિત થયો આ પ્રમાણે શ્રેષ્ઠીએ પ્રાપ્ત થયેલા ગાધર્વ કાર્યનો વિનાશ કર્યો, તેથી આ પ્રત્યુત્પન્ન વિનાશી નામનુ ઉદાહરણ થયુ એજ પ્રમાણે ગુરુએ પણ કોઈ વસ્તુમા લુબ્ધ થયેલા પોતાના શિષ્યને જાણીને પોતાની શક્તિથી તેમની અકાર્ય પ્રવૃત્તિનુ નિવારણ કરવુ, આ પ્રમાણે ભેદ અને પ્રતિભેદ સહિત આહરણની વ્યાખ્યા સમાપ્ત થઇ ૧

હવે બીજા આહરણ તદ્દેશની વ્યાખ્યા કરે છે —તે દૃષ્ટાતનો જે દેશ—એક ભાગ તે રૂપ જે આહરણ—ઉપનયનુ સ્થાન, તે તદ્દેશાહરણ કહેવાય છે આ રીતે શબ્દની સિદ્ધિ કરીને પછી પ્રાકૃત હોવાને લીધે આહરણ શબ્દને પ્રથમ મૂકયો તેથી આહરણ તદ્દેશ એવો શબ્દ થયો, તેના ચાર પ્રકાર છે તે વિષે શ્રીસ્થાનાગ સૂત્રમા કહ્યુ છે કે—“ आहरण तद्देसे चउव्विहे पन्नत्त त जहा-अणुसिट्ठि १ उवालभ २ पुच्छा ३ णिस्सावयण ४ । ’ આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે છે — જે અનુશાસન કરવુ તે અનુશાસ્તિ કહેવાય છે એટલે કે કોઇના સદ્દગુણનુ કીર્તન કરવાથી પ્રશસા કરવી તે તે રૂપી આહરણ એટલે ઉપનય, તે અનુશિષ્ટિ ( અનુશાસ્તિ ) આહરણ કહેવાય છે, તેનો પ્રયોગ આ પ્રમાણે—“ તેવુજ કાર્ય કરવુ, કે જે લોકોએ શ્લાઘા કરાય સુભદ્રાની જેમ ” તેની કથા આ પ્રમાણે—

ચપા નગરીમા સુભદ્રા નામની શ્રેષ્ઠીની વહુ હતી એકદા કોઇ જિનકલ્પિ સાધુ સુભદ્રાને ઘેર ભિક્ષા લેવા આવ્યા તેના નેત્રમા રજકણ પડેલ હોવાથી તેમાથી પાણી ઝરતુ હતુ તે જોઇને તેણીએ મુનિની સેવાને નિમિત્તે પોતાની જીહ્વા વડે તે રજકણ કાઢ્યો, કાઢતી વખતે બન્નેના મુખનો પરસ્પર સ્પર્શ થવાથી સુભદ્રાના કપાળનુ તિલક મુનિના કપાળમા લાગ્યુ તે બીજા લોકોના જોવામા આવવાથી તેણીની સમગ્ર લોકમા નિંદા પ્રસરી ગઇ તેણીનુ સઘળુ

કુટુબ ખેદયુક્ત થયુ તેથી કરીને તેણીએ શાસન દેવીની આરાધના કરવા માટે કાયોત્સર્ગ કર્યો અઠ્ઠમને અતે તેણીના કલકને દૂર કરવા માટે દેવીએ ચપા નગરીના ચારે દરવાજા બધ કર્યા અને પોતે આકાશમા રહીને બોલી કે—"હે લોકો ! કોઇ સતી સ્ત્રી ચાલણીને કાચુ સુતર બાધી તે વડે કૂવામાથી પાણી ખેચી તે પાણી દરવાજાના બારણાને છાટે તો દરવાજા ઉઘડશે " આ પ્રમાણે વચન સાભળીને રાજાએ નગરીમા આઘોષણા કરાવી તે વખતે સુભદ્રાએ પોતાના શીળના નિર્મળપણાને લીધે તે કાર્ય કરવાનુ અગીકાર કર્યુ અને તે તેજ પ્રમાણે કર્યુ તે જળ છાટવાથી દરવાજાના કમાડ ઉઘડ્યા. અને સુભદ્રાનુ કલક દૂર થયુ આવુ દુષ્કર કાર્ય કરવાથી લોકોએ સુભદ્રાની શ્લાઘા કરી એજ રીતે બીજાઓએ પણ શ્લાઘાના કાર્યમા યત્ન કરવો અહીં માત્ર શ્લાઘાનીજ અપેક્ષા છે પરતુ સુભદ્રાએ જેવુ કાર્ય કર્યુ, તેવાજ કાર્યની જરૂર નથી આ દૃષ્ટાતમા લોકની પ્રશસા રૂપ એક દેશનીજ ઉપમા આપવાની છે, તેથી આ અનુશાસ્તિ રૂપ દેશાહરણ કહેવાય છે ૧

હવે ઉપાલભ રૂપ આહરણ તદ્દેશની વ્યાખ્યા કરે છે—ઉપાલભ એટલે ઠપકો દેવો તે તેનેજ દૃષ્ટાત રૂપે જ્યા બતાવવામા આવે, તે આહરણ તદ્દેશ ઉપાલભ કહેવાય છે અહીં આ પ્રમાણે પ્રયોગ છે—' કોઇ અપરાધમા સાધુઓને પણ ઠપકો અપાય છે ચદનબાળાએ મૃગાવતીને આપ્યો તેમ " તે કથા આ પ્રમાણે—

એકદા કૌશાબી નગરીમા મહાવીર સ્વામી સમવસર્યા તેને વાદવા માટે ચદ્ર અને સૂર્ય પોતપોતાના વિમાન સહિત આવ્યા તેના ઉદ્યોતને લીધે કાળનુ જ્ઞાન નહીં થવાથી ભગવાનને વાદવા આવેલી સાધ્વીઓ સમવસરણમાજ બેસી રહી, પછી તે સૂર્ય અને ચદ્ર પોતાને સ્થાને ગયા, ત્યારે અંધકાર વ્યાપી ગયો. તે વખતે સાધ્વીઓ પોતાને ઉપાશ્રયે ગઈ ત્યારે મોટી સાધ્વી મૃગાવતીને ચદના સાધ્વીએ ઉપાલભ દીધો કે—"તમે ચેટક મહારાજની પુત્રી છો, શતાનીક રાજાની પત્ની છો, ઉદાયન રાજાની માતા છો તેથી તમારે રાત્રીને સમયે બહાર રહેવુ અયોગ્ય છે " તે સાભળીને પોતાનો અપરાધ ખમાવતી

તે કેવલજ્ઞાન પામી આ દ્રષ્ટાંતમા એક ભાગને આશ્રીનેજ ઉપાલભ મુખ્યપણુ છે તેથી તે આહરણ તદ્દેશ ઉપાલભ કહેવાય છે ૨

હવે ત્રીજો પૃચ્છારૂપ આહરણ તદ્દેશની વ્યાખ્યા કરે છે—જ્યા પ્રશ્નને વિષેજ ઉપનય હોય, તે પ્રશ્નરૂપ આહરણ તદ્દેશ કહેવાય છે અહીં આ પ્રમાણે પ્રયોગ છે-" સંદેહ થાય ત્યારે જ્ઞાનીને પૂછવુ, કોણિક રાજાની જેમ " તેની કથા આ પ્રમાણે—

એકદા ચ પાનગરીમા સમવસરેલા મહાવીર સ્વામીને શ્રેણી કના પુત્ર કોણિક રાજાએ પૂછયુ કે-" હેસ્વામી ! કામભોગનો ત્યાગ નહીં કરનારા ચક્રવર્તીઓની કેવી ગતિ થાય ? " ભગવાન બોલ્યા કે -" તેઓની સાતમી નરકે ગતિ થાય " કૃણિકે ફરીથી પૂછયુ-" મારી કઇ ગતિ થશે ? " સ્વામી બોલ્યા-" તુ છઠ્ઠી પૃથ્વીમા જઇશ." ફરીથી તેણે પૂછયુ -" મારી સાતમી પૃથ્વીમા ગતિ કેમ નહિ થાય ? " ભગવાને કહ્યુ-" ચક્રવર્ત્તી તો બારે થઇ ગયા છે તુ કાઈ ચક્રવર્ત્તી નથી " ત્યારે તેણે પૂછયુ -" ચક્રવર્ત્તીને જેટલી સમૃદ્ધિ હોય, તેટલી મારે પણ છે તેથી હુ કેમ ચક્રવર્તી નહીં ? " ભગવાને કહ્યુ-" તારી પાસે નવ નિધિ તથા ચૌદ રત્નો નથી." તે સાભળીને અત્યત ગર્વ પામેલો કૃણિક કૃત્રિમ ચૌદ રત્નો બનાવી ઉત્તર ભરતક્ષેત્રને સાધવા ચાલ્યો અને ખડપ્રપાત નામની ગુફાના દ્વારને કૃત્રિમ દડવડે તાડન કર્યું તેથી ક્રોધ પામેલા કૃતમાળ નામના દેવે અગ્નિ મૂકીને તેને બાળી નાખ્યો તે મરીને છઠ્ઠી પૃથ્વીમા નારકી થયો આ દ્રષ્ટાંતમા માત્ર પ્રશ્નને વિષેજ ઉપનય છે પરતુ સમ-દ્રષ્ટાંતમા નથી તેથી આ પૃચ્છારૂપ આહરણ તદ્દેશ કહેવાય છે

હવે ચોથા નિશ્રાવચન રૂપ આહરણ તદ્દેશની વ્યાખ્યા કરે છે- કોઇ એકનુજ નામ લઇને બીજાઓને પણ જે ઉપદેશ વચન સમજાવવું, તે નિશ્રાવચન કહેવાય છે તે નિશ્રાવચન જ્યા દ્રષ્ટાંતરૂપે હોય તે દ્રષ્ટાંતનો એક દેશ નિશ્રાવચન આહરણ તદ્દેશ કહેવાય છે અહીં આ પ્રમાણે પ્રયોગ છે-" ઉપદેશ દેવા લાયક કોઇ એક શિષ્યને આશ્રીને સર્વ શિષ્યોને સમજાવવુ દ્રુમપત્રિકા નામના અધ્યયનની જેમ " તે કથા આ પ્રમાણે—

શ્રીગૌતમ ગણધરે અષ્ટાપદ પર્વતપરથી ઉતરીને પાત્રમાં તાપસોને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી તેઓને કેવળજ્ઞાન થયેલુ જાણી પોતાને તે જ્ઞાન ન થવાથી મનમા ખેદ પામ્યા તે વખતે શ્રીભગવાન મહાવીર સ્વામીએ 'चिरमसुआसि गोयमा' "હે ગૌતમ! તુ ઘણા કાળનો પરિચિત છો" ઇત્યાદિ વચનોવડે સમાધિ પમાડી ત્યારપછી સર્વનો મોહ દૂર કરવાના હેતુથી ભગવાને એક ગૌતમને ઉદ્દેશીને દ્રુમપત્રિકા નામનુ અધ્યયન કહ્યુ એજ પ્રમાણે સિદ્ધાંતમા ઘણા નિશ્રાવચન કહેલા છે તેથી આ નિશ્રાવચન રૂપ આ હરણ તદ્દેશ કહેવાય છે આ પ્રમાણે ચાર પ્રકારનો આહરણ તદ્દેશ સમાપ્ત થયો ૨

હવે ત્રીજા આહરણ તદ્દોષની વ્યાખ્યા કરે છે-તે દૃષ્ટાંતનો જે દોષ, તેજ જ્યા આહરણ એટલે ઉપનયનુ સ્થાન હોય, તે તદ્દોષ આહરણ કહેવાય છે અહીં પણ પ્રાકૃતને લીધે આહરણ શબ્દ પ્રથમ મૂકવાથી આહરણ તદ્દોષ એવો શબ્દ બને છે તે પણ ચાર પ્રકારનો છે તે વિષે શ્રીસ્થાનાગમા કહ્યુ છે કે-"आहरणतद्दोसे चउव्विहे प ण्णत्त तं जहा-अहम्मजुत्ते १ पडिलोमे २ अत्तोवणीए ३ दुरुवणीए ४ આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે-આહરણ તદ્દોષ ચાર પ્રકાર છે-અધર્મયુક્ત ૧, પ્રતિલોમ ૨, આત્મોપનીત ૩ અને દુરૂપનીત ૪ તેમા અધર્મે કરીને જે યુક્ત હોય તે અધર્મ યુક્ત કહેવાય છે એટલે કે જે દૃષ્ટાંતે કરીને લોક અધર્મમા જોડાય, તે અધર્મયુક્ત આહરણ તદ્દોષ કહેવાય છે અહીં પ્રયોગ આ પ્રમાણે છે-"શત્રુઓ સર્વથા પ્રકારે નાશ કરવા લાયક છે નળદામ નામના તંતુવાય (વણકર) ની જેમ" તેની કથા આ પ્રમાણે

ચાણક્ય નામના બ્રાહ્મણે પાટલિપુત્ર નગરના નવમા નંદ રાજાનુ ઉન્મૂલન કરીને મૌર્યવંશના ચંદ્રગુપ્તને રાજ્ય ઉપર સ્થાપન કર્યો ત્યારપછી નંદ રાજાના પુરુષો ચૌર્યવૃત્તિથી નગરમા ઉપદ્રવ કરવા લાગ્યા તેથી નગરની રક્ષા માટે ચાણક્ય ઉપાય શોધવા લાગ્યો એકદા નગરમાં ભમતા ચાણક્યે એક નલદામ નામના તંતુ વાયને જોયો તે વખતે તેના છોકરાને મંકોડા કરડી જવાથી તે અત્યંત

રૂદન કરવા લાગ્યો તે જોઈને તે નતુવાય મકોડા ઉપર ક્રોધાયમાન થઈને તેનુ દર શોધી કાઢી તેમા ગરમ પાણી નાખીને સર્વ મકોડાને મારી નાખતો હતો આવુ કાર્ય કરતા તેને ચાણક્યે પૂછયુ કે-"અરે ! તુ આ શુ કરે છે ?" તે બોલ્યા કે-"આ મકોડા મારા શત્રુ છે તેથી તેમને સમૂલ ઉખેડી નાખુ છુ-નાશ કરૂ છુ એ હુ યોગ્ય કરૂ છુ" તે સાભળીને ચાણક્યે વિચાર્યું કે-"આને નિર્દય હોવાથી તલારક્ષક કરવો યોગ્ય છે" એમ વિચારીને ચાણક્યે તેને કહ્યુ કે-"અહો ! જો તુ ચોરોનો નિગ્રહ કરે, તો તને રાજાનો અધિકારી બનાવુ" તે સાભળીને તેણે તે કાર્ય અગીકાર કર્યું ત્યાર પછી તે નતુવાય પ્રથમથીજ પરિચયવાળા તે ચોરોની સાથે મિત્રાઈ કરીને તેઓને ચોરીમા સહાય કરવા લાગ્યો પછી એકદા તેણે તે સર્વ ચોરોને મિત્રાઈને લીધે પોતાને ઘેર જમવા નિમત્રણ કર્યું તેમા વિષ મિશ્રિત મોદક જમાડીને તે સર્વેને મારી નાખ્યા તેથી તે રાજ્ય નિષ્કટક-શત્રુ રહિત થયુ આ દૃષ્ટાતમા ચાણક્યે નતુવાયને તલારક્ષક કર્યો તે સાભળીને લોકોને અધર્મ બુદ્ધિ વૃદ્ધિ પામે, તેથી આ અધર્મયુક્ત આહરણ તદ્દોષ કહેવાય છે ૧

હવે પ્રતિલોમ નામના બીજા ભેદની વ્યાખ્યા કરે છે—કોઇ માણસે એક દોષ ઉત્પન્ન કર્યો હોય, તો તે દોષ ઉત્પન્ન કરનારનો જે સામો દોષ ઉત્પન્ન કરવો, તે પ્રતિલોમ આહરણ તદ્દોષ કહેવાય છે તેનો પ્રયોગ આ પ્રમાણે—"કરેલા ઉપર પ્રતિકાર કરવો પ્રદ્યોત રાજા પ્રત્યે અભયકુમારે કર્યો હતો તેમ" તેની કથા આ પ્રમાણે-

રાજગૃહ નગરમા શ્રેણિક પુત્ર અભયકુમાર પાચસો મત્રીઓમા મુખ્ય મત્રી હતો તેને શ્રેણિક રાજાએ પોતાની બેનની દીકરી કે જે વિદ્યાધરની પુત્રી હતી તેની સાથે પરણાવ્યો હતો તે સ્ત્રી અભયકુમારને અત્યત વહાલી હતી તેણીના સ માનને નહીં સહન કરતી તેણીની સપત્નીઓ ( શોકયો ) એ એક સિદ્ધ વિદ્યાવાળી માતગી (ચાડાતી) ને દ્રવ્યથી લોભ પમાડીને તેણીના ઉપર કલક અપાવ્યો તે આ પ્રમાણે—તે માતગીએ પોતાની વિદ્યાના બળથી નગરમા મારી વિકુર્વી તેથી ખેદ પામેલા લોકોએ અભયકુમારને વિજ્ઞપ્તિ

કરી તેણે પણ માતગીને પૂછયુ ત્યારે તે બોલી કે-" જેણીનુ મુખ રુધિરથી વ્યાસ હોય, તેણીને મરકીનો ઉપદ્રવ કરનારી શાકિની જાણવી તે શાકિની પણ તમારા અત કરણમાજ છે " તે સાભળીને તે બાબતનો તપાસ કરતા અભયકુમારે પોતાની ઇષ્ટ પત્નીનેજ તેવી જોઇ ત્યારપછી તેણે તે માતગીનેજ પૂછયુ કે-" આ મારી પત્નીનો શો દડ કરવો ? " તેણીએ કહ્યુ કે-" તેણીને કાઢી મૂકવી યોગ્ય છે " અભયે કહ્યુ કે-" તેણીને હુ તનેજ સોપુ છુ તારી ઈચ્છા પ્રમાણે કર ' ત્યારે તે માતગીએ તેણીને ઘરમાથી કાઢી અત્યત દૂર અરણ્યમા મૂકી તેણી પણ ત્યા રૂદન કરતી ભમતી હતી તેટલામા તેણીને કોઇ તાપસે દીઠી અને તેણીને પૂછયુ કે તુ કોણ છે ? ત્યારે તેણીએ પોતાનુ કુળ તથા સર્વ વૃત્તાત કહ્યો તે સાભળીને તે તાપસે શ્રેણિકના વશનો હોવાથી તેણીને ઓળખી અને તેણીને આશ્વાસન આપીને ચેટક રાજાની પુત્રી કે જે પ્રદ્યોત રાજાની રાણી શિવાદેવી નામે હતી તેણીને સોપી ત્યા રહેતી તેણીએ અભયકુમારની બુદ્ધિ વિષે અત્યત પ્રશ સા કરી તે સાભળીને ચડપ્રદ્યોત રાજાએ અભયની બુદ્ધિને હલકી પાડવા માટે એક ગણિકાને આદેશ કર્યો કે-" જો તુ અભયની બુદ્ધિનો પરાભવ કરે, અને તેને પકડીને અહીં લાવે, તો હુ તને ઘણુ માન આપીશ " તેણીએ તે કાર્ય કરવા અગીકાર કર્યું અને તેને માટે તેણીએ મદદ માટે સામગ્રી માગી રાજાએ પણ તે તેણીને માગ્યા મુજબ આપી પછી તે વેશ્યાએ વિચાર કર્યો કે-" અભયકુમારનો ધર્મના છળ વિના નિગ્રહ થઇ શકશે નહીં " એમ વિચારી તે કપટી શ્રાવિકા થઇ અને તીર્થયાત્રાને મીષે રાજગૃહ નગરમા આવી ત્યા વૈભારગિરિ વિગેરે ઠેકાણે દેવપૂજા, રાત્રિજાગરણ વિગેરે ધર્મકાર્યને કરવા લાગી. તે જોઇ અભયકુમારે તેણીને સાધર્મિક ( બ્હેન ) માની તેથી પોતાના સમકિતના ભૂષણને માટે સાધર્મિક વાત્સલ્ય કરવામા પ્રીતિવાળા તે અભયકુમારે તેણીને પોતાને ઘેર ભોજનને માટે નિમત્રણ કર્યું ત્યારે તે બોલી કે-" તમારો અને મારો એકજ ધર્મ છે જો તમે મને સાધર્મિકપણાને લીધે જમાડતા હો, તો તમારે પણ મારે ઘેર જમવુ જોઈશે નહીં તો હુ તમારે ઘેર આવીશ નહીં " તે સાભ

ત્રીજે અભયે તેણીને ઘેર ભોજન કરવાનું સ્વીકાર્યું આ પ્રમાણે કરાર કરીને તેણી અભયકુમારને ઘેર ભોજન કરવા ગઇ પછી બીજે દિવસે પોતાના સર્વ સાર્થને વિદાય કરી બે ત્રણ રથોમાં સુભટોને તૈયાર રાખી ભોજનને માટે અભયને નિમંત્રણ કર્યું તેથી અભય પણ તેણીને વધારે ખર્ચ ન થવા દેવા માટે એકલોજ તેણીને ઘેર ભોજન કરવા ગયો તે વખતે રથોમાંથી સુભટોએ નીકળીને તત્કાળ તેને પકડી લીધો અને પવનવેગી ઘોડાઓ વડે તેને શીઘ્રતાથી ઉજ્જયિની નગરીએ પહોંચાડયો. પછી તે ગણિકા પ્રદ્યોત રાજા પાસે તેને લઈ ગઇ પ્રદ્યોત રાજાએ અભયને કહ્યું કે-"હે મંત્રી! તારી બુદ્ધિ તો મોટી સાંભળી હતી પરંતુ અમારી બુદ્ધિ કેવી છે? તે તે જોયું?' અભયે કહ્યું-"મને ધર્મના છળથી છેતર્યો છે પરંતુ જો તમે મને છોડી દો, તો સર્વ લોકની સમક્ષ 'મને પ્રદ્યોતને આ અભય હરી જાય છે' એ પ્રમાણે આક્રોશ કરતા તમને હું હરી જાઉં ત્યારેજ મને બુદ્ધિમાન અભય જાણવો" આ પ્રમાણે અભયે કહ્યું, તેથી તેને પ્રદ્યોતે ઘણી યત્નાથી પોતાને કબજે રાખ્યો અને પ્રથમ આવેલી તેની સ્ત્રીને પણ તેને સોંપી પછી તે તેણીના ઉપર સપત્નીઓએ અસત્ય દોષ મૂકવાનું જાણી તેણીને વિષે અત્યંત પ્રીતિથી સુખ ભોગવવા લાગ્યો.

હવે આ પ્રદ્યોતરાજાના પાસે ચાર રત્નો હતા-એક લોહજંઘ નામનો દૂત, બીજું રત્ન શિવાદેવી રાણી, ત્રીજું અગ્નિભીરુ નામનો રથ અને ચોથું રત્ન અનલગિરિ નામનો હાથી તેમાં લોહજંઘ નામનો દૂત એક દિવસમાં સો કોશ (ગાઉ) ચાલી શકે છે, આ પ્રદ્યોત રાજાનો ભૃગુકચ્છ (ભરૂચ)નો રાજા સેવક હતો, તેથી તેને બોલાવવા માટે પ્રદ્યોત રાજા લેખ આપીને લોહજંઘને મોકલતો હતો. તેથી તે દૂત વારંવાર ભરૂચમાં જતો હતો, તેથી કરીને તે રાજા અત્યંત ખેદ પામીને વિચારવા લાગ્યો કે-"વખતો વખત આ દૂતના આવવાથી મને જરા પણ સુખે રહેવાનું મળતું નથી તેથી કોઇપણ ઉપાય વડે આ મરી જાય તો હું સુખી રહું અને આની તેવી ગતિ જાણવાથી બીજો દૂત પણ અહીં આવી શકશે નહીં ' એમ વિચારીને તેણે ગારૂડિક પાસે એક દૃષ્ટિવિષ સર્પનું અસ્ત્ર મંગાવ્યું પછી દૂતને

જતી વખતે તેના ભાતાના મોદકમા તે દષ્ટિવિષ સર્પ નાખ્યો તે લઈ દૂત ઉજ્જયિની તરફ ચા યો માર્ગમા ભોજન સમયે એક સ્થળે બેશીને તે ભાતાની ગાડ છોડવા લાગ્યો તે વખતે તે અપશુકનોએ[1] તેને જમતો નિવાર્યો તેથી તે ભોજન કર્યા વિનાજ આગળ ચા યો કેટલેક દૂર જઇને ફરીથી ભોજન કરવાના હેતુથી ગાઠ છોડવા લાગ્યો, ત્યાર પણ અપશુકન થયા એ રીતે ત્રણ વાર થવાથી તે ભોજન કર્યા વિનાજ ઉજ્જયિનીમા આવ્યો, અને સર્વ રાજકાર્ય કર્યા નુ નિવેદન કર્યું તેના મુખથી ગ્લાનિ જોઈને પ્રદ્યોત રાજાએ તેનુ કારણ પૂછવાથી તે દૂતે માર્ગમા ભાતુ ખાતી વખતે થયેલા અપશકુનનો વૃત્તાત કહ્યો તે સાભળીને રાજાએ અભયને બોલાવી પૂછયુ કે-"આ દૂતને ભાતુ ખાતી વખતે અપશકુન થવાનુ કારણ શુ છે?" તે સાભળી અભયે ભાતાની પોટલીને હાથવતી સ્પર્શ કરી તથા સુઘીને કહ્યુ કે-"આમા મોદક યુકત દષ્ટિવિષ સર્પ છે તેની ખાત્રી માટે વનમા જઇને કોઈ માણસે અવળુ મુખ રાખીને આ પોટલી છોડીને મૂકી દેવી" તે સાભળીને રાજાએ આજ્ઞા કરેલા કોઇ પુરૂષે વનમા જઇ અવળે મુખે પોટલી છોડી, તો તેમા રહેલા દષ્ટિવિષ સર્પની સ મુખ રહેલા સર્વ વૃક્ષો બળી ગયા અને મુહૂર્ત પછી સર્પ પણ મરી ગયો તે જોઈને રાજાએ તુષ્ટમાન થઇ અભયને કહ્યુ કે-"માગ એક બ ધનથી છુટવા સિવાય બીજુ ગમે તે વરદાન માગ" ત્યાર અભય બોલ્યો કે-"આ વરદાન હાલ તમારી પાસેજ થાપણ તરીકે રાખો અવસરે હુ માગી લઈશ" હવે રાજાને અ ગારવતી નામની રાણી હતી તેણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી વાસવદત્તા નામની તેને એક પુત્રી હતી તે કન્યા સર્વ કળાઓ અને ગુણોથી ભૂષિત હતી તેણીને ગાધર્વ વિદ્યા શીખવવા માટે રાજા ગાધર્વ વિદ્યામા નિપુણ આચાર્યની શોધ કરતો હતો તે વખતે તેણે સાભળ્યુ કે-કૌશાબી નગરીના શતાનીક રાજાનો મૃગાવતીની કુક્ષિથી ઉત્પન્ન થયેલો ઉદયન નામનો રાજા ગાધર્વ વિદ્યામા કુશળ છે તેના ગાય નથી હાથી પણ એટલો બધો મોહ પામે છે કે તેને લાવીને હસ્તિ શાળામા ખીલાએ બાધે, ત્યા પણ તે પોતાના બ ધનને પણ જાણતો નથી અને ચાલતો હોય તો પણ તે સ્તભની જેવો સ્થિર થઈ જાય

છે આટલી બધી ઉદયનની ખ્યાતિ જાણીને પ્રદ્યોત રાજા તેને પકડી લાવવાનો ઉપાય ચિંતવવા લાગ્યો પછી અભયની બુદ્ધિથી તેણે જાડા વાસની કંબાનો હાથી બનાવ્યો તેની ઉપર હાથીનું જ ચર્મ મઢી લીધુ તેમા સર્વ ક્રિયા કરી શકે એવા યંત્રો ગોઠવ્યા તેના પગના ભાગમા સુભટોને છુપાવી રાખ્યા તેના પગમા ચક્ર યંત્ર ગોઠવીને તેને તે વડે ચલાવી કૌશાબી નગરીના ઉપવનમા તે કૃત્રિમ હાથી મૂકયો. તે હાથીના આગમનને વનેચરના મુખથી ઉદયન રાજાએ સાભળ્યુ તેથી તેને પકડવા માટે ઉદયન પણ એકલો જ વનમા ગયો, અને ગાયન ગાઈને તે કૃત્રિમ હાથીને સ્થિર કર્યો પછી તેની પાસે જઈ તેના પર ચડવા લાગ્યો તેટલામા તેના પગમાથી સુભટોએ નીકળીને તેને બાધી લીધો પછી વાયુ જેવા વેગવાળા અશ્વો વડે તેને શીઘ્રપણે ઉજ્જયિની પહોચાડયો પ્રદ્યોત રાજાએ તેનો સત્કાર કરીને કહ્યુ કે—" મારી પુત્રી વાસવદત્તાને તમે ગાંધર્વ વિદ્યા શીખવો પરતુ તે કાણી છે, તેથી તમને પ્રત્યક્ષ જોવાથી તેણીને લજ્જા આવે, એ હેતુથી તે પડદામા રહીને જ ભણશે " ત્યાર પછી બન્નેને પરસ્પર જોવાથી પ્રીતિ ન થવા દેવા માટે રાજાએ પુત્રીને પણ કહ્યુ કે—" હે પુત્રી ! તને ભણાવનાર કોઢીયો છે તેથી તારે તેની સન્મુખ જોવુ નહી અને પડદો વચ્ચે રાખીને જ તારે ભણવુ " આ રીતની વ્યવસ્થાથી ઉદયન રાજા વાસવદત્તાને ભણાવવા લાગ્યો એકદા કુમારીએ વિચાર્યુ કે—" જે કુષ્ઠી હોય, તેના સ્વરનો ભંગ હોવો જોઈએ, અને આનો સ્વર તો કિંનર જેવો છે તેનુ શું કારણ હશે ? " એમ વિચારીને તેણીએ જાણતા છતા ભણવામા ભૂલ કરી–આવડતા છતા ખોટુ ગાવા લાગી તેથી ક્રોધ કરીને ઉદયન બોલ્યો કે—" હે કાણી ! આવુ ખોટુ કેમ ગાય છે ? " તે સાભળીને તે બોલી કે—" હે કુષ્ઠી ! જેવુ સંગીતમા છે, તેવુ જ બોલુ છુ " તે સાભળી ઉદયને વિચાર્યું કે—" હુ કાઇ કુષ્ઠી નથી, જેમ મારા આ દોષ ખોટો છે, તેમ તેણીનો કાણાપણાનો દોષ પણ ખોટો હશે " એમ વિચારીને તેણે વચ્ચેનો પડદો દૂર

કરીને તેણીની સામું જોયુ તેણીએ પણ તેને જોયો બન્નેને પરસ્પર પ્રીતિ થઇ પછી ઉદયને કહ્યુ કે—"હે પ્રિયા ! તારૂ હરણ કરીને હુ તને કૌશાબી લઇ જઉં " તેણીએ તેનુ વચન અ ગીકાર કર્યું ત્યાર પછી ઉદયને કૌશાબી નગરીમા પોતાના પ્રધાન યૌગધરાયણને આ સમાચાર મોકલ્યા તે જાણીને યૌગધરાયણ ઉજ્જયિનીમા આવી ઉન્મત્ત ( ગાડા ) નો વેષ ધારણ કરી નગરીમા ભમતો ભમતો બોલવા લાગ્યો કે—" મારા સ્વામીને તથા રાજાની પુત્રીને જો હુ કૌશાબી લઇ જાઉ, તોજ હુ ખરો યૌગધરાયણ " આ વચન લોકોના મુખથી સાભળીને રાજા કોપાયમાન થયો તે જાણી યૌગધરાયણે પણ ઉન્મત્ત વેષે કરીને જ નિર્લજ્જ થઇને પ્રદ્યોત રાજા દેખતા જ તેની સન્મુખ ઉભો રહીને પેશાબ કર્યો તે જોઇ તેનુ ઉન્મત્તપણુ રાજાએ જાણ્યુ અને ' આના વચન ઉપર શો વિશ્વાસ ? ' એમ વિચારી કોપનો ત્યાગ કર્યો એકદા અનલગિરિ નામનો હાથી બ ધન તોડીને નગરીમા ભમવા લાગ્યો આખા નગરમા કોલાહલ થઇ ગયો. તેનો નિગ્રહ કરવા કોઇ શક્તિમાન થયુ નહીં તેથી રાજાના પૂછવાથી અભયે કહ્યુ કે—" આ વખત ઉદયન રાજા ગાયન કરે તો તે વશ થાય તેથી પ્રદ્યોતની આજ્ઞાએ કરીને ઉદયને ગાયન ગાયુ તે નાથી મોહ પામેલો અનલગિરિ સ્થિર થઇ ગયો, ત્યારે માવતો તેની ઉપર ચડી તેને બ ધનસ્થાને લઇ ગયા તે અવસરે રાજાએ અભયને બીજુ વરદાન આપ્યુ અભયે પણ રાજાની પાસેજ સ્થાપન કર્યું પછી યૌગધરાયણે પ્રદ્યોત રાજાની વેગવતી નામની હાથણીના માવત વસતને દ્રવ્યથી લોભ પમાડી પ્રદ્યોત રાજાથી વિરૂદ્ધ કર્યો તે વેગવતી હાથણી એક ઘડીમા સો ગાઉ ચાલતી હતી હવે એકદા પ્રદ્યોત રાજાએ વનક્રીડા કરવા માટે આદેશ કર્યો કે–" આજે ઉદયન અને વાસવદત્તા એ બન્નેએ સાથેજ રહીને અમોને સ ગીત સ ભળાવવું " એમ કહીને તે વનમા ગયો તે વખતે કૌશાબી જવા માટે વસત માવતે વેગવતી હાથણીને તૈયાર કરી, અને તે હાથણીનાજ મૂત્રના ભરેલા ચાર ઘડાઓ તેની પીઠ ઉપર બાધ્યા પછી તેના પર ઉદયન

૧, વાસવદત્તા ૨, ગેગ ધરાયણુ ૩ અને વસ ત ૪ એ ચાર જણુ બેઠા પછી યૌગ ધરાયણે હાથ ઉંચો કરી સર્વ લોક સાભળતા કહ્યુ કે— "અમો ચારે જણુ કૌશાબી જઇએ છીયે પ્રદ્યોતને જે કરવુ હોય તે કરે " આ વાત પ્રદ્યોતે પણુ સાભળી, તેથી તત્કાળ અનલગિરિ હાથી ઉપર ચડી તે રાજા તેની પાછળ ગયો પ્રદ્યોતને સમીપે આવેલો જોઇને વસ તે મૂત્રનો એક ઘડો પૃથ્વીપર નાખી ફોડી નાખ્યો તે મૂત્રના ગ ધથી ઉન્મત્ત થયેલો અનલગિરિ હાથી તેની ગ ધ સુઘવા ઉભો રહ્યો તેટલામા વેગવતીએ મોટુ આતરૂ પાડી દીધું ઘણે દૂર ગઇ ફરીથી શીઘ્રપણે હાકેલો અનલગિરિ તેમની લગભગ પહોચ્યો ત્યારે વસ તે બીજો મૂત્રનો ઘડો પૃથ્વીપર નાખ્યો તેથી હાથી પણ ફરીથી ત્યાજ સ્થિર થયો આ પ્રમાણે ચારે ઘડા અનુક્રમે ફોડ્યા, તેટલામા ઉદયન કૌશાબી પહોચી ગયો તરતજ તેણે પોતાની સેના પ્રદ્યોત સામે મોકલી તેમા યુદ્ધ કરતા પ્રદ્યોતના સુભટો પરાજય પામ્યા પછી મ ત્રીઓના કહેવાથી બોધ પામેલા પ્રદ્યોતે 'આ કન્યા પોતાની ઇચ્છાથી આ વરને વરી છે' એમ વિચારી પાણિગ્રહણમા ...વા લાયક પહેરામણી ઉદયનને આપી, અને તે પોતાની નગરીમા પાછો ગયો એકદા ઉજ્જયિની નગરીમા વૈક્રિય અગ્નિના પ્રકોપથી મોટો ઉપદ્રવ થયો ઘણું પાણી નાખ્યું તો પણ તે બુઝાયો નહીં ત્યારે રાજાએ અભયને પૂછ્યુ તેણે જવાબ આપ્યો કે–"આ વૈક્રિય અગ્નિને ઘરના અગ્નિ પાસે લઇ જાઓ " રાજાએ તે પ્રમાણે કર્યું, તેથી અગ્નિ શાત થયો રાજાએ પ્રસન્ન થઇ અભયને વરદાન માગવા કહ્યુ અભયે તે ત્રીજુ વરદાન પણ રાજા પાસેજ રહેવા દીધુ

હવે એકદા ઉજ્જયિનીમા મરકીનો ઉપદ્રવ થયો તેની શાતિ માટે રાજાએ અભયને પૂછ્યુ, ત્યારે તેણે કહ્યુ કે–" હે રાજન્! તમારી જે રાણી તમને દૃષ્ટિવડે જીતે તે તમારે મને જણાવવી " ત્યારે પ્રદ્યોતે દૃષ્ટિવાદમા સર્વ રાણીઓની પરીક્ષા કરી તેમા શિવા દેવીએ દૃષ્ટિવડે રાજાને જીતી લીધો તે વૃત્તાત તેણે અભયને કહ્યો ત્યારે અભયે કહ્યુ કે–"એ શિવાદેવીએ ચારે દિશામા ભૂતોને બલિદાન આપવું ' તેમ કરવાથી નગરમા ઉપદ્રવ શાત થયો તેથી

કરીને તેણીની સામુ જોયુ તેણીએ પણ તેને જોયો બન્નેને પરસ્પર પ્રીતિ થઇ પછી ઉદયને કહ્યુ કે—"હે પ્રિયા ! તારૂ હરણ કરીને હુ તને કોશાબી લઇ જઉ" તેણીએ તેનુ વચન અગીકાર કર્યુ ત્યાર પછી ઉદયને કોશાબી નગરીમા પોતાના પ્રધાન યોગધરાયણને આ સમાચાર મોકલ્યા તે જાણીને યોગધરાયણ ઉજ્જયિનીમા આવી ઉન્મત્ત ( ગાડા ) નો વેષ ધારણ કરી નગરીમા ભમતો ભમતો બોલવા લાગ્યો કે—"મારા સ્વામીને તથા રાજાની પુત્રીને જો હુ કોશાબી લઇ જાઉં, તોજ હુ ખરો યોગધરાયણ" આ વચન લોકોના મુખથી સાભળીને રાજા કોપાયમાન થયો તે જાણી યોગધરાયણે પણ ઉન્મત્ત વેષ કરીને જ નિર્લજ્જ થઇને પ્રદ્યોત રાજા દેખતા જ તેની સન્મુખ ઉભો રહીને પેશાબ કર્યો ત જોઇ તેનુ ઉન્મત્તપણુ રાજાએ જાણ્યુ અને 'આના વચન ઉપર શો વિશ્વાસ ?' એમ વિચારી કોપનો ત્યાગ કર્યો એકદા અનલગિરિ નામનો હાથી બધન તોડીને નગરીમા ભમવા લાગ્યો આખા નગરમા કોલાહલ થઇ ગયો. તેનો નિગ્રહ કરવા કોઇ શક્તિમાન થયુ નહીં તેથી રાજાના પૂછવાથી અભયે કહ્યુ કે—"આ વખત ઉદયન રાજા ગાયન કરે તો તે વશ થાય તેથી પ્રદ્યોતની આજ્ઞાએ કરીને ઉદયને ગાયન ગાયુ તે નાથી મોહ પામેલો અનલગિરિ સ્થિર થઇ ગયો, ત્યારે માવતો તેની ઉપર ચડી તેને બધનસ્થાને લઇ ગયા તે અવસરે રાજાએ અભયને બીજુ વરદાન આપ્યુ અભયે પણ રાજાની પાસેજ સ્થાપન કર્યું પછી યોગધરાયણે પ્રદ્યોત રાજાની વેગવતી નામની હાથણીના માવત વસતને દ્રવ્યથી લોભ પમાડી પ્રદ્યોત રાજાથી વિરૂદ્ધ કર્યો. તે વેગવતી હાથણી એક ઘડીમા સો ગાઉ ચાલતી હતી. હવે એકદા પ્રદ્યોત રાજાએ વનક્રીડા કરવા માટે આદેશ કર્યો કે—"આજે ઉદયન અને વાસવદત્તા એ બન્નેએ સાથેજ રહીને અમોને સંગીત સભળાવવું" એમ કહીને તે વનમા ગયો તે વખતે કોશાબી જવા માટે વસત માવતે વેગવતી હાથણીને તૈયાર કરી, અને તે હાથણીનાજ મૂત્રના ભરેલા ચાર ઘડાઓ તેની પીઠ ઉપર બાધ્યા પછી તે ઉપર ઉદયન

૧, વાસવદત્તા ૨, યોગ ધરાયણુ ૩ અને વસ ત ૪ એ ચાર જણુ બેઠા પછી યોગ ધરાયણે હાથ ઉંચો કરી સર્વ લોક સાભળતા કહ્યુ કે— "અમો ચારે જણુ કૌશાબી જઇએ છીયે પ્રદ્યોતને જે કરવુ હોય તે કરે" આ વાત પ્રદ્યોતે પણુ સાભળી, તેથી તત્કાળ અનલગિરિ હાથી ઉપર ચડી તે રાજા તેની પાછળ ગયો પ્રદ્યોતને સમીપે આવેલો જોઇને વસ તે મૂત્રનો એક ઘડો પૃથ્વીપર નાખી ફોડી નાખ્યો તે મૂત્રના ગ ધથી ઉ મત્ત થયેલો અનલગિરિ હાથી તેની ગ ધ સુઘવા ઉભો રહ્યો તેટલામા વેગવતીએ મોટુ આતરૂ પાડી દીધુ ઘણે દૂર ગઇ ફરીથી શીઘ્રપણે હાકેલો અનલગિરિ તેમની લગભગ પહોચ્યો ત્યારે વસ તે બીજો મૂત્રનો ઘડો પૃથ્વીપર નાખ્યો તેથી હાથી પણુ ફરીથી ત્યાજ સ્થિર થયો આ પ્રમાણે ચારે ઘડા અનુક્રમે ફોડ્યા, તેટલામા ઉદયન કૌશાબી પહોચી ગયો તરતજ તેણે પોતાની સેના પ્રદ્યોત સામે મોકલી તેમા યુદ્ધ કરતા પ્રદ્યોતના સુભટો પરાજય પામ્યા પછી મ ત્રીઓના કહેવાથી બોધ પામેલા પ્રદ્યોતે 'આ કન્યા પોતાની ઇચ્છાથી આ વરને વરી છે' એમ વિચારી પાણિગ્રહણમા આપવા લાયક પહેરામણી ઉદયનને આપી, અને તે પોતાની નગરીમા પાછો ગયો. એકદા ઉજ્જયિની નગરીમા વહ્નિ અગ્નિના પ્રકોપથી મોટો ઉપદ્રવ થયો ઘણું પાણી નાખ્યું તો પણુ તે બુઝાયો નહી ત્યારે રાજાએ અભયને પૂછ્યુ તેણે જવાબ આપ્યો કે—"આ વૈ ક્રિય અગ્નિને ઘરના અગ્નિ પાસે લઇ જાઓ" રાજાએ તે પ્રમાણે કર્યું, તેથી અગ્નિ શાત થયો. રાજાએ પ્રસન્ન થઇ અભયને વરદાન માગવા કહ્યું અભયે તે ત્રીજુ વરદાન પણુ રાજા પાસેજ રહેવા દીધુ

હવે એકદા ઉજ્જયિનીમા મરકીનો ઉપદ્રવ થયો તેની શાતિ માટે રાજાએ અભયને પૂછ્યુ, ત્યારે તેણે કહ્યુ કે—"હે રાજન્! તમારી જે રાણી તમને દૃષ્ટિવડે જીતે તે તમારે મને જણાવવી" ત્યારે પ્રદ્યોતે દૃષ્ટિવાદમા સર્વ રાણીઓની પરીક્ષા કરી તેમા શિવા દેવીએ દૃષ્ટિવડે રાજાને જીતી લીધો તે વૃત્તાત તેણે અભયને કહ્યો ત્યારે અભયે કહ્યુ કે—"એ શિવાદેવીએ ચારે દિશામા ભૂતોને બળિદાન આપવુ . નગરમા ઉપદ્રવ શાત થયો તેથી

હવે ચોથો દુરૂપનીત નામનો આહરણ તદ્દોષ કહેવાય છે એક દોષ ઉપર બીજા દોષને પ્રકટ કરવો તે દુરૂપનીત કહેવાય છે તેથી તે તે નામનો આહરણ તદ્દોષ કહેવાય છે "મત્સ્યનો વધ કર નાર પરિવ્રાજકના વચનની જેમ" તેની કથા આ પ્રમાણે —

કોઇ પાપી પુરૂષ પરિવ્રાજકનો વેષ ધારણ કરી મત્સ્ય પકડ વાની જાળ સ્કંધ ઉપર રાખીને જતો હતો તેને કોઇ સન્મુખ મળેલા પુરૂષે પૂછ્યું કે-"અરે ભિક્ષુ! આ તમારી કંથામા એક પણ વસ્ત્રનો કકડો રહ્યો નથી, અને કેવળ રોરામય જ દેખાય છે તેનું શું કારણ?" ત્યારે તે પાપીએ કહ્યું કે-"અરે! આ કંથા નથી પણ મત્સ્ય પકડવાની જાળ છે" ફરીથી તેણે પૂછ્યું-"અરે પાપી! શું તું મત્સ્ય ખાય છે?" તેણે કહ્યું-"મદિરા સાથે મત્સ્ય ખાવા પડે છે" ફરીથી તેણે પૂછ્યું-"શું તું મદિરા પણ પીએ છે?" પાપીએ કહ્યું-"વેશ્યાની પ્રેરણાથી સુરાપાન પણ કરવું પડે છે" પ્રશ્ન કરનારે પૂછ્યું-"અરે! શું વેશ્યાગમન પણ કરે છે?" પાપી બો યો-"હા મારા શત્રુઓના મસ્તક ઉપર પગ મૂકીને વેશ્યાને ઘેર જાઉં છું" પૃચ્છકે પૂછ્યું-"તારે વળી શત્રુ કોણ છે?" પાપી બો યો-"હું જેમના ઘર અને હાટની ભીંતો ફાડું છું, તે સર્વે શું મારા શત્રુઓ ન કહેવાય?" તેણે ફરીથી પૂછ્યું-"ત્યારે શું તું ચોર પણ છે?" પાપીએ કહ્યું-"જો હું ચોરી ન કરૂં, તો ઘતક્રીડા શી રીતે થઇ શકે?" તેણે ફરીથી પૂછ્યું-"ત્યારે તું કઇ જાતિનો છે?" ત્યારે તે બોલ્યો-"રાજાની દાસીનો પુત્ર છું" તે સાભળી પૃચ્છક બો યો-"જો એમ છે, તો આ સર્વ બાબત તારામા સંભવે જ છે" આ દૃષ્ટાંતમા ઉપરાઉપર દોષનું પ્રગટ કરવું તે જ દુરૂપનીત છે આ અર્થને સૂચન કરનાર પ્રશ્નોત્તર સહિત શ્લોક આ પ્રમાણે છે —

"भिक्षो कन्था श्लथा ते नहि शफरवधे जालमश्नासि मत्स्यान्,
तेऽमी मद्योपदंशं किमु पिबसि सुरां वेश्यया यासि वेश्याम् ।
दत्त्वाऽङ्घ्रिं मूर्ध्न्यरीणां किमु तव रिपवो भित्तिभेत्ताऽस्मि येषां,
चौरोऽसि द्यूतहेतोस्त्वयि सकलमिदं येन दासीसुतोऽस्मि ॥१॥"

" હે ભિક્ષુ ! આ તારી કથા શિથિલ કેમ છે ? ના, આ કથા નથી, મત્સ્ય પકડવાની જાળ છે શુ તુ મત્સ્ય ખાય છે ? હા મદ્યની સાથે ખાવા પડે છે અરે ! શુ તુ મદ્ય પણ પીએ છે ? હા વેશ્યાની સાથે પીઉ છુ અરે ! શુ વેશ્યા પાસે પણ જાય છે ? હા શત્રુના મસ્તક પર પગ મૂકીને જાઉ છુ અરે ! તારે વળી શત્રુ પણ છે ? હા. જેમની ભીંતો હુ ફાડુ છુ, તે મારા શત્રુઓ જ છે અરે ! શુ તુ ચોર પણ છે ? હા ધૂતક્રીડાને માટે ચોરી કરવી પડે છે અરે ! આટલા બધા દોષ તારામા છે ? હા, હુ દાસીનો પુત્ર છુ તેથી "

આ પ્રમાણે બીજુ પણ દુરૂપનીત જાણવુ અથવા જે દૃષ્ટાંતે કરીને પોતાના મતની સાધ્ય વસ્તુમા વિરોધ આવતો હોય, તે પણ દુરૂપનીત કહેવાય છે જેમકે-" શબ્દ નિત્ય છે-ઘટની જેમ " અહીં ઘટનુ દૃષ્ટાંત આપેલુ છે તે ઘટ અનિત્યજ છે એમ બાળગોપાળ પર્યંત પ્રસિદ્ધ છે માટે આ દૃષ્ટાંતે કરીને શબ્દમા જે નિત્યપણુ આપ્યુ છે, તે સિદ્ધ થતુ નથી અને તે પોતાના મતથી વિરુદ્ધ છે તેથી તે દુરૂપનીત કહેવાય છે અથવા-" શબ્દ અનિત્ય છે કરવાપણુ (કાર્ય) છે માટે ઘટની જેમ " આ રીતે બોલવુ જોઈએ તેને બદલે સભ્રમને લીધે-" ઘટ અનિત્ય છે કરવાપણુ છે માટે શબ્દની જેમ " આ પ્રમાણે બોલાયુ હોય તો તે પણ દુરૂપનીત કહેવાય છે આ સર્વે દુરૂપનીત આહરણતદ્દોષ કહેવાય છે આ પ્રમાણે ચાર પ્રકારના આહરણતદ્દોષની વ્યાખ્યા કહી ૪

હવે ચોથો આહરણનો ભેદ જે ઉપન્યાસોપનય નામનો કહ્યો છે, તેની વ્યાખ્યા કરે છે—ઉપન્યાસોપનય ચાર પ્રકારનો છે તે વિષે શ્રી સ્થાનાગસૂત્રમા કહ્યુ છે કે-" उवन्नासोवणए चउव्विहे पन्नत्ते, तं जहा-तव्वत्थुते १ तयन्नवत्थुते २ पडिनिभे ३ हेऊ ४ " આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે છે—જે પક્ષને સાધવા માટે જે વસ્તુ સ્થાપન કરાય, તેને અસિદ્ધ કરવા માટે તેમાજ બીજો ઉત્તર અપાય તે ઉપન્યાસોપનય કહેવાય છે તેના ચાર ભેદ છે-તદ્વસ્તુક ૧, તદન્યવસ્તુક ૨, પ્રતિનિભ ૩ અને હેતુ ૪ તેમા તદ્વસ્તુકની વ્યાખ્યા

કરે છે-બીજાએ સ્થાપન કરેલી જે વસ્તુ તે તદ્વસ્તુક કહેવાય છે તેણે કરીને સહિત એવો જે ઉપન્યાસોપનય, તે પણ તદ્વસ્તુક કહેવાય છે જેમકે સમુદ્રને કાઠે મોટુ વૃક્ષ છે તેની છાયા જળમા અને સ્થળમા બન્ને ઠેકાણે પડે છે તેમા તેના જે પાદડાઓ જળમા પડે છે, તે સર્વ જળચર જીવો થાય છે, અને જે પાદડાઓ સ્થળમા પડે છે, તે સર્વ સ્થળચર જીવો થાય છે અહીં કોઇ પુરૂષ આ તેના પક્ષને અસિદ્ધ-ખડન કરવા માટે પત્રના પડવારૂપ વસ્તુને ગ્રહણ કરીને-આશ્રીને ઉત્તર આપે કે-"હે ભાઇ! તારા કહેવા પ્રમાણે ભલે હો, પરતુ જળ અને સ્થળના વચ્ચે જે પત્રો પડે તે પત્રો કેવા થાય છે?" આવા ઉત્તરવડે તેના પક્ષનુ ખડન કર્યું આવા દૃષ્ટાતે કરીનેજ બીજાએ કરેલા પક્ષન તેનાજ વચનવડ દૂષિત કરવો, તે ઉપન્યાસોપનય કહેવાય છે અથવા અહીં આ પ્રમાણે પ્રયોગ કરવો "જળ અને સ્થળની વચ્ચે પડેલા પત્રો જળચર કે સ્થળ ચર જીવોરૂપ થતા નથી તે બેની વચ્ચ પડેલા પત્રની જેમ" જો કદાચ પક્ષ કરનારને પોતાના પક્ષમાજ આગ્રહ હોય તો તે જળ અને સ્થળની વચ્ચે પડેલા પત્રો તે બન્ને પ્રકારના જીવોરૂપે થવા જોઇએ અને એવા પ્રકારના તો કોઈ પણ જીવો હોતા નથી તેથી તેજ (જળ અને સ્થળની વચ્ચે પડેલા પત્રોની જેમ એજ) દૃષ્ટાત ઉપન્યાસોપનય કહેવાય છે ૧

હવે બીજા તદન્યવસ્તુક ઉપન્યાસોપનયની વ્યાખ્યા કરે છે-પ્રથમ વસ્તુને સાધવા માટે જે સાધન કહ્યુ હોય, તે સાધનથી અન્ય કાઇ પણ વસ્તુ લઇને તેની સ્થાપન કરેલી-સિદ્ધ કરેલી વસ્તુનુ ખડન કરાય, તે તદન્યવસ્તુક કહેવાય છે જેમકે-તે ઉપરનાજ પક્ષમા પત્રના પડવારૂપ સાધન બોલીને તે પત્રનુ ભોજન સ્થાપન કરવુ એટલે કે જો તે વૃક્ષના પત્રો પાડીને ખાઇએ તો તે કેવા થાય? જો પડવાના આશ્રયને લીધે જળમા પડેલા જળચર અને સ્થળમા પડેલા સ્થળચર થતા હોય તો મનુષ્યોએ ભક્ષણ કરેલા તે પત્રો મનુષ્યરૂપે થવા જોઇએ તેમ તો છે નહીં આ પણ પરમતના ખડનમા તદન્યવસ્તુક નામનો ઉપન્યાસોપનય કહેવાય છે તેવા પ્રકારના જ્ઞાતનુ હેતુરૂપ હોવાથી આને દૃષ્ટાત (જ્ઞાત) કહી શકાય છે ૨

હવે ત્રીજા પ્રતિનિભની વ્યાખ્યા કરે છે—જે ઉપન્યાસોપનયમા વાદીએ સ્થાપન કરેલી વસ્તુના જેવી બીજી વસ્તુને લઇને-આશ્રીને ઉત્તર અપાય તે પ્રતિનિભ ઉપન્યાસોપનય કહેવાય છે જેમ-કોઇક રાજાએ પ્રતિજ્ઞા કરી કે-"જે મને કાઇ અપૂર્વ સભળાવે, તેને હુ લક્ષમૂલ્યનો હાર આપુ" આવી રાજાની પ્રતિજ્ઞા સાભળીને ઘણા મનુષ્યોએ ઘણી ઘણી વાર્તાઓ સભળાવી, પરતુ રાજા તેને અપૂર્વ માનતો નહીં, અને કહેતો કે-"આ તો મે પૂર્વે સાભળ્યુ છે" ત્યારપછી કોઇએક સિદ્ધપુત્ર આવ્યો, તેણે કહ્યુ કે-"હે રાજન્! તમારા પિતાએ મારા પિતા પાસેથી લક્ષ ધન ઉધારે લીધુ હતુ, તે તમે તમારા પિતાના મુખથી સાભળ્યુ હશે તેથી મને તે માગણુ લક્ષ ધન આપો અને જો ન સાભળ્યુ હોય તો મે અપૂર્વ સભળાવ્યુ તેથી તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી મને લક્ષમૂલ્યનો હાર આપો આ પ્રમાણે બન્ને પ્રકારે રજ્જુપાશથી બધાયેલા રાજાએ તેને લક્ષ દ્રવ્ય આપ્યુ આ દષ્ટાતમા જેમ આ રાજાની પ્રતિજ્ઞા ખોટી હતી, તેમજ તે સિદ્ધપુત્રનુ વચન પણ ખોટુજ હતુ આ વિષે ગાથા આ પ્રમાણે છે—

"तुज्झ पिया मज्झ पिओ, धारेइ अणूणय सयसहस्स ।
जइ सुयपुव्व दिज्जउ, अह न सुय खोरय देहि ॥"

"તમારા પિતાએ મારા પિતા પાસેથી અન્યૂન (પૂરપૂરુ) લક્ષધન લીધુ છે જો આ વાત પૂર્વે સાભળી હોય તો મને ધન આપો અને જો ન સાભળી હોય તો લક્ષમૂલ્યનો હાર આપો." આ પ્રતિનિભ ઉપન્યાસોપનય કહ્યો ૩

હવે ચોથો હેતુ નામનો ઉપન્યાસોપનય કહે છે—જે ઉપન્યાસનો (વસ્તુસ્થાપનાનો) હેતુજ ઉત્તરરૂપે હોય, તે હેતુ નામનો ઉપન્યાસોપનય કહેવાય છે જેમ કોઇ પુરૂષ જવને ખરીદ કરે છે તેને ત્યારે પૂછયુ કે-"હે ભદ્ર! તુ જવને શામાટે ખરીદ કરે છે?" ને ખરીદનાર બોલ્યો કે-"ભક્ષણ કરવા માટે જવ કોગટ-

પ્રકૃત મળતા નથી " અહીં મૃ પદાનરૂપી હેતુજ ઉત્તર છે, તેથી તે હેતુરૂપ ઉપન્યાસોપનય કહેવાય છે ૪

આ પ્રમાણે ભેદ અને પ્રતિભેદ સહિત આહરણનો અર્થ કર્યો તે આહરણમા જે નિપુણ હોય તે આહરણનિપુણ કહેવાય છે એ આચાર્યનો છવીશમો ગુણ થયો ૨૬

હવે પરથકી કહેલા હેતુમા નિપુણ નામનો સતાવીશમો ગુણ કહે છે-સાધ્ય અર્થને જે પમાડે-સિદ્ધ કરે તે હેતુ કહેવાય છે આ હેતુ શબ્દનો અર્થ કર્યો તેનુ લક્ષણ આ પ્રમાણે-અન્યથા પ્રકારે અનુપપત્તિ ( નહી પ્રાપ્તિ ) તેજ છે એક લક્ષણ જેનુ તે હેતુ કહેવાય છે આ પ્રમાણે હેતુનુ લક્ષણ છે જેનો સાધ્ય વસ્તુની સાથે અન્વય હોય તેમજ વ્યતિરેક પણ હોય તે હેતુ કહેવાય છે જેના હોવાથી જેનુ હોવાપણુ તે અન્વય કહેવાય છે જેને અભાવે જેનો અભાવ હોય તે વ્યતિરેક કહેવાય છે એ પ્રમાણે અન્વય અને વ્યતિરેકનુ લક્ષણ જાણવુ જેમકે ધુમાડાના હોવાપણાથી અગ્નિનુ પણ હોવાપણુ હોય તે અન્વય થયો, અને અગ્નિને અભાવે ધુમાડાનો પણ અભાવ હોય તે વ્યતિરેક થયો તેથી અગ્નિ સાધવામા ધુમાડો એ હેતુ કહેવાય છે (એટલે કે અગ્નિ વિના ધુમાડાની અનુપપત્તિ-અપ્રાપ્તિ છે તેથી હેતુનુ લક્ષણ બરાબર ઘટે છે ) તે હેતુના ચાર પ્રકાર છે તે વિષે શ્રીસ્થાનાગ સૂત્રમા આ પ્રમાણે કહ્યુ છે —' हेऊ चउव्विहे पन्नत्ते, त जहा—जावए १ थावए २ वसत ३ लूसए ४' " હેતુ ચાર પ્રકારનો કહ્યો છે તે આ પ્રમાણે— યાપક ૧, સ્થાપક ૨, વ્યસક ૩ અને લૂષક ૪ " તેની વ્યાખ્યા આ પ્રમાણે છે-કાળને જે નિર્ગમન કરાવે તે યાપક કહેવાય છે એટલે કે વાદી અને પ્રતિવાદી વચ્ચે વાદ થતો હોય ત્યારે એમાથી એક એવો હેતુ કહ્યો હોય કે તેને સમજવા માટે સામાવાળાનો કાળ વ્યતિત થાય તેવો હેતુ યાપક કહેવાય છે કોઈપણ વ્યાપારે કરીને કાળ નિર્ગમન આ પ્રમાણે થાય છે જેમકે કોઇએક કુલટા સ્ત્રી જાર પુરુષમા આસક્ત હોવાથી તેણીએ પોતાના પતિને કહ્યુ કે-" અહી થી તમે ઉજ્જયિની નગરીમા જાઓ અને આ ગામના ગાયના છાણા લીડા મનોરથ પૂર્ણ કરનારા છે,

જોઇએ દન્ક ગામમા હોઈ શકજ નહી તેથા લોકોનો મધ્ય ભાગ તો મેરૂ પર્વતના ૬ગક પ્રદેશોમાજ કે ખોટી ક પનાથી જે તે સ્થાને તે મધ્યભાગ ક્યાથી હોય ?" તે સાભળીને સર્વ લોકોએ રૂચક પ્રદેશમાજ લોકનો મધ્ય ભાગ અગીકાર કર્યો આ રીતે જે હેતુ પોતાના પક્ષને સિદ્ધ કરે તે સ્થાપક હેતુ કહેવાય છે, જેમ ધુમાડો એ અગ્નિનો સ્થાપક હેતુ છે, અથવા આ રીતે પ્રયોગ કહેવો—"સર્વ વસ્તુ નિત્ય અને અનિ ય છે, અનેકાન્તપણે પ્રાપ્ત થાય છે" આ પ્રમાણે અનેકાત પક્ષજ સ્થાપક હેતુ છે ૨

હવે ત્રીજા વ્યસક હેતુની વ્યાખ્યા કરે છે —વ્ય સ એટલે મોહ પમાડે તે વ્યસક કહેવાય છે, જેમ કોઇ ગામડીઓ ગાડાવાળો નગર તરફ આવતો હતો, માર્ગમા એક મરેલી તિત્તિરી[૧] જોઇને તેણે વિચાર્યું કે-"આના ભક્ષણ કરનારાઓને આ પણ તિત્તિરી ભોજનને માટે થશે" એમ જાણીને તેણે તેને ગાડામા નાખી, અનુક્રમે તે નગરમા આવ્યો, તે વખતે તેને કોઈ ધૂર્ત મળ્યો, તેણે ગાડામા રહેલી તિત્તિરીને જોઇ બન્ને શબ્દનો સાથે ઉચ્ચાર કરીને તે ગાડાવાળાને કહ્યુ કે—" હે ગાડાવાળા! આ શકટતિત્તિરી (ગાડાની તિત્તિરી) નુ શુ મૂલ્ય લેવું છે?" ત્યારે ગાડાવાળો બોલ્યો કે—"આનુ મૂ ય તર્પણાલોડિકા છે ' આ સરલ સ્વભાવવાળા ગાડાવાળાનો એ અભિપ્રાય હતો કે—જેનાથી તૃપ્ત થવાય તે તર્પણ એટલે સાથવો અને આલોડન કરાય એટલે જળવડે આર્દ્ર કરાય તે આલોડિકા અર્થાત્ તે તર્પણની–સાથવાની આલોડિકાવડે આ (તિત્તિરી) પ્રમાણ છે આ ઉત્તર સાભળીને તરતજ તે ધૂર્ત જ ળથી આર્દ્ર કરેલો સાથવો તેને આપીને ગાડા સહિત તિત્તિરી લઇને ચાલવા માડયો, તે જોઇ શાકટિક (ગાડાવાળો) વિલખો થયો, આ પ્રમાણે છળ જાતિ જેમા પ્રધાન છે એવો વ્યસક નામનો હેતુ થયો, આ વ્યસક હેતુનુ લક્ષણ જાણવુ ૩

હવે ચોથા લૂષક નામના હેતુની વ્યાખ્યા કરે છે —લૂસી નાખે એટલે વ્યસક હેતુના દોષને દૂર કરે તે, લૂષક હેતુ કહેવાય છે જેમ

---

૧ તેતર જાતિની પક્ષિણી

ઉપરનાજ દૃષ્ટાંતમા તે ધૂર્તે તે શાકટિકને છળથી હરાવ્યો, અને તેથી તે શાકટિક વિલખો થયો, તેટલામા તેનો એક મિત્ર નગરવાસી કે જે ધુર્તવિદ્યામા નિપુણ હતો, તે તેને મળ્યો, જ્યારે શકટતિત્તિરી (ગાડુ અને તિત્તિરીને લઇને તે ધુર્ત ચા યો ત્યારે શાકટિક સહિત આ બીજો ધુર્ત પહેલા ધુર્તને ઘેર જઇને તેની સ્ત્રીનો હાથ પકડી બોલ્યો કે—"ચાલ તારા પતિએ તર્પણાલોડિકાના મૂ યે કરીને શકટતિત્તિરીને વેચાતી લીધી છે માટે તુ હવે અમારી થઇ ઉઠ" ત્યારે પહેલા ધુર્તે કહ્યુ—"અરે આ તુ શુ કહે છે?" બીજા નાગરિક ધુર્તે કહ્યુ—"આ શાકટિક તર્પણા લોડિકાને ગ્રહણ કરે છે" તે પહેલો બો યો—એમ શી રીતે?" નાગરિક બોલ્યો—"તર્પણાલોડિકાના અર્થને કેમ તુ નથી જાણતો? કેમકે તર્પણ એટલે સાથવો તેને જે આલોડન કરે એટલે જળમિશ્રિત કરે તે આલોડિકા એટલે કે સાથવાને જળ મિશ્રિત કરનારી તારી સ્ત્રી છે માટે તર્પણાલોડિકાએ કરીને તારી સ્ત્રીનેજ ગ્રહણ કરવાની છે" તે સાભળીને પહેલો ધૂર્ત ખેદ પામ્યો, અને તેણે પોતાનો પક્ષ મૂકી દીધો આ પ્રમાણે પ્રતિવાદીએ કહેલા દોષને દૂર કરનાર હોવાથી આલૂષક નામનો હેતુ થયો આ પ્રમાણે ચારે પ્રકારના હેતુની વ્યાખ્યા કહી ૪

હવે બીજી વ્યુત્પત્તિએ કરીને હેતુ શબ્દને સિદ્ધ કરે છે તેમા જૂદોજ અર્થ નીકળે છે તે આ પ્રમાણે—"हिनोति गमयति प्रमेयमर्थ मिति हेतु" પ્રમાણ કરવા લાયક પદાર્થને જે પમાડે તે હેતુ એટલે પ્રમાણ તે પણ ચાર પ્રકારે છે તે વિષે સ્થાનાગ સૂત્રમા કહ્યું છે–अहवा हेऊ चउव्विहे पन्नत्ते, तं जहा-पच्चक्खे १ अणुमाणे २ उवमा ३ आगमे ४" "અથવા હેતુ ચાર પ્રકારનો કહ્યો છે, તે આ પ્રમાણે–પ્રત્યક્ષ ૧, અનુમાન ૨, ઉપમાન ૩ અને આગમ ૪" આ આલાવાની વ્યાખ્યા આ પ્રમાણે છે —"अश्नुते व्याप्नोति सर्वत्र इति अक्ष आत्मा, तं प्रति यत्प्राप्तं ज्ञानंतत्प्रत्यक्ष" —"સર્વ ઠેકાણે જે વ્યાપી જાય તે અક્ષ એટલે આત્મા કહેવાય છે તે આત્મા પ્રત્યે જે જ્ઞાન પ્રાપ્ત થયુ તે પ્રત્યક્ષ કહેવાય છે તે પ્રત્યક્ષ અવધિ, મનપર્યવ અને કેવળ એવા ત્રણ પ્રકારે છે, અથવા અક્ષ શબ્દનો અર્થ જો ઇંદ્રિય લઇએ, તો ઇંદ્રિયથી ઉત્પન્ન થયેલુ જ્ઞાન પણ વ્યવહારથી પ્રત્યક્ષ કહી શકાય છે, પરંતુ પરમાર્થથી તો આ ઇંદ્રિય

जन्य ज्ञान परोक्ष प्रमाण छे इंद्रियो आत्माथी पर-भिन्न छे ते थकी उत्पन्न थयु छे माटे ते परोक्ष कहेवाय छे १

साध्य अने साधननो सबध ग्रहण कर्या पछी जे ज्ञान थाय ते अनुमान प्रमाण कहेवाय छे जेम धुमनु ज्ञान थया पछी अग्निनु ज्ञान थाय छे, माटे ते अनुमान कहेवाय छे २

उपमावडे जे ज्ञान थाय ते उपमान प्रमाण कहेवाय छे जेमके " गो (बळद)नी जेवो गवय होय छे " आवु कोई वनचरनु वचन ग्रहण करीने कोई माणस अरण्यमा गयो त्या गोना जेवा अवयव वाळा अने गोथी जुदा एक पशुने जोइ पूर्वे साभळेला वचनने अनुसारे ते पशुने गवय तरीके तेणे निश्चय कर्यो आ उपमान प्रमाण कहेवाय छे ३

आप्त पुरुषना वचनथी प्रगट थयेलु पदार्थनु जे ज्ञान ते आगम कहेवाय छे आ आगम प्रमाण कह्यु ४ आ प्रमाणो पण हेतु रूपज कहेवाय छे केमके पूर्वे कहेली व्युत्पत्तिथी तेनी सिद्धि थाय छे

हवे अनुमान प्रमाणना पण चार प्रकार छे ते विषे श्री स्थानागमा कह्यु छे के—" अहवा हेऊ चउव्विहे पन्नत्ते, तं जहा– अत्थि त अत्थि सो हेऊ १ अत्थि तं नत्थि सो हेऊ २ नत्थि तं अत्थि सो हेऊ ३ नत्थि तं नत्थि सो हेऊ ४ ' । " अथवा हेतु चार प्रकारनो कह्यो छे, ते आ प्रमाणे–जो ते होय तो ते पण होय १, जो ते न होय तो ते होय २, जो ते होय तो ते न होय ३ अने जो ते न होय तो ते पण न होय ४ " आ आलावानी व्याख्या आ प्रमाणे छे—जो ते एटले साध्य एवो अग्नि होय, तो ते एटले धूम होय छे अहीं अग्निना होवापणाथी धूमनु पण होवापणु छे १ अहीं ते एटले शीतनो समूह नथी, तेथी अहीं अग्नि छे आ वाक्यमा शीतना अभावे अग्निनु होवापणु कह्यु २ हवे विपरीतपणे त्रीजो भागो कहे छे—अहीं ते साध्य एवो अग्नि छे, तेथी अहीं ते शीत नथी आ वाक्यमा अग्निना होवापणाथी शीतनुं नास्ति पणु–अभाव छे ३ हवे चोथा भागामा एकने अभावे

બીજાનો પણ અભાવ હોય તે આ પ્રમાણે—અહીં શીંશપા ( વૃક્ષ ) નથી, વૃક્ષનોજ અભાવ છે તેથી અહીં વૃક્ષનોજ અભાવ હોવાથી શીંશપા નામના વૃક્ષનો પણ અભાવજ છે ૪

આ રીતે ચાર પ્રકારે હેતુનુ સ્વરૂપ કહ્યું આ હેતુના જ્ઞાનમા આચાર્ય નિપુણ હોવા જોઇએ તેથી હેતુનિપુણપણા નામનો આ સતાવીશમો ગુણ જાણવો ૨૭

હવે ઉપનયની વ્યાખ્યા કરે છે—જે અર્થ ( પદાર્થ ) દ્રષ્ટાંતવડે દ્દઢ કર્યો હોય તેજ અર્થને કહેવાને ઇચ્છેલા દાર્ષ્ટાંતિકમા લઇ જવો, યોજના કરવી તે ઉપનય કહેવાય છે જેમકે જબુસ્વામીના ચરિત્રમા તે ઉપનય કર્યો છે તેની કથા આ પ્રમાણે છે—

વસતપુર નગરમા શતાયુધ નામે રાજા હતો, તેને લલિતા નામની પટ્ટરાણી હતી તેજ નગરમા સમુદ્રદત્ત નામનો એક શ્રેષ્ઠી રહેતો હતો તેને લલિતાગ નામે પુત્ર હતો તે યુવાવસ્થાને પામેલો મહા રૂપવાન્ અને વસ્ત્ર તથા આભૂષણવડે શોભતો લલિતાગ નગર મધ્યે હમેશા ક્રીડા કરે છે એકદા તેને પોતાના ગવાક્ષમા બેઠેલી લલિતા દેવીએ દીઠો તેનુ રૂપ જોઇ મોહ પામેલી તેણીને તે લલિતાગની સાથે ક્રીડા કરવાની ઇચ્છા થઇ તેથી તેણીની પ્રેરણાથી ચતુરિકા નામની દાસીએ વ્યાપારના મિષે કરીને લલિતાગની સાથે પરિચય કર્યો. હવે રાણી કામદેવનુ વ્રત કરવા લાગી તેથી કામદેવની પૂજાના મિષથી તેની પ્રતિમાને દાસી વારવાર રાણીના અત પુરમા લાવતી અને પાછી લઇ જતી હતી તેથી દ્વારપાળોને તેણીનાપર વિશ્વાસ બેઠો પછી તે પ્રતિમાનાજ છળથી ચતુરિકા દાસીએ લલિતાગને અત પુરમા પ્રવેશ કરાવ્યો તેને ગુપ્તરીતે રાખીને તેની સાથે રાણી ભોગ ભોગવવા લાગી. અહીં તેનો પિતા સમુદ્રદત્ત પુત્રની સર્વત્ર શોધ કરવા લાગ્યો પરતુ કાંઇ પણ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહીં તેથી તે શોકમા ગરક થયો આવા અવસરે અત.પુરના દ્વારપાળોને કાંઇક શકા પડવાથી ઉદ્યાનક્રીડા કરીને પાછા આવેલા રાજાને તેઓએ વિનતી કરી કે—" હે સ્વામી ! સર્વે દેવીઓ પતિવ્રતાજ છે તો પણ આપે પોતેજ પોતાનુ અત પુર જોઇ લેવુ અને અમને

અભયદાન આપવુ તે જોખમમાથી અમને મુક્ત કરવા " તે સાભળી રાજાને પણ શ ક આવવાથી ગુપ્ત રીતે અ ત પુર તરફ ચાલ્યો તેટલામા દ્વારમા ઉભેલી ચતુરિકાએ તેને આવતો જોઇ તરતજ રાણીને ચેતવી તેજ વખતે રાણીએ પણ તે લલિતાગને બારી માર્ગે કરીને ઘરની પાછળ રહેલા ખાળકૂવામા નાખ્યો પછી રાજા અ દર આવ્યો તેણે બધી વસ્તુઓને જોવાના મિષથી સર્વ સ્થાનકો જોયા પરંતુ કાંઈ પણ શકા ઉત્પન્ન થઇ નહીં હવે તે લલિતાગ પણ પથ્થરની જેમ કૂવામા પડયો છે, તેના શરીરની ચોતરફ અશુચિ, કાદવ અને કીડાઓ વ્યાપ્ત થયા તે ઘરના વાસીદાની ધૂળ, રાખ તથા એઠવાડ વિગેરે તેની ઉપર કૂવામા નખાયા કરે છે, તેથી તે નારકીના જેવુ જ દુ ખ ભોગવે છે તે ઘરની દાસીના ભોજનનુ ઉચ્છિષ્ટ તથા તેણીએ નાખેલા પાણીને જીહ્વાવડે ચાટતા તે લલિતાગે કેટલોક કાળ નિર્ગમન કર્યો ત્યારપછી વર્ષા ઋતુમા વરસાદ વરસવા લાગ્યો તેથી પ્રનાળ માર્ગે કરીને જળનો પ્રવાહ વહેતો વહેતો તે ખાળકૂવામા આવ્યો તેનાથી તે કૂવો ભરાઈ જતા તેમાથી કચરાની સાથે તે લલિતાગ પણ બહાર નીકળી નગરની ગટરમા પ્રવાહિત થયો તે વખતે તેને મૂર્છા આવવાથી કાઇ પણ કરી શકયો નહીં તેવે અવસરે દૈવયોગે લલિતાગની ધાત્રી અકસ્માત્ તે માર્ગે નીકળી તેણીએ તેને જોઇને ઓળખ્યો કે-" આ તો લલિતાગ છે અહીં કયાથી ? " પછી તેના શ્વાસોચ્છ્વાસથી તેને જીવતો જાણી ખાટલામા નાખી ઘર આણ્યો તેને જોઇ હર્ષ પામેલા તેના પિતા વિગેરે પરિવારે તીક્ષ્ણ ઔષધના પ્રયોગથી તેને ચેતના પમાડયો ત્યારપછી અનુક્રમે ઘણા ઘણા ઔષધો કરીને તેને મૂળ સ્થિતિએ પહોચાડયો. પછી ફરીથી પ્રથમની જેમ તે શહેરમા ફરવા લાગ્યો તેને લલિતાએ જોયો એટલે તેજ દાસી પાસે તેને ફરીથી બોલાવ્યો, પરંતુ પાતે અનુભવેલુ દુ ખ વીસરી ગયો નહોતો તેથી તે ત્યા જવાનુ શી રીતે ઇચ્છે ? નજ ઇચ્છે આ પ્રમાણે જબૂકુમારે પોતાની પ્રિયાઓ પાસે કથા કહી હતી તેનો ઉપનય આ પ્રમાણે જાણવો-અહીં જે લલિતાગ કહ્યો, તે ભોગલુબ્ધ પ્રાણી જાણવો જે રાણીનો ભોગ કહ્યો, તે વિષયનુ સુખ જાણવુ જે તેનો કૂવામા વાસ

થયો, તે તેનો ગર્ભવાસ જાણવો તે કૂવામા જે ઉચ્છિષ્ટ ભોજન કર્યું, તે માતાએ ખાવેલા આહાર પાણીનુ ગ્રહણ જાણવુ જે કૂવામાથી નીકળવાનુ કહ્યુ, તે યોનિથી બહાર નીકળી જન્મ થયો એમ જાણવુ જે નગરની ખાળ કહી તે સૂતિકાગૃહ જાણવુ જે તેની ધાત્રી કહી, તે શુભ કર્મ પરિણતિ જાણવી તે ધાત્રીએ તેને જે ફરીથી જીવાડયો, તે અહીં ફરીથી જ્ઞાન (બોધિ) ની પ્રાપ્તિ જાણવી તે જ્ઞાનના લાભથી ફરીને તે પ્રાણી તે સ્થાનને ઇચ્છતો નથી આ પ્રમાણે દષ્ટાતના અર્થને દાર્ષ્ટાતિક અર્થમા ઘટવવો, તે ઉપનય કહેવાય છે તે ઉપનયમા જે આચાર્ય નિપુણ હોય તે ઉપનયનિપુણ કહેવાય છે આ આચાર્યનો અઠ્ઠાવીશમો ગુણ જાણવો ૨૮

હવે નયને વિષે જે નિપુણ હોય, તે નયનિપુણ કહેવાય છે તે નય સાત છે—નૈગમ ૧, સગ્રહ ૨, વ્યવહાર ૩, ઋજુસૂત્ર ૪, શબ્દ ૫, સમભિરૂઢ ૬ અને એવભૂત ૭ આ નયના વિચારમા ઘણો મોટો અર્થ રહેલો છે, તો પણ સક્ષેપથી તેમનુ લક્ષણ બતાવે છે —આ જગતમા વસ્તુઓના અનતા ધર્મવાળા સ્વભાવો છે તે સર્વનો વિવેક કરીયે તો તેના બે પ્રકાર થાય છે-એક સામાન્ય અને બીજો વિશેષ જેમ જીવને વિષે વસ્તુપણુ અને પ્રમેયપણુ વિગેરે સામાન્ય ધર્મો છે કારણ કે એ ધર્મો અજીવ પદાર્થને વિષે પણ હોય છે તથા જીવને વિષે જે ચેતન્ય ધર્મ છે, તે વિશેષ ધર્મ છે કેમકે એ ધર્મ અજીવને વિષે હોતો નથી એ પ્રમાણે સામાન્ય અને વિશેષનુ જ્ઞાન થાય છે

અહીં નૈગમનયને વિષે સામાન્ય અને વિશેષ એ બન્ને ધર્મોવડે પદાર્થની પ્રરૂપણા ત્રણે કાળમા સરખી રીતેજ કરાય છે જે પ્રકારે સામાન્ય અને વિશેષવડે નૈગમનય જાણી શકાય તે પ્રકારે નિવાસના દષ્ટાતે કરીને બતાવે છે —કોઇએ કાઇ માણસને પૂછ્યુ કે—'તુ ક્યા રહે છે ?' તેણે જવાબ આપ્યો કે—'લોકમા, તેમા પણ તિરછા લોકમા, તેમા પણ મનુષ્ય લોકમા, તેમા પણ જબૂદ્વીપમા, તેમા પણ ભરતક્ષેત્રમા, તેમા પણ

દક્ષિણ ભરતમા, તેમા પણ મધ્ય ખંડમા, તેમા પણ અમુક દેશમા, તેમા પણ અમુક નગરમા, તેજ રીતે અમુક શેરીમા, અમુક ઘરમા, અમુક શાળામા, અમુક ભાગમા, મારા પોતાના શરીરમા અને છેવટ મારા પોતાના આત્માને વિષે હુ રહુ છુ આ દૃષ્ટાતમા ક્ષેત્રને આશ્રીને પ્રથમ લોક કહ્યો, તે સામાન્યે કરીને કહ્યો, અને છેવટ પોતાનો આત્મા કહ્યો તે વિશેષ કહ્યો તથા તે બન્નેની વચ્ચે રહેલા સર્વે વિકલ્પો પૂર્વાપરની અપેક્ષાએ સામાન્ય અને વિશેષ બન્ને રીતે કહી શકાય છે આ સર્વે વિકલ્પોને નૈગમ નય પોતાના નિવાસને માટે તાત્ત્વિકપણે-સત્યપણેજ માને છે હવે ત્રણે કાળમા કહેવાને ઇચ્છેલા પદાર્થની પ્રરૂપણા માટે નૈગમ નયનુ દૃષ્ટાત દેખાડે છે — કોઈ સુતાર વનમાથી લાકડાનો કકડો કાપી ખાધે લઈને આવતો હતો તેને કોઇએ પુછ્યુ કે-" હે કારીગર ! તે આ ખાધે શુ લીધુ છે ? " તે બોલ્યો કે-" મારી ખાધે પ્રસ્થ છે " અહીં હજુ તે લાકડાનો પ્રસ્થ થવાનો છે હજુ થયો નથી તોપણ ભાવી કાળને આશ્રીને લાકડાના કકડાને પણ પ્રસ્થ રૂપે કહ્યો એજ રીતે દીવાળીના પર્વમા ભગવાન મહાવીર સ્વામી આજે નિર્વાણ પામ્યા એમ જે બોલવુ તે નૈગમ નયનુ લક્ષણ છે આ નયને અનુસરનારા નૈયાયિક અને વૈશેષિક મતવાળા છે ૧

હવે સગ્રહ નયનુ સ્વરૂપ લખે છે --સર્વ પદાર્થ જેનાવડે ગ્રહણ કરાય તે સગ્રહ કહેવાય છે આથી કરીને આ નયમા સામાન્ય તત્ત્વનોજ સમાવેશ થઇ શકે છે જેમકે-ચૈતન્ય ધર્મવડે સર્વ કોઇ જીવ એકજ છે, એજ પ્રમાણે સર્વ પદાર્થોમા સત્તા એકજ છે તેથી કરીને સત્તાજ તત્ત્વ છે સત્તાને ત્યાગે અવસ્તુપણાનોજ પ્રસગ આવે છે ગધેડાના શીંગડાનો જેમ સત્તા વિના કોઇ પણ પદાર્થ કહેવાશેજ નહીં આ કારણથીજ ' જે સત્ છે, તેજ બ્રહ્મ છે ' એવો અદ્વૈત મત છે આ પ્રમાણે સગ્રહ નયનુ લક્ષણ જાણવુ ૨

(વ્યવહાર નયનુ સ્વરૂપ-જે અર્થ ક્રિયા કરે તે પદાર્થ કહેવાય છે પાણી લાવવાની ક્રિયા કરવાથી ઘટ પદાર્થ કહેવાય છે ) જો પદાર્થ અર્થ ક્રિયાને ન કરે તો તે પદાર્થ ગધેડાના શીંગડાની જેમ

અવસ્તુ રૂપેજ છે અર્થ ક્રિયા કરવાનુ વિશેષને આશ્રીને કહી શકાય છે, પણ સામાન્યનો આશ્રય કરાતો નથી જેમકે ગાય દોવાય છે એમ કહી શકાય પરતુ ગાયપણુ દોવાય છે એમ કહી શકાય નહીં માટે વિશેષજ તત્વ છે કેમકે વિશેષ વડેજ વ્યવહાર ની પ્રવૃત્તિ હોવાથી સર્વ જગત પ્રવર્તે છે, આ નયને અનુસરનારા વૈદિકના ભેદવાળા મીમાસકો છે આગમમા પણ બે પ્રકારના જીવો છે–મુક્ત અને સસારી સસારી જીવો પણ બે પ્રકારના છે ત્રસ અને સ્થાવર. આ પ્રમાણે વ્યવહાર નયવડે કરીનેજ જીવની પ્રરૂપણા કરાય છે ૩

ઋજુસૂત્ર નયનુ સ્વરૂપ–થઈ ગયેલી વસ્તુનો નાશ થયો તેથી તે અવસ્તુ છે અને થવાની વસ્તુ હજુ થઈ નથી તેથી તે પણ ગધેડા ના શીંગડાની જેમ અવસ્તુજ છે તેથી કરીને બાકી રહેવાથી વર્ત-માન કાળમા રહેલી જે વસ્તુ તેજ સત્–છતી વસ્તુ છે તે વર્તમાન કાળ એક સમયનોજ છે તેથી કરીનેજ 'જે સત્ છે, તે ક્ષણિક છે ' એવો બૌદ્ધનો મત છે એજ કારણથી આગમમા પણ–જીવ જે ઉપ યોગમા વર્તતો હોય, તે વખતે તે જીવ તે સ્વરૂપવાળોજ કહેવાય છે જેમકે ક્રોધના ઉપયોગમા વર્તતો સાધુ ચડાળ કહેવાય છે તેથી કરીનેજ ઉત્તરાધ્યયનમા વિનય નામના પ્રથમ અધ્યનમા 'माय चंडालियं कासी –' તુ ચડાળપણુ કરીશ નહીં' એમ ઋજુસૂત્ર નયને આશ્રીને કહ્યુછે કે આ ચારે નયો અર્થનયો કહેવાય છે આ નયો અર્થનેજ કહેનારા છે

હવે બાકીના ત્રણ શબ્દનયોને કહે છે–શબ્દોથી પણ વાચ્ય–વાચકભાવ સબધ વડે અર્થનુ ગ્રહણ થાય છે, પરતુ " નામ અને અર્થનો અભેદ કરીને સબધ છે " એવુ વચન હોવાથી જે શબ્દો છે, તે અર્થના પર્યાયોજ કહેવાય છે અહીં પર્યાયોનુજ મુખ્યપણું છે અર્થ પણ શબ્દને અનુસરનાર હોવાથી આ નીજ જાય છે કહ્યું છે કે–

" न सोऽस्ति प्रत्ययो लोक, य' शब्दानुगमायते ।
अनुविद्धमिव ज्ञान, सर्वं शब्देन भासते ॥ "

' તેવો કોઇ પણ પ્રત્યય અર્થ લોકમા નથી, કે જે શબ્દને

અનુસરતો ન હોય સર્વ જ્ઞાન (સર્વ પદાર્થનુ જ્ઞાન) શબ્દ વડે કરી તેજ જાણે ઓતપ્રોત થયેલુ હોય એમ માને છે "

વળી જે નયમા ઘણા પર્યાયોએ કરીને એકજ વસ્તુનો અર્થ કહેવાય છે જેમ દ્રવ્યને વિષે જાતિ અને સખ્યા (વચન) નો સબધ છે, તેમ તેના પર્યાયોને વિષે પણ જાતિ અને સખ્યાનો સબધ છે આનુ નામ શબ્દ નય કહેવાય છે જેમ કે ઇન્દ્ર, શક્ર, પુરદર આ વિગેરે શબ્દો એકજ ઇંદ્રના અર્થને કહેનારા છે, એજ પ્રમાણે ઘટ, કુભ, કળસ, એ વિગેરે શબ્દો એકજ પૃથુબુધ્નોદરાદિક આકારવાળા ઘડા રૂપ અર્થને કહે છે આ શબ્દ નય છે ૫

હવે સમભિરૂઢ નયનુ સ્વરૂપ કહે છે—જે નયમા જે શબ્દો એકજ અર્થને કહેનારા હોય, તોપણ તેમા દરેક શબ્દનો અર્થ વ્યુત્પત્તિએ કરીને ભિન્ન ભિન્ન જણાતો હોય, તે નય સમભિરૂઢ નામનો કહેવાય છે, જેમ કે—ઇંદ્ર શબ્દમા ઇન્દ ધાતુ ઐશ્વર્ય અર્થવાળો હોવાથી ઇંદ્રનો અર્થ ઐશ્વર્યવાન થાય છે શક્ર શબ્દમા શક ધાતુ છે તેનો અર્થ શક્તિમાન થવાનો હોવાથી શક્રનો અર્થ શક્તિમાન થાય છે એજ રીતે પુરદર શબ્દમા દૈત્યોના નગરને ભેદવા રૂપ અર્થ છે એ સર્વ અર્થ ભિન્ન ભિન્ન છે, એજ પ્રમાણે આગમમા પણ "પ્રજ્ઞાપના કરે છે, પ્રરૂપણા કરે છે " વિગેરે આવાવાના વચનો (શબ્દો) મા સમભિરૂઢ નયને આશ્રીને ભિન્ન ભિન્ન અર્થ જાણવા ૬

એવભૂત નયનું સ્વરૂપ—સમભિરૂઢ નયે જે અર્થ બતાવ્યો હોય તે અર્થ જે વખતે જે વસ્તુમા વર્તતો હોય, તેજ વખતે તેજ શબ્દનો પ્રયોગ કરવો યોગ્ય છે અને બીજા પર્યાય શબ્દોનો પ્રયોગ કરી શકાય નહીં, તે એવભૂત નય કહેવાય છે, જેમ કે—દેવોની સભામા જ્યારે સિંહાસન ઉપર રહેલો સર્વ દેવોથી અધિક ઐશ્વર્યવાળો દેખાય, ત્યારેજ તે ઇન્દ્ર કહી શકાય છે, પણ તે વખતે શક્ર વિગેરે શબ્દોથી કહી શકાય નહીં, અને જ્યારે તે પોતાની શક્તિને દેખાડતો હોય, ત્યારેજ તેને શક્ર કહી શકાય પણ તે વખતે તેને ઇન્દ્ર શબ્દથી કહેવો યોગ્ય નથી, એ પ્રમાણે પોતપોતાની ક્રિયાને અવસરે તે તે ક્રિયાને આશ્રીને તેના શબ્દવડે વ્યવહાર કરવો તેજ યોગ્ય

છે જેમ ગૃહસ્થાશ્રમમા રહેલા એવા તીર્થ કર વર્ધમાન શબ્દના પ્રયોગથી સાભળવામા આવે છે ૭

આ પ્રમાણે સાતે નયોની લેશથી વ્યાખ્યા કરી અહીં નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ ત્રણ નયો દ્રવ્યાર્થિક નયો કહેવાય છે, અને બીજા નયો પર્યાયાર્થિક કહેવાય છે તેમા પણ ઋજુસૂત્ર નયને કેટલાક આચાર્યો દ્રવ્યાર્થિક પણ કહે છે, આમા એક એક નયના અભિપ્રાયને આગ્રહથીજ વળગી રહેવુ, તેજ મિથ્યાત્વ છે અને સર્વ નયનો જે સ્વીકાર કરવો, તે સમ્યક્ત્વ કહેવાય છે આ સર્વ નયોને વિષે આચાર્ય નિપુણ હોવા જોઇએ એ ઓગણત્રીશમો ગુણ થયો ૨૯

ગ્રાહણા કુશળ—જેના વડે હિત અર્થ ગ્રહણ કરાવાય તે ગ્રાહણા એટલે ભવ્યોને હિતોપદેશ દેવાની શક્તિ તેમાજ કુશળ-ચતુર હોય, તે ગ્રાહણા કુશળ કહેવાય છે એટલે ભવ્યોને હિતોપદેશ દેવાની શક્તિવાળા જો કદાચ તથાપ્રકારના કર્મના ઉદયને લીધે પોતાનુ (પોતાના આત્માનુ) હિત કરવામા અસમર્થ હોય, તો પણ બીજાઓને હિત ગ્રહણ કરાવી શકે, તો તે પણ પોતાના હિતને માટેજ થાય છે કહ્યુ છે કે—

" ग्राहयन्ति हित लोकानलग्ना स्वहिते तु ये ।
परानुग्रहतस्ते हि वन्द्या स्युर्नन्दिषेणवत् ॥ "

" જેઓ પોતાના હિતમા લાગ્યા-પ્રવૃત્ત નથી અને બીજાઓને હિત ગ્રહણ કરાવે છે, તેઓ પરનો અનુગ્રહ કરનારા હોવાથી નદિષેણની જેમ વદ્ય છે "

## નન્દિષેણની કથા

કોઇ એક નગરમા કોઇ મિથ્યાત્વી ધનવાન બ્રાહ્મણ યજ્ઞ કરવા લાગ્યો તેમા રાધેલા અન્નનુ રક્ષણ કરવા માટે કોઇને ચાકર તરીકે રાખ્યો તેણે બ્રાહ્મણને કહ્યુ કે-" જો બ્રાહ્મણ ભોજન થઇ રહ્યા પછી વધેલ પકવાન્ન મને આપો તો હુ આ કાર્યમા રક્ષણ કરનાર થાઉ " તે સાભળીને બ્રાહ્મણે તેનુ વચન અગીકાર કર્યુ પછી તે બ્રાહ્મણે યજ્ઞ કરીને બ્રાહ્મણોને જમાડયા અને વધેલુ અન્ન તે દાસને આપ્યુ તે દાસે તે અન્નવડે સાધુઓને પ્રતિલાભ્યા તથા અન્ય દર્શનીઓને

પણ દાન આપ્યું તથી તેણે મહાભોગ કર્મ ઉપાર્જન કર્યું પછી કેટલેક કાળે તે કામ મગ્ન પાગીને દેવ થયો ત્યાંથી ચવીને ગજગૃહ નગરમા શ્રેણિક રાજાનો નન્દિષેણ નામે પુત્ર થયો તે સમયે તે બ્રાહ્મણનો જીવ પણ કેટલાક ભવો ભમીને કદલી નામના વનમા હાથણીના યૂથમા કોઇ હાથણીની કુક્ષિમા ગભપણે ઉત્પન્ન થયો. તે યૂથમા યૂથપતિ હાથી બીજા હાથીથી પોતાના પરાભવની શંકાવાળો હોવાથી જેટલા હાથીનો જન્મ થાય તે સર્વને તત્કાળ મારી નાખતો હતો, અને હાથણીનો જન્મ થાય તો તેનુ રક્ષણ કરતો હતો. તે વખતે આ વિપ્રના ગર્ભવાળી હાથણી પોતાના ગર્ભના અકુશળની શંકા થવાથી કપટવડે લગડી થઈને ધીમે ધીમે યૂથની પાછળ ચાલવા લાગી કોઈ વખત એક બે પહોર વીતી જાય ત્યારે યૂથની સાથે મળતી, કોઇ વખત એક દિવસે, કોઇ વખત બે ત્રણ દિવસે મળતી એ પ્રમાણે કરતી તે હાથણી તાપસોના આશ્રમમા ગઇ અને પોતાની સૂંઢવડે તાપસોના પગનો સ્પર્શ કરી તેમને નમસ્કાર કરવા લાગી તાપસોએ તેણીને ગર્ભિણી જાણીને 'તારા ગર્ભનુ કુશળ થાઓ' એમ કહી તેણીને આશ્વાસન આપ્યુ પછી એકદા તે હાથણીએ તે આશ્રમમા પુત્રને પ્રસવ્યો તાપસના પુત્રોએ તે હસ્તિબાળકનુ લાલન પાલન કર્યું હાથણી પણ વખતો વખત ત્યા આવીને તેને સ્તનપાન કરાવા લાગી આ રીતે તે હસ્તિ બાળક વૃદ્ધિ પામી તાપસપુત્રોની સાથે ક્રીડા કરવા લાગ્યો, અને તે બાળકોની સાથે પોતે પણ નદીમાથી પાણીવડે પોતાની સૂંઢ ભરીને આશ્રમના વૃક્ષોને સીંચવા લાગ્યો આ પ્રમાણે સીંચનક્રિયા કરતો તેને જોઇને તાપસોએ તેનુ સેચનક એવુ નામ પાડયુ આ રીતે તે વૃદ્ધિ પામતો અનુક્રમે ત્રીશ વર્ષનો જુવાન હાથી થયો એકદા તે વનમા વિચરતો હતો, તેવામા તેણે તે યૂથપતિને જોયો જુવાનીને લીધે મહા બળવાન થયેલા તેણે તે વૃદ્ધ યૂથપતિને મારી નાખ્યો અને પોતે યૂથપતિ થયો પછી તેણે વિચાર્યું કે—" જેમ મારી માતાએ મને તાપસોના આશ્રમમા પ્રસવ્યો, તેમ બીજી પણ ત્યા પ્રસવશે, તો તે પણ મને મારીને યૂથપતિ થશે. " એમ વિચારીને તેણે પોતાના યૂથને આશ્રમમા લઇ જઇ તે આશ્રમ ભાગી નાખ્યો.

તેથી ક્રોધ પામેલા તાપસોએ શ્રેણિક રાજાની પાસે જઈ પોતાના વનમા એક હસ્તિરત્ન છે એમ જણાવ્યુ તે સાભળીને રાજાએ કેટલાએક ઉપાયો કરીને તેને પકડી લાવી હસ્તિશાળામા દઢ બ ધનથી બાધ્યો પછી એકદા તાપસોએ તેને બાધેલો જોઈ વાણીવડે તેની તર્જના કરી કે-" જેવુ તે કર્મ કર્યું, તેવુજ ફળ તને મળ્યુ " આ વચન સાભળી ક્રોધાયમાન થયેલો તે હસ્તી બ ધનોને ત્રોડીને તાપસોની પાછળ તેમને હણવા દોડયો તાપસો નાશી ગયા ચોતરફ હાહારવ છેળ્યો તે વખતે શ્રેણિકનો પુત્ર નદિષેણ તેના પૂર્વ ભવનો વૃત્તાત સ ભળાવી તેની પાછળથી પૂ છડાને પકડી પીઠપર ચડી મસ્તક ઉપર ત્રણ મુઠી મારી તેના સ્ક ધ ઉપર ચડી બેઠો તે જોઇ શ્રેણિક રાજાએ તેનો સત્કાર કરી તેને પાચસો કન્યાઓ પર ણાવી. એકદા ભગવાન શ્રી મહાવીર સ્વામી રાજગૃહ નગરમા સમવસર્યા તેમને વાદવા માટે પિતાની સાથે નદિષેણ પણ ગયો. ત્યા ભગવાનની દેશના સાભળી નદિષેણ પ્રતિબોધ પામ્યો એટલે તેણે ભગવાનની પાસે પ્રવ્રજ્યાની આજ્ઞા માગી ત્યારે ભગવાન પણ આનાથી ધર્મ વૃદ્ધિ થશે એમ જાણીને 'હે દેવાનુપ્રિય ! જેવી તારી ઇચ્છા' એમ બોલ્યા પરતુ તેના મતમા વિઘ્ન આવવાનુ છે એમ જાણીને 'પ્રતિબ ધ ન કર' એવુ બીજુ વાકય બોલ્યા નહીં ત્યાર પછી ઘેર આવી માત પિતાની સાથે પ્રવ્રજ્યા લેવા સ બ ધી પ્રશ્નોત્તરો કરી તેમની-આજ્ઞા લઇ નદિષેણ દીક્ષા લેવા તૈયાર થયો તે વખતે આકાશમા રહીને શાસનદેવી બોલી કે-" હે નદિષેણ ! હજુ તારા ભોગકર્મનો ઉદય છે, તેથી કેટલોક કાળ દીક્ષા લેવામા વિલ બ કર પછીથી દીક્ષા ગ્રહણ કરજે " આ પ્રમાણે દેવીએ કહ્યા છતા પણ પોતાના મનની દઢતા જાણીને નદિષેણે શ્રીભગવાનપાસે જઈ દીક્ષા ગ્રહણ કરી અતિ દુષ્કર તપ કરવાથી નદિષેણ મુનિને લબ્ધિઓ પ્રાપ્ત થઈ ત્યારપછી ભોગ કર્મના ઉદયને લીધે મનની ચ ચળતા થવાથી પ્રથમની ક્રીડાઓ તથા ભોગો સ્મૃતિપથમા આવ્યા તેથી મનનો નિગ્રહ કરવા માટે તથા દેહને કૃશ કરવા માટે ઘણી આતાપનાઓ તથા ઘણા તપો કરવા લાગ્યો તો પણ તેને ભોગની

" ક્રિયાવાદીના એકસો એ શી ભેદ છે, અક્રિયાવાદીના ચોરાશી ભેદ છે અજ્ઞાનવાદીના સડસઠ ભેદ છે અને વિનયવાદીના બત્રીશ ભેદ છે " આ રીતે ૩૬૩ મતો છે

૧ ક્રિયાવાદીઓના ૧૮૦ મતો છે, તે ક્રિયાવાદીઓ આસ્તિક મતવાળાજ છે તેઓ ક્રિયાનેજ મુખ્ય માને છે, તેથી ક્રિયા વિના મોક્ષ થતો નથી તેઓ સ્વીકારે છે, પરતુ તેમના માર્ગમા દોષ આવે છે તે આ પ્રમાણે–તેઓમાના કેટલાએક એમ માને છે કે–" જીવ સ્વત સિદ્ધ કાળથી નિત્ય છે " આ પ્રમાણે માનનારા તેમનો આ અભિપ્રાય છે–જીવ એવો પદાર્થ છે ખરો પરતુ તે સ્વત એટલે પોતાની અપેક્ષાએજ છે પોતાની મેળેજ સિદ્ધ છે માટે આવો છતા પણ નિત્યજ છે, પણ અનિત્ય છે એમ નથી આવો છતા પણ કાળ થકી એટલે કાળની અપેક્ષાએ છે એટલે કે માત્ર ત્રણ કાળને આશ્રીનેજ આ જીવનુ સ્વત પણુ–સહજ સિદ્ધપણુ તથા નિત્યપણુ છે આમ માનવાથી તેમના મતમા કાળનુ જ કર્તાપણુ સિદ્ધ થાય છે કેમકે તેઓ કહે છે કે—

" काल सृजति भूतानि, काल सहरति प्रजा ।
काल सुप्तेषु जागर्ति, कालो हि दुरतिक्रम' ॥ '

" કાળ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે, કાળ પ્રાણીઓનો વિનાશ કરે છે, અને પ્રાણીઓ સુતા હોય ત્યારે પણ કાળ જાગૃત રહે છે, માટે કાળ ઉલ્લઘન કરી શકાય તેવો નથી " -

તેજ રીતે કાળે વૃક્ષો ફળ આપે છે, વર્ષાકાળે મેઘ વરસે છે, અને શીતકાળે ઠડી પડે છે એ પ્રમાણે સવ જગત કાળને આધીન છે આ એક ભેદ થયો ૧

બીજો ઇશ્વરવાદી કહે છે કે–જીવ સ્વત નિત્ય છે, પણ તે ઇશ્વરને આશ્રીને છે જીવ ઇશ્વરને આધીન આ પ્રમાણે છે —

" ईश्वरप्रेरितो गच्छेत्, स्वर्गं वा श्वभ्रमेव वा ।
अन्यो जन्तुरनीशोऽय-मात्मन सुखदु खयोः ॥ "

"ઇશ્વરની પ્રેરણાથી જીવ સ્વર્ગમા અથવા નરકમા જાય છે ને ઇશ્વરની પ્રેરણા વિના આ જીવ પોતાને સુખ મેળવવામા કે દુ ખ મેળવવામા સમર્થ નથી "

ઇશ્વરનુ સ્વરૂપ આ પ્રમાણે છે —

" ज्ञानमप्रतिघ यस्य, वैराग्य च जगत्पतेः ।
ऐश्वर्यं चापि धर्मश्च, सहसिद्ध चतुष्टयम् ॥ "

"તે જગત્પતિ ( ઇશ્વર ) નુ જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને ધર્મ અપ્રતિઘ-અવિનાશી એટલે નહીં સ્ખલના પામે તેવુ છે આ ચારે તેને સાથેજ સિદ્ધ છે '

ઉપર પ્રમાણે ચાર સ્વરૂપવાળો ઇશ્વર સ્વેચ્છાથી સવ કરે છે, તે ઇશ્વરની આજ્ઞાથી પ્રાણીઓ સુખ કે દુ ખને પામે છે, આ બીજો ભેદ ૨

ત્રીજો પુરૂષાકારવાદી કહે છે કે—જીવ સ્વત નિત્ય છે, પરતુ પુરૂષાકારને આશ્રીને છે સર્વ જીવલોક પુરૂષાકાર રૂપજ છે આ સર્વ જગત્ પુરૂષ રૂપજ છે તેમા ઇશ્વરનુ કાઇ પણ કાર્ય નથી આ ત્રીજો ભેદ ૩

ચોથો નિયતિવાદી કહે છે કે— જીવ સ્વત નિત્ય છે, પરતુ નિયતિને આશ્રીને છે જે વસ્તુ જે આકારે અવશ્ય બને છે, તે નિયતિ કહેવાય છે જેમ કે સ્રી પુરૂષનો સયોગ થવાથી મનુષ્યને ( સ્રી અથવા પુરૂષને ) આકારેજ જીવ ઉપન્ન થાય છે પરતુ ગામ વિગેરે પશુ પક્ષીને આકારે ઉત્પન્ન થતો નથી તેથી આ નિયતિ નામનો પદાર્થ પણ કોઇક જૂદોજ જગતમા છે તે નિયતિથીજ સવ વ્યવહાર પ્રવર્તે છે એ ચોથો ભેદ ૪

પાચમો સ્વભાવવાદી કહે છે કે—જીવ સ્વત નિત્ય છે, પરતુ તે સ્વભાવથીજ છે સ્વભાવ એટલે વસ્તુની સ્વાભાવિક-અકૃત્રિમ સ્થિતિ જેમ કે બોરડીના વૃક્ષ ઉપર એક કાટો સ્વભાવથીજ સરળ ( સીધો ) હોય છે અને એક વક્ર હોય છે એ પ્રમાણે સર્વ પદાર્થોની સ્થિતિ સ્વભાવથીજ હોય છે એ પાચમો ભેદ ૫

આ પ્રમાણે પાચે ભેદો પોત પોતાના અભિપ્રાયથી નિત્યપણાને આશ્રીને થાય છે તેજ પ્રમાણે અનિત્યપણાને આશ્રીને પણ તેજ પાચ ભેદો સભવે છે કારણ કે આ મતવાળાઓ પર્યાયની અપેક્ષાએ જીવ વસ્તુને અનિત્ય માન છે તેથી પાચને બમણા કરવાથી દશ ભેદો થાય છે ૧૦

આ દશે ભેદો જેમ સ્વત માનવામા આવે છે, તેમ કેટલાએક પરત [૧] પણ માને છે કેમકે તેઓ વસ્તુનુ અસ્તિપણુ (હોવાપણુ) પરની અપેક્ષાએ માને છે જેમકે ઘટ વિનાની બીજી સર્વ વસ્તુની અપેક્ષાએ ઘટનુ અસ્તિપણુ સિદ્ધ થાય છે (એટલે કે પટ પુસ્તક વિગેરે સર્વ પદાર્થોથી ઘટ એ કોઈ જૂદીજ વસ્તુ છે) એજ પ્રમાણે સર્વ વસ્તુનુ અસ્તિપણુ પરની અપેક્ષાએજ સિદ્ધ થાય છે તેથી કરીને જેમ સ્વત ના પક્ષમા દશ ભેદ થાય છે, તેમ પરત ના પક્ષમા પણ દશ ભેદ થાય છે એ પ્રમાણે જીવના અસ્તિપણામા વીશ ભેદો સિદ્ધ થયા ૨૦

આ પ્રમાણે અજીવ પદાર્થના અસ્તિપણામા પણ વીશ ભેદો થાય છે, તેજ પ્રમાણે પુણ્યના અસ્તિપણામા વીશ ભેદો થાય છે, તેજ પ્રમાણે પાપના અસ્તિપણામા વીશ ભેદો, આશ્રવના અસ્તિપણામા વીશ ભેદો, સવરના અસ્તિપણામા વીશ ભેદો, નિર્જરાના અસ્તિપણામા વીશ ભેદો, બધના અસ્તિપણામા વીશ ભેદો અને મોક્ષના અસ્તિપણામા વીશ ભેદો થાય છે આ સર્વ ભેદો મળીને કુલ એકસોને એશી ભેદો થાય છે આ સર્વે આસ્તિક હોવાથી ક્રિયાવાદી કહેવાય છે

હવે અક્રિયાવાદીના ચોરાશી ભેદો દેખાડે છે આ અક્રિયાવાદીઓ નાસ્તિક કહેવાય છે તેઓ જીવ, અજીવ, આશ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ એ સાત પદાર્થો નાસ્તિપણે એટલે નથી એમ માને છે આ નાસ્તિકોના મતમા પુણ્ય અને પાપ એ બે તત્ત્વો નો વિચારજ કરવાનો નથી તેઓના ભેદની કલ્પના નીચે પ્રમાણે છે —

૧ પરને આશ્રીને

જીવ સ્વત કાળથી છે નહીં એટલે કે કોઈપણ કાળે જીવ સ્વરૂપે કરીને છેજ નહીં કારણ કે ક્ષણે ક્ષણે બુદ્ધિના ક્ષણનો વિનાશ થાય છે, તેથી કરીને જીવનુ જે અસ્તિપણા રૂપ લક્ષણ છે, તેનોજ અભાવ હોવાથી કોઈપણ કાળે જીવની સત્તા-હોવાપણુ છેજ નહીં એ એક ભેદ થયો ૧ તથા જીવ સ્વત ઈશ્વરને આશ્રીને પણ છે નહીં અહીં સ્વરૂપે કરીને જીવનુ નાસ્તિપણુ હોવાથી ઈશ્વરનુ પણ નાસ્તિપણુ સિદ્ધ થાય છેજ એ બીજો ભેદ ૨ તથા જીવ સ્વત પુરૂષાકારને આશ્રીને પણ છે નહી અહીં પણ પુરૂષાકારનુ નાસ્તિ પણુ પૂર્વની જેમ જાણુ એ ત્રીજો ભેદ ૩ તથા જીવ સ્વત નિયતિ ને આશ્રીને પણ નથી અહીં પણ પણ પૂર્વની જેમ યુક્તિ જાણવી એ ચોથો ભેદ ૪ તથા જીવ સ્વત સ્વભાવને આશ્રીને પણ નથી અહીં પણ પૂર્વની જેમ યુકિત જાણવી એ પાચમો ભેદ ૫ તથા જીવ સ્વત યદચ્છાને આશ્રીને પણ નથી યદચ્છા એટલે અકસ્માત્ ઈચ્છા વિના પોતાની મેળે પદાર્થ ઉત્પન્ન થાય તે અહીં કાર્ય કારણ ભાવ હોતો નથી, એટલે કે કારણ વિના પણ કાર્યની ઉત્પત્તિ થઈ શકે છે જેમકે દેડકીમાથી દેડકાની ઉત્પત્તિ થાય છે ખરી, પરતુ છાણમાથી પણ દેડકા ઉત્પન્ન થાય છે આ જયદચ્છા કહેવાય છે આવી યદચ્છા ને આશ્રીને પણ જીવ સ્વત છે નહીં. એ છઠ્ઠો ભેદ ૬ આ પ્રમાણે સ્વત ને આશ્રીને છ ભેદો થયા, તેજ પ્રમાણે પરત -પરને આશ્રીને પણ જીવ છે નહીં એ વિગેરે છ ભેદો થાય છે બન્ને મળીને કુલ બાર ભેદો થયા એજ પ્રમાણે અજીવના નાસ્તિપણામા પણ બાર ભેદો જાણવા એજ પ્રમાણે આશ્રવમા બાર, સવરમા બાર, નિર્જરામા બાર, બધમા બાર અને મોક્ષમા પણ બાર ભેદો થાય છે આ સર્વે મળીને ચોરાશી ભેદો થાય છે આ અક્રિયાવાદીઓ નાસ્તિક હોવાથી આ ચોરાશી ભેદો નાસ્તિકના થયા

હવે " अन्नाणी सत्तही " આ પદની વ્યાખ્યા કરે છે- અજ્ઞાનવાદીઓના સડસઠ ભેદો છે તે આ પ્રમાણે-સર્વ વસ્તુનુ જ્ઞાન સાત પ્રકારે થાય છે સત્પણાવડે ૧, અસત્પણાવડે ૨, સત્ અસત્પણાવડે ૩, અવાચ્યપણાવડે ૪, સત્ અવાચ્યપણાવડે ૫, અસત અવાચ્યપણાવડે ૬ અને સત્ અસત્ અવાચ્યપણાવડે ૭ આ

સાતે ભાગાઓ જીવ પદાર્થને આશ્રીને બતાવે છે –જીવ ચૈતન્ય રૂપે કરીને સત્ ( છતો ) છે, તેથી જીવને વિષે સત્પણુ –છતાપણુ –હોવા પણુ કહેવાય છે ૧ જીવ જડપણ્યાએ કરીને અસત્–રહિત છે, તેથી જીવને વિષે અસત્પણુ છે ૨ જ્યારે જીવને વિષે પ્રથમ સત્પણુ સ્થાપન કરીને પછી તેનેજ વિષે અસત્પણુ સ્થાપન કરીયે ત્યારે જીવને વિષે સત્ અસત્પણુ રહેલુ છે ૩ જ્યાર એકી વખતે સત્ પણુ અને અસત્પણુ સ્થાપન કરીયે, ત્યારે તે કહેવાને શકય નહીં હોવાથી જીવને વિષે અવાચ્યપણુ પ્રાપ્તથાય છે ૪ જ્યારે પ્રથમ સત્પણુ સ્થાપન કરીને પછી અવાચ્યપણુ માનીયે ત્યારે જીવને વિષે સત્અવાચ્યપણુ કહેવાય છે ૫ જ્યારે પ્રથમ અસત્પણુ સ્થાપન કરીને પછી અવાચ્યપણુ કરીયે, ત્યારે જીવને વિષે અસત્ અવાચ્યપણુ કહેવાય છે ૬ અને જ્યારે પ્રથમ સત્પણાને સ્થાપન કરી પછી તેનેજ વિષે અસત્પણુ સ્થાપન કરી ફરીથી તેનેજ વિષે અવાચ્યપણુ સ્થાપન કરીયે ત્યારે જીવને વિષે સત્ અસત્ અવાચ્યપણુ કહેવાય છે ૭ આ પ્રમાણે જીવના જ્ઞાનમા સાત ભાગા–પ્રકારો થાય છે આ ભેદો જ્ઞાનના છે એ જાણુવાથી શુ ફળ ? એમ અજ્ઞાનવાદીઓ માને છે આ રીતે જીવ પદાર્થને આશ્રીને અજ્ઞાનવાદીઓના સાત ભેદો થાય છે, તેજ પ્રમાણે અજીવ પદાર્થને આશ્રીને પણુ સાત ભેદો જા ણુવા તેમા જ્યારે અજીવને વિષે જડપણુ સ્થાપન કરીયે ત્યારે અજીવને વિષે સત્પણુ કહેવાય છે ૧ [1] અહીં ચૈતન્યપણુ નહીં હોવાથી તેને આશ્રીને અજીવને વિષે અસત્પણુ પ્રાપ્ત થાય છે ૨ આગળ બીજા ભાગાઓની કલ્પના ઉપર પ્રમાણે કરી લેવી આ પ્રમાણે અજીવને જાણુવા માટે સાત ભાગાઓ છે તે જાણુવાથી શુ ફળ ? એમ અજ્ઞાનવાદીઓ માને છે તથા પુણ્યને વિષે પણુ પોતાની અપે ક્ષાએ સત્પણુ ૧ અને પાપની અપેક્ષાએ અસત્પણુ ૨ પ્રાપ્ત થાય છે બીજા ભાગાઓ ઉપર પ્રમાણે જાણુવા એજ પ્રમાણે પાપને વિષે પણુ પાપની અપેક્ષાએ સત્પણુ ૧ અને પુણ્યની અપેક્ષાએ અસ- ત્પણુ ૨ ત્યારપછીના ભાગાઓ પૂર્વ પ્રમાણે જાણુવા એ પ્રમાણે આશ્રવને વિષે, સંવરને વિષે, નિર્જરાને વિષે, બંધને વિષે અને મો

---

૧ અજીવને વિષે

ક્ષને વિષે પણ સાત સાત ભાગા જાણવા. આ દરેકને છેડે આ જાણવાથી શુ ફળ ? એમ અજ્ઞાનવાદીઓ માને છે એ પ્રમાણે સર્વત્ર જાણવુ આ પ્રમાણે નવ પદાર્થોના સાત સાત ભાગા થવાથી કુલ ત્રેસઠ ભાગા થાય છે તેમા બીજા ચાર ભાગાઓ સભવે છે, તે આ પ્રમાણે – સત્ પદાર્થની ઉત્પત્તિ થાય છે ૧, અસત્ પદાર્થની ઉત્પત્તિ થાય છે ૨, સત્ અસત્ પદાર્થની ઉત્પત્તિ થાય છે ૩, અથવા અવાચ્ય પદાર્થની ઉત્પત્તિ થાય છે ૪, આ પ્રમાણે પદાર્થની ઉત્પતિને આ શ્રીને ચાર ભાગાઓની કલ્પના કરી લેવી તેમા પણ આ જાણવાથી શુ ફળ છે ? એમ અજ્ઞાનવાદીઓ માને છે આ ચાર ભેદો ઉપરના ત્રેસઠમા નાખવાથી કુલ સડસઠ ભેદો અજ્ઞાનવાદીઓના થાય છે

હવે " वेणइआण च बत्तीसा " એ પદની વ્યાખ્યા કરે છે—જેઓ વિનયનુ આચરણ કરે છે એટલે કે જેઓ માત્ર વિનયનેજ ધર્મ માને છે તેઓ વૈનયિક કહેવાય છે તેમના બત્રીશ ભેદો છે તે આ પ્રમાણે –દેવ ૧, રાજા ૨, યતિ ૩, જ્ઞાતિ ૪, સ્થવિર ( વૃદ્ધ ) ૫, અધમ ( નીચ પુરૂષ ) ૬, પિતા ૭ અને માતા ૮ એ આઠ સ્થાનોને વિષે મન ૧, વચન ૨, કાયા ૩ અને દાન ૪ વડે કરીને વિનય કરવો એ આઠને ચારગુણા કરવાથી બત્રીશ ભેદો થાય છે આ વિનયવાદીઓને લિગનો ( જાતિનો ) નિયમ નથી. એટલે કે પુરૂષ કે સ્ત્રી ગમે તે હોય, તે સર્વનો વિનય કરવો, એમ તેઓ માને છે

આ પ્રમાણે એકસો ને એશી ક્રિયાવાદીઓ, ચોરાશી અક્રિયાવાદીઓ, સડસઠ અજ્ઞાનવાદીઓ અને બત્રીશ વિનયવાદીઓ આ સર્વે મળીને ત્રણસો ને ત્રેસઠ પરસમયો–અન્ય મતો થાય છે તેમા નૈયાયિક, વૈશેષિક અને મીમાસકો એ ત્રણ મતવાળા ક્રિયાવાદી છે, બૌદ્ધ મતવાળા અક્રિયાવાદી છે, નાસ્તિક મતવાળા અજ્ઞાનવાદી છે, અને સાખ્ય મતવાળા વિનયવાદી છે એમ ઘણુ ખરૂ જોવામા આવે છે

જૈન મતથી જેઓ રહિત છે, તેઓ પરમતવાળા કહેવાય છે, તેમનુ કાઈક સ્વરૂપ દર્શનના ભેદવડે બતાવે છે તેમા પરદર્શનોના નામ આ પ્રમાણે છે —બૌદ્ધ દર્શન ૧, નૈયાયિક દર્શન ૨, વૈશેષિક દર્શન ૩, જૈમનીય દર્શન ૪, સાખ્ય દર્શન ૫ અને નાસ્તિક દર્શન ૬ આમ ના છેલ્લા નાસ્તિક દર્શનને કેટલાએક દર્શન તરીકે માનતા નથી

૧ બૌદ્ધ દર્શનનુ સ્વરૂપ—આ દર્શનમા બૌદ્ધ નામે દેવ છે, તે યોગમુદ્રાને ધારણ કરનાર તથા છાતી ઉપર ત્રણ રખા સહિત છે તેના તીર્થકરો સાત છે તેના નામ—વિપશ્યી ૧, શિખી ૨, વિશ્વભૂક ૩, કકુચ્છદ ૪, કાચન ૫, કાશ્યપ ૬ અને શાકચસિહ ૭ તેમના શૌદ્ધોદનિ વિગેરે શિષ્યો સિદ્ધાત રચનારા છે તેના સાધુઓ ભિક્ષુ નામથી ઓળખાય છે તેમનો વેષ આ પ્રમાણે હોય છે—કષાયરગના વસ્ત્રનુ ધારણ કરવુ, મસ્તકે મુડન, હાથમા કમડલુને ધારણ કરવુ અને પાત્રને વિષે માસ વિગેરે જે કાઇ પ્રાપ્ત થાય તે સર્વ ગ્રહણ કરવુ તથા તેમના મતમા ધર્મ બુદ્ધ અને સઘ એ ત્રણ રત્ન કહેવાય છે

બૌદ્ધો ચાર તત્ત્વોને માને છે—દુખ ૧, સમુદય ૨, માર્ગ ૩ અને નિરોધ ૪

તેમા આ ભવ અથવા પરભવને વિષે જે જૂદા જૂદા પાચ સ્કધો તે દુખ કહેવાય છે તે પાચના નામ—વિજ્ઞાનસ્કધ ૧, વેદનાસ્કધ ૨, સજ્ઞાસ્કધ ૩, સસ્કારસ્કધ ૪ અને રૂપસ્કધ ૫ તેમા સચેતન કે અચેતન પરમાણુઓનો જે વિશેષ પ્રકારનો સમહ તે સ્કધ કહેવાય છે વિજ્ઞાનનો એટલે રૂપ, રસ વિગેરેના જ્ઞાનનો જે સ્કધ તે વિજ્ઞાનસ્કધ કહેવાય છે ૧ વેદનાનો એટલે સુખદુખના અનુભવનો જે સ્કધ તે વેદનાસ્કધ કહેવાય છે ૨ સજ્ઞાનો એટલે નામ, જાતિ વિગેરે સબધનો જે સ્કધ તે સજ્ઞાસ્કધ કહેવાય છે ૩ જેનાથી પુણ્ય પાપનો ઉદય થાય તે સસ્કાર કહેવાય છે, તેનો જે સ્કધ તે સસ્કારસ્કધ કહેવાય છે ૪ પૃથ્વી, જળ વિગેરેના રૂપનો જે સ્કધ તે રૂપસ્કધ કહેવાય છે ૫ આ પાચે સ્કધો સસારનુ કારણ હોવાથી દુખતત્ત્વ છે ૧

આ પોતાનો છે અને આ પરાયો છે એવા સબધને લીધે જેના પર રાગદ્વેષાદિકનો સમૂહ ઉદય પામે, તે સમુદાય નામે બીજુ તત્ત્વ છે ૨

સર્વ પદાર્થો ક્ષણિક એટલે વિનશ્વર (નાશવત) છે, તે માર્ગ નામનુ ત્રીજુ તત્ત્વ છે ૩

ચિત્તની જે ક્લેશરહિત અવસ્થા તે નિરોધ એટલે મોક્ષ કહેવાય છે, એ ચોથુ તત્ત્વ છે ૪

આ ચાર તત્ત્વથી જૂદો નિત્ય રહેનારો આત્મા નામનો પદાર્થ કોઇ પણ છે નહીં અહીં કોઈ શકા કરે કે–જો નિત્ય આત્મા ન હોય તો પૂર્વે અનુભવેલા પદાર્થનુ સ્મરણ શી રીતે થઇ શકે? આ તેની શકા ખોટી છે કેમકે નિરતર સરખી બુદ્ધિના ક્ષણોની ઉત્પત્તિ થાય છે, તેથી પહેલો ક્ષણ બીજા ક્ષણનુ કારણ છે અને બીજો ક્ષણ ત્રીજા ક્ષણનુ કારણ છે, એમ કાર્ય–કારણભાવ હોવાથી ઉત્તર ઉત્તર બુદ્ધિના ક્ષણોમા વાસનાનો સ્પર્શ થાય છે જેમ દીવાની જ્યોતમા ભિન્ન ભિન્નપણે જ્યોતના કણીયાઓ રહેલા છે, તોપણ તે સર્વે સમાન હોવાથી એક રૂપે ભાસે છે પૂર્વની જ્યોતે કરેલુ કાર્ય ઉત્તર ઉત્તની જ્યોતને વિષે પણ જોવામા આવે છે એજ પ્રમાણે પૂર્વવિજ્ઞાનની જેમ ઉત્તરવિજ્ઞાન પણ ભાસે છે અહીં ફરીથી કોઇ પ્રશ્ન કરે કે જો સર્વ પદાર્થો ક્ષણિક હોય તો "તેજ[1] વસ્તુ આ છે' એવી હતી તેજ આ છે એવી પ્રતીતિ કેમ થઇ શકે? આ શકા પણ ખોટી છે કેમકે 'આ વસ્તુ તેજ છે' એમ જે કહેવુ તે તો ભ્રાંતિ છે કેમકે કાપી નાખ્યા પછી ફરીથી નવા ઉત્પન્ન થયેલા નખ, કેશ વિગેરેને વિષે 'તેજ નખાદિક આ છે' એવી બુદ્ધિ થઇ શકે છે, પરતુ તે ભ્રાંતિજ છે એજ રીતે સર્વત્ર જાણવુ

આ બૌદ્ધ મતમા પ્રત્યક્ષ અને અનુમાન એ બેજ પ્રમાણો છે. તેમા જે વિકલ્પ રહિત હોય તે પ્રત્યક્ષ કહેવાય છે કેમકે તે સાક્ષાત્ જોવાથી ઉત્પન્ન થાય છે અને જે વિકલ્પ સહિત હોય તે કલ્પિત વિષયવાળુ હોવાથી પ્રત્યક્ષ નથી આ મતમા બાર આયતનો વિગેરેનો વિચાર ઘણો વિસ્તારવાળો છે તે ષડ્દર્શન સમુચ્ચય વિગેરે ગ્રથોમાથી જાણી લેવો અહીં ગ્રથનો વિસ્તાર થઇ જાય એવા ભયને લીધે લખ્યો નથી. આ બૌદ્ધનુ સ્વરૂપ કહ્યુ ૧.

૨ નૈયાયિક મતનુ સ્વરૂપ—આ મતમા શિવ નામે દેવ છે તે સૃષ્ટિ (જગત)નો કર્તા અને નાશ કરનાર છે આ મતના દેવને

૧ જે વસ્તુ મેં પૂર્વે જોઇ હતી તેજ આ છે

ધારણ કરનારા તાપસો ગુરૂ છે તેઓ ઉપવીત (જનોઇ)ને ધારણ કરનાર, મસ્તક પર જટાને ધારણ કરનાર, હાથમા જળના કમડળને ધારણ કરનાર, સ્નાન વિગેરે શૌચ ધર્મમા તત્પર અને આખે શરીરે ભસ્મ (રાખ)ને ધારણ કરનાર હોય છે તેઓના ભરટ વિગેરે ભેદો છે, તેઓ લોકમા પરિવ્રાજક નામે કહેવાય છે

આ મતવાળાઓ સોળ તત્ત્વની પ્રરૂપણા કરે છે તેના નામ—પ્રમાણ ૧, પ્રમેય ૨, સશય ૩, પ્રયોજન ૪, દષ્ટાત ૫, સિદ્ધાત ૬, અવયવ ૭, તર્ક ૮, નિર્ણય ૯, જ પ ૧૦, વાદ ૧૧, વિતડા ૧૨, હેત્વાભાસ ૧૩, છળ ૧૪, જાતિ ૧૫ અને નિગ્રહસ્થાન ૧૬

તેમા પ્રમાણ ચાર છે—પ્રત્યક્ષ ૧, અનુમાન, ૨, ઉપમાન ૩ અને શબ્દ ૪ તેમા ઇદ્રિયો અથવા ઇદ્રિયોના વિષયોની સમીપતા અને ઇદ્રિયોથી ઉત્પન્ન થતુ જે જ્ઞાન તે પ્રત્યક્ષ કહેવાય છે ૧ [1]લિગથી લિગીનુ જ્ઞાન થાય તે અનુમાન કહેવાય છે ૨ કોઇ પદાર્થની તુલ્યતાએ કરીને બીજા કોઇ પદાર્થનુ જ્ઞાન થાય તે ઉપમાન કહેવાય છે ૩ અને પ્રમાણિક પુરૂષના વચનથી જે જ્ઞાન થાય તે શબ્દ કહેવાય છે ૪ (૧)

જે પ્રમાણ કરાય તે પ્રમેય કહેવાય છે તે પ્રમેય બાર છે તેના નામ—આત્મા ૧, શરીર ૨, ઇદ્રિય ૩, અર્થ ૪, બુદ્ધિ ૫, મન ૬, પ્રવૃત્તિ ૭, દોષ ૮, પ્રેત્યભાવ ૯, ફળ ૧૦, દુ ખ ૧૧ અને અપવર્ગ ૧૨ આ સર્વનુ વિવેચન ન્યાયના ગ્રથથી જાણી લેવુ (૨) 'આ શુ છે ?' એમ જે વિચાર કરવો તે સશય કહેવાય છે (૩) જેને માટે માણસોની પ્રવૃત્તિ થાય તે પ્રયોજન કહેવાય છે (૪) સાધ્ય અને સાધનના સબધને ગ્રહણ કરવાનુ જે સ્થાન તે દષ્ટાત કહેવાય છે (૫) પ્રમાણવડે કરીને જે પદાર્થ અગીકાર કરવામા આવે તે સિદ્ધાત કહેવાય છે (૬) અનુમાન પ્રમાણને વિષે પાચ અવયવો હોય છે—પ્રતિજ્ઞા ૧, હેતુ ૨, દષ્ટાત ૩, ઉપનય ૪ અને નિગમન ૫ એઓનુ વિવેચન પણ ન્યાયના ગ્રથથી જાણવુ

૧ ધૂમાડાથી અગ્નિનુ જ્ઞાન થાય છે માટે ધૂમાડો લિગ છે, અને અગ્નિ લિગી છે

આ અવયવ કહેવાય છે ( ૭ ) સંદેહ થાય ત્યારે " આ વસ્તુ ા લક્ષણે કરીને આમજ છે ' એમ જે ધારવુ તે તર્ક કહેવાય છે (૮) તર્કમા પણ જે નિશ્ચય કરવો તે નિર્ણય કહેવાય છે (૯) તત્ત્વને જાણવાની ઇચ્છાથી બે વિદ્વાનો પરસ્પર વાત કરે તે વાદ કહેવાય છે (૧૦) એક બીજાને જીતવાની ઇચ્છાથી બે વિદ્વાનો જે કથા કરે તે જલ્પ કહેવાય છે ( ૧૧ ). જે વાત કરવાથી પોતાનો પક્ષ સિદ્ધ થતો ન હોય તે વિતડા કહેવાય છે (૧૨) હેતુની જેવા જે ભાસે તે હેત્વાભાસ એટલે દુષ્ટ હેતુ કહેવાય છે (૧૩) પોતાના અભિપ્રાયને આશ્રીને કહેલા શબ્દનો અર્થ બીજી રીતે કરી તેમા જે દૂષણ આપવુ તે છલ કહેવાય છે (૧૪) ખોટો ઉત્તર આપવો તે જાતિ કહેવાય છે (૧૫) તથા પ્રતિવાદીનોજ મત સિદ્ધ થાય એવુ જે બોલવુ તે નિગ્રહસ્થાન કહેવાય છે (૧૬) આ પદાર્થોનું વિશેષ વિવેચન તેમના ભેદો અને પ્રતિભેદો એ સર્વ ન્યાયના ગ્રથથી જાણવા આ નૈયાયિકના મતનુ સ્વરૂપ કહ્યુ ૨

૩ વૈશેષિક દર્શનનુ સ્વરૂપ—આ દર્શન પ્રાયે નૈયાયિકની તુલ્ય છે, તેથી તેના દેવ અને ગુરૂના વિષયમા કાંઈ પણ ભેદ નથી માત્ર જેઓ શિવના ભક્તો છે, તેઓ શિવનેજ ઇશ્વરપણે અને જગતના કર્ત્તાપણે અગીકાર કરે છે, અને જેઓ વિષ્ણુના ભક્તો છે, તેઓ વિષ્ણુનેજ ઇશ્વરપણે અને જગતના કર્ત્તાપણે સ્વીકાર કરે છે ગુરૂ તો તેજ પ્રમાણે જાણવા પ્રમાણના પદાર્થો નૈયાયિકના પદાર્થોથી જૂદા છે, તે દેખાડ છે–આ મતમા સાત પદાર્થો છે

દ્રવ્ય ૧, ગુણ ૨, કર્મ ૩, સામાન્ય ૪, વિશેષ ૫, સમવાય ૬ અને અભાવ ૭ આમા પહેલા ૬ ભાવ રૂપે છે અને સાતમો અભાવરૂપે છે

દ્રવ્ય નવ છે—પૃથ્વી ૧, અપ ૨, તેજ ૩, વાયુ ૪, આકાશ ૫, કાળ ૬, દિશા ૭, આત્મા ૮ અને મન ૯ નૈયાયિકના મતમા પણ અર્થ નામનુ ચોથુ પ્રમેય કહ્યુ છે અહીં સમવાયિ કારણ દ્રવ્ય છે, અથવા ગુણનો જે આશ્રય તે દ્રવ્ય, એ પ્રમાણે દ્રવ્યનુ લક્ષણ કહેલુ છે અહીં વનસ્પતિનો પૃથ્વી દ્રવ્યમા સમાવેશ થાય છે, કેમકે

'ગ ધવાળી પૃથ્વી હોય છે' એવુ પૃથ્વીનુ લક્ષણ આપવામા આ વેલુ છે આ નવ દ્રવ્યોના લક્ષણો તથા ભેદો તેના ગ્રથથી જાણી લેવા (૧)

ગુણ ચોવીશ છે—રૂપ ૧, રસ ૨, ગ ધ ૩, સ્પર્શ ૪, સ ખ્યા ૫, પરિમાણ ૬, પૃથક્ત્વ ૭, સ યોગ ૮, વિભાગ ૯, આ આનાથી વયવડે અથવા કાળવડે પર (માટો) છે એ પર કહેવાય છે ૧૦, તેનાથી વિપરીત અપર કહેવાય છે ૧૧, ગુરૂત્વ ૧૨, દ્રવત્વ ૧૩, સ્નેહ ૧૪, શબ્દ ૧૫, બુદ્ધિ ૧૬, સુખ ૧૭, દુ ખ ૧૮, ઇચ્છા ૧૯, દ્વેષ ૨૦, પ્રયત્ન ૨૧, ધર્મ ૨૨, અધર્મ ૨૩ અને સ સ્કાર ૨૪ આમાના કેટલાક દ્રવ્ય પ્રત્યે સામાન્ય ગુણો છે, અને કેટલાક વિશેષ ગુણો છે તે સર્વનો વિસ્તાર તેના ગ્ર થથી જાણવો. ( ૨ )

કર્મ પાચ છે—ઉચે ફેકવુ તે ઉત્ક્ષેપણ ૧, નીચે ફેકવુ તે અવક્ષેપણ ૨, સ કોચ કરવો તે આકુ ચન ૩, લાબુ કરવુ તે પ્રસાર ણ ૪ અને જવુ તે ગમન ૫, ભ્રમણ કરવાનુ કર્મ ગમનમાજ સમાય છે (૩)

સર્વને વિષે જે સમાન આકારનુ રહેવાપણુ તે સામાન્ય કહે વાય છે તે બે પ્રકારનુ છે– પર અને અપર તેમા સત્તા એ પર સામાન્ય કહેવાય છે કેમકે સત્તા સર્વ દ્રવ્યમા રહેલી છે (૧) દ્રવ્યને વિષે દ્રવ્યપણુ, ગુણ વિષે ગુણપણુ અને કર્મને વિષે કર્મપણુ જે રહેલુ છે, તે અપર સામાન્ય કહેવાય છે ૨ (૪)

સર્વ અન્ય પદાર્થોથી જે નિવૃત્તિ–રહિતપણું તે વિશેષ કહેવાય છે તે વસ્તુના ઉપલક્ષણને વિષે છેલ્લામા છેલો હોય છે જેમકે પૃ થ્વી વિગેરે દ્રવ્યોમા છે લો પરમાણુ અથવા તે પરમાણુનુ રૂપ એ વિશેષ કહેવાય છે (૫)

આધાર અને આધેય રૂપ સ બ ધ હોયને જેના હોવાથી જેનુ હોવાપણુ અને જેના નાશથી જેનો નાશ થાય, તેવા બે પદાર્થનો જે સ બ ધ તે સમવાય કહેવાય છે જે ત તુ એ પટનો આધાર છે (ત તુને વિષે પટ રહે છે તેથી ત તુ આધાર છે અને પટ આધેય છે) ત તુના હોવાપણાથી પટનુ હોવાપણુ થાય છે અને ત તુનો નાશ થવાથી પટનો પણ નાશ થાય છે તેથી કરીને ત તુ અને પટ એ

બન્ને સાથેજ સિદ્ધ છે એમ કહેવાય છે તે બન્નેનો જે સબધ છે તે સમવાય કહેવાય છે તેથી કરીને અવયવ અને અવયવીનો જે સબધ છે તે સમયવાય છે, તેજ પ્રમાણે ગુણ અને ગુણીનો ક્રિયા અને ક્રિયાવાનનો તથા જાતિ અને વ્યક્તિનો જે સબધ છે તે પણ સમવાય છે (૬)

આ દ્રવ્ય, ગુણ વિગેરે ૬ પદાર્થો ભાવ રૂપ છે, અને સાતમો અભાવ પદાર્થ છે, તે ચાર પ્રકારનો છે—પ્રાગભાવ ૧, પ્રધ્વસાભાવ, ૨, ઇતરેતરાભાવ ૩ અને અત્યતાભાવ ૪, તેમા કાર્યની ઉત્પત્તિ થયા પહેલા કારણને વિષે કાર્યનો જે અભાવ છે, તે પ્રાગભાવ કહેવાય છે જેમ ઘટ ઉત્પન્ન થયા પહેલા તેના કારણ રૂપ માટીના પિંડમા ઘટ કાર્યનો અભાવ છે તેથી તે પ્રાગભાવ કહેવાય છે (૧) કાર્યનો નાશ થવાથી તેજ કાર્યનો જે અભાવ થયો તે પ્રધ્વસાભાવ કહેવાય છે જેમ ઘડો ભાગી જવાથી તેના ઠીકરા થયા,ને ઠીકરામા ઘટનો અભાવ છે,તેથી તે પ્રધ્વસાભાવ છે (૨) ભિન્ન ભિન્ન જાતિવાળા બે પદાર્થોમા એક બીજાનો જે અભાવ છે તે ઇતરેતરાભાવ કહેવાય છે, તેનુ બીજુ નામ અન્યોન્યાભાવ પણ કહેવાય છે, જેમ ઘટ અને પટ એ બે ભિન્ન જાતિવાળા પદાર્થો છે તેમા ઘટ એ પટ નથી, અને પટ એ ઘટ નથી એટલે કે ઘટને વિષે પટનો અભાવ અને પટને વિષે ઘટનો અભાવ છે તે અન્યોન્યાભાવ કહેવાય છે (૩) તથા જે વસ્તુમા ત્રણ કાળે પણ ભાવ–હોવાપણુ સભવતુ નથી તે અત્યતાભાવ કહેવાય છે જેમ ચેતન કદાપિ જડ થઇ શકતો નથી, માટે ચેતનને વિષે જડપણાનો અત્યતાભાવ છે (૪) આ સાત પદાર્થો કહ્યા (૭)

આ વૈશેષિકના મતમા પ્રમાણો બે છે—પ્રત્યક્ષ અને અનુમાન. અહીં ઉપમાન અને શબ્દ એ બે પ્રમાણનો અનુમાનને વિષે સમાવેશ થાય છે જે પ્રકારે તેમનો તેમા સમાવેશ થાય છે, તે તેના ગ્રથમાથી જાણી લેવો

આ મતમા મુક્તિને વિષે આત્માના બુધ્ધ્યાદિક નવ ગુણોનો નાશ થાય છે, તેથી મુક્ત જીવનુ જડપણુ થાય છે કારણ કે તેઓ કહે છે કે–એકવીશ પ્રકારના દુ ખનો નાશ થવો એજ મોક્ષ છે એકવીશ

दुः ખો આ પ્રમાણે છે-પાચ ઇંદ્રિયો અને છઠ્ઠુ મન, ૬, એ છના વિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ અને ધ્યાન ૬, એ રીતે બાર થયા તથા એ છ વિષયોમા બુદ્ધિના છ વ્યાપારો મળી કુલ ૧૮ થયા તથા શરીર ૧૯, સુખ ૨૦ અને દુ ખ ૨૧ આ એકવીશ દુ ખ કહેવાય છે આ પ્રમાણે વૈશેષિક મત કહ્યો ૩

૪ મીમાસક (જૈમનીય) દર્શન- મીમાસા એટલે વિચાર તેના બે પ્રકાર છે-પૂર્વ મીમાસા ૧ અને ઉત્તર મીમાસા ૨ પૂર્વ મીમાસામા વેદો જ તત્ત્વ છે ઉત્તર મીમાસામા એક બ્રહ્મ જ તત્ત્વ છે માટે તે અદ્વૈત કહેવાય છે બ્રહ્મ એટલે સર્વને વિષે એક સમુદાયવાળુ જ્ઞાન તે બ્રહ્મ જ સત્ય છે અથવા જે કાંઈ સત્ (છતુ) છે તે બ્રહ્મ જ છે મીમાસકો ત્રણ દડને અથવા એક દડને ધારણ કરનારા હોય છે તેઓ યજ્ઞોપવીત (જનોઇ) ને ધોઇને ત્રણ આચમન કરે છે, મૃગચર્મનુ આસન રાખે છે, કૌપીન (લગોટી) ને ધારણ કરે છે, અને ભોજન કરતી વખતે પ્રથમ ગાય, કૂતરા વિગેરે પાચને ગ્રાસ (ભોજન) આપે છે તેમા જેઓ કુટીચર કહેવાય છે તેઓ કુટી (ઝુપડી) મા વસે છે, જેઓ બહૂદક કહેવાય છે તેઓ નદીને કાઠે રહે છે, જેઓ હસ કહેવાય છે તેઓ સર્વ કુળમાથી ભિક્ષા ગ્રહણ કરે છે અને જેઓ પરમહ ન કહેવાય છે તેઓ અનશન કરનાર હોય છે તેઓ કોઇને ઇશ્વર તરીકે માનતા નથી તેઓ કહે છે કે—" અતીંદ્રિય પદાર્થોને સાક્ષાત્‌પણે જોનાર કોઈપણ નથી તેથી નિત્ય એવા વેદના વચનોથી તત્ત્વનો નિર્ણય થાય છે "

અહીં પૂર્વ મીમાસામા યજ્ઞાદિક ક્રિયાની પ્રેરણા કરવી એજ ધર્મ છે કેમકે " चोदना लक्षणो धर्मः " પ્રેરણા એ ધર્મનુ લક્ષણ છે " એવુ વચન છે જેમ ' स्वर्गकामो यजेत् ' સ્વર્ગની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો જોઇએ " ઇત્યાદિ અને ઉત્તર મીમાસાને વિષે આત્માનો પોતામા જ લય થવો તેજ મોક્ષ છે, અને યત્ન કરવો તે મૂર્ખતા છે એમ કહ્યુ છે તેઓના મતમા પાચ પ્રમાણો છે

પ્રત્યક્ષ ૧, અનુમાન ૨, ઉપમાન ૩, શબ્દ ૪ અને અર્થાપત્તિ

૫ તેમા અર્થાપત્તિ એટલે જોયેલા અથવા સાભળેલા અર્થને અનુ સરીને નહીં કહેલા અર્થની જે કલ્પના કરવી તે જેમ " પુષ્ટ શરીરવાળો દેવદત્ત દિવસે જમતો નથી " એ અર્થ જોયો કે સાભળ્યો હોય તે ઉપરથી " તે રાત્રે ભોજન કરે છે " એવી જે કલ્પના કરવી તે અર્થાપત્તિ કહેવાય છે જે દિવસે ભોજન કરતો ન હોય છતા તેનુ શરીર પુષ્ટ હોય તો તે રાત્રિ ભોજન કર્યા સિવાય સભવતુ નથી, તેથી પુષ્ટપણાનો જે અન્યથા અસભવ એજ રાત્રિ ભોજનમા પ્રમાણ છે આ અર્થાપત્તિ પ્રમાણમા "अन्यथाऽनुपपत्ति" એટલે બીજી રીતે ઘટી ન શકે એ જ બીજ ( કારણ ) છે આ પ્રમાણે જૈમિનિનો મત છે

પ્રભાકર ભટ્ટના મતમા છઠ્ઠુ અભાવ નામનુ પ્રમાણ પણ છે પ્રત્યક્ષ વિગેરે પાચ પ્રમાણોના લક્ષણો પ્રથમ તે તે સ્થળે કહ્યા છે " નહીં જાણેલા પદાર્થને જે જણાવનાર હોય તે પ્રમાણ કહેવાય છે" એવુ પ્રમાણનુ લક્ષણ છે આ સબધી સર્વ વિસ્તાર તેના ગ્રથ માથી જાણવો આ પ્રમાણે મીમાસકના મતનુ સ્વરૂપ કહ્યુ ૪

૫ સાખ્ય દર્શન—સાખ્ય મતવાળા કેટલાક વિષ્ણુરૂપે ઈશ્વરને માને છે, અને કેટલાએક આત્માને જ ઈશ્વર માને છે કેટલાક સાખ્ય મતવાળાઓ ભાગવત નામે કહેવાય છે અને કેટલાક જટાધર કહેવાય છે તેઓના મતભેદને લીધે ઘણા પ્રકારો છે

સાખ્યના મતમા પચીશ તત્ત્વો છે, તે આ પ્રમાણે—દયા, ઉપશમ, સુજનતા વિગેરે ગુણો સત્ત્વ કહેવાય છે ગર્વ, હર્ષ, ઉત્સાહ વિગેરે ગુણો રજ કહેવાય છે દ્વેષ, હિસા, અસત્ય વિગેરે દોષો તમ કહેવાય છે આ સત્ત્વ, રજ અને તમ એ ત્રણની જે સામ્ય અવસ્થા તે પ્રકૃતિ કહેવાય છે તેથી કરીનેજ "આની આવી પ્રકૃતિ છે" એવી લોકમા રૂઢિ પ્રવર્તે છે આ પહેલુ પ્રકૃતિ નામનુ તત્ત્વ છે ૧ બુદ્ધિ વિના પ્રકૃતિ સભવતી નથી, અને તે બુદ્ધિનુ નામ મહત્તત્ત્વ કહેવાય છે, તે બીજુ તત્ત્વ ૨ " હુ કરૂ છુ, હુ જાણુ છુ " એવા ઉલ્લેખ વિના બુદ્ધિની [illegible] થી તેથી અહકારનામનુ ત્રીજુ તત્ત્વ ૩ અહકારન [illegible] રસ, ગધ અને સ્પર્શ એ વિષયો

શકે છે, તેથીઆ શબ્દાદિક પાચ તત્ત્વો અને મહત્તત્ત્વ તથા અહંકાર એ સાતપ્રકૃતિના વિકાર છે આ પ્રમાણે કુલ આઠતત્ત્વ થયા ૮ આ આઠ તત્ત્વોમાથીજ પાચ ભૂત અને અગ્યાર ઇંદ્રિયો એ સોળ તત્ત્વો પ્રગટ થાય છે તે આ પ્રમાણે-શબ્દ માત્રથી આકાશ ૧, રૂપમાત્રથી તેજ ૨, રસમાત્રથી જળ ૩, ગંધમાત્રથી પૃથ્વી ૪, અને સ્પર્શમાત્રથી વાયુ ૫ આ પાચ ભૂત પ્રગટ થાય છે હવે અગ્યાર ઇંદ્રિયો પૈકી પાચ બુદ્ધિ ઇંદ્રિયો-શ્રોત્ર ૧, ચક્ષુ ૨, નાસિકા, ૩, જિહ્વા ૪ અને ત્વચા ૫, તથા પાચ કર્મ ઇંદ્રિયો-વાક્ ૧, પાણી ૨, પાદ ૩, વાયુ ૪ અને ઉપસ્થ ૫ તેમા વાચા વડે બોલવાનું કર્મ થાય છે, પાણિ-હાથવડે લેવા દેવા વિગેરેનું કર્મ થાય છે, પાદ વડે ગમન કરવાનુ કર્મ થાય છે, વાયુ એટલે ગુદા, તે વડે મળનુ (વિષ્ટાનો) ત્યાગ કરવા રૂપ કર્મ થાય છે, અને ઉપસ્થ એટલે ગુપ્ત અંગ, તે વડે મૂત્રાદિક કર્મ થાય છે આ પાચ બુદ્ધિ ઇંદ્રિયો અને પાચ કર્મ ઇંદ્રિયોને વિષે પ્રવર્તનારૂ અગ્યારમુ મન ઇંદ્રિય કહેવાય છે આ અગ્યાર અને પાચ ભૂત મળી કુલ સોળ પદાર્થો થયા તેમા પૂર્વના આઠ મળવાથી ચોવીશ થાય છે તે સર્વથી ભિન્ન એવો પુરુષ એ પચીશમુ તત્ત્વ છે તે પુરૂષ ચૈતન્યવાળો, અકર્તા અને નિર્ગુણ છે પરંતુ પ્રકૃતિજ કર્તા છે, તે જડ રૂપ છે પરંતુ બુદ્ધિ જડ છતા પણ એ સુખવાળા દર્પણના આકારવાળી છે, અને ચૈતન્યવાળા આત્માનો તેમા સંક્રમ થવાથી એટલે પ્રતિબિંબ પડવાથી તે જાણે ચૈતન્યવાળી હોય એમ ભાસે છે તેથી કરીને બુદ્ધિને પ્રાપ્ત થયેલા ભોગ આત્માને વિષે ઉપચાર કરાય છે, તેવા હેતુથી આત્મા ભોક્તા કહેવાય છે આ પ્રમાણે પચીશ તત્ત્વો છે

આ મત કપિલ ઋષિએ પોતાની દેવહુતિ માતાની પાસે પ્રરૂપ્યો-કહ્યો હતો, તેથી આ મત પુરાણોમા કાપિલમત તરીકે સંભળાય છે આ મતમા ત્રણ પ્રમાણો છે-પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ આ મતમા પ્રકૃતિ અને પુરુષનો જે વિયોગ તેજ મોક્ષ કહેવાય છે આ સાખ્યમતનુ સ્વરૂપ કહ્યુ ૫ આ પાચે દર્શનો આસ્તિક કહેવાય છે

૬ હવે નાસ્તિક મત પણ કાંઇક દેખાડે છે–આ મત કોઇક બૃહસ્પતિ નામના પંડિતે કહ્યો છે, તેથી બાર્હસ્પત્ય એવા નામથી તે કહેવાય છે, આ મતમા જીવ નથી, તેનુ જવુ આવવુ નથી, સ્વર્ગ નથી, નરક નથી આ પ્રત્યક્ષપણે જે દેખાય છે તેજ લોક છે, તેથી એક પ્રત્યક્ષજ પ્રમાણ છે તેઓ કહે છે કે—

"एतावानेव लोकोऽयं यावानिन्द्रियगोचर ।
भद्रे ! वृकपदं पश्य यद्वदन्ति बहुश्रुता ॥"

"હે ભદ્રે ! જેટલો ઇંદ્રિયોથી જણાય છે, તેટલોજ આ લોક છે કેમકે જો બહુશ્રુત જનો વરુના પગલાને કહે છે"

આ શ્લોક ઉપર આ પ્રમાણે કથા છે-

કોઇક નાસ્તિક પોતાની સ્ત્રીને લાવવા માટે સસરાને ઘેર ગયો. ત્યાથી સ્ત્રી સાથે આવતા માર્ગમા પાણી અને ભાતા રહિત હોવાથી તરસી થયેલી સ્ત્રીએ પતિને કહ્યુ કે–"હે નાથ ! મને તરસ લાગી છે" ત્યારે પતિએ કહ્યુ કે–"હે પ્રિયા ! ખેદ ન કર અહીં પાસેજ માર્ગમા સારા વૃક્ષોની છાયા સહિત કમળોથી સુશોભિત અને જળથી ભરેલુ એક સરોવર આવે છે" તે સાભળીને જળની આશાએ ચાલતી તે સ્ત્રી કષ્ટે કરીને પોતાને ઘેર પહોચી ત્યા જળનુ પાન કરી સ્વસ્થ થઇ તેણીએ પતિને ઠપકો આપ્યો કે–"તમારા અસત્ય વચનને નમસ્કાર હો" પતિએ કહ્યુ–"મારૂ અસત્ય વચન શુ છે ?" તેણીએ કહ્યુ–"માર્ગમા તે સરોવર કયા હતુ ?" તે બોલ્યો–"હે પ્રિયા અસત્ય વાકયની આશાથીજ તુ ઘરસુધી પહોચી આજ દૃષ્ટાંત આસ્તિકોના વાક્યને વિષે પણ તારે જાણવુ તેની આશાથીજ સર્વ જગત પ્રવર્તે છે" ફરીથી તેણીએ કહ્યુ–"પાચ સાત માણસોનુ સરખુ વચન હોય તે પ્રમાણિક ગણાય છે પરંતુ એક માણસનુ વચન પ્રમાણિક હોતુ નથી" ત્યારપછી તે નાસ્તિકે સ્ત્રીને બોધ કરવા માટે વરૂના પગલાના આકારવાળા કાષ્ઠના પાયા કરાવ્યા પછી પરોઢીએ ઉઠીને નગરના દરવાજા બહાર તે પાયાવડે માર્ગમા તે વરૂના પગલા પાડયા, અને નગરના લોકોને કહ્યુ કે–"હે

લોકો ! આજે રાત્રિમા આ નગરને મધ્યે અરણ્યનો કુતરો ( વરૂ ) આવેલો હતો, આ તેના પગલા જુઓ " એમ કહી તે ઘેર આવ્યો લોકોના મુખથી તે વાત આખા નગરમા પ્રસરી ગઇ તે નાસ્તિકની સ્ત્રી પાણી ભરવા ગઇ, તેણીએ પણ તે વાત સાભળી, તેણીએ ઘેર આવી પતિને તે વાત કહી ત્યારે નાસ્તિકે કહ્યું કે–" તે વાત સભવતી નથી " તે સાભળી ક્રોધ પામેલી તેની ભાર્યા બોલી કે–" શુ આ આખા ગામના માણસો કહે છે તે ખોટુ ! અને તમે કહો તેજ સાચુ ? " ત્યારે તે બોલ્યો કે–" મેજ આ અસત્ય વાત ફેલાવી છે, તેને સવ લોકોએ સત્ય માની " એમ કહી ફરીથી તે બોલ્યો કે–" હે ભદ્રે ! વરૂના પગલાને જે કારણ કે સર્વે બહુશ્રુતો બોલે છે, કે આ વરૂના પગલા છે " ફરીથી તેજ નાસ્તિકે પોતાની પ્રિયાને કહ્યુ કે—

" पिव खाद च चारुलोचने, यदतीत वरगात्रि तन्न ते ।
न हि भीरु गत निवर्त्तते, समुदयमात्रमिद कलेवरम् ॥ "

" હે સુદર નેત્રવાળી ! ઇચ્છા પ્રમાણે ખા અને પી. હે સુદર અગવાળી ! જે યૌવનાદિક વીતી ગયુ તે તને ફરીથી પ્રાપ્ત થશે નહીં હે ભીરૂ ! જે સુખાદિક ગયુ છે એટલે તે તજાયુ છે તે ફરીથી પ્રાપ્ત થશે નહી કેમકે આ શરીર કેવળ મહાભૂતનો સમુદાય રૂપજ છે "

આ મત ( ચાર તત્ત્વો છે પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ આ ચારે સમુદાય રૂપે થઇને શરીર ઉત્પન્ન કરે છે જેમ મદિરાની સામગ્રી ભેગી થવાથી તેમા મદની શક્તિ પ્રાપ્ત થાય છે, તેમ શરીરમા ચૈતન્ય ઉત્પન્ન થાય છે, અને તે ભૂતોની સામગ્રી વીખાઇ જવાથી ચેતના પણ નાશ પામે છે, તે મરણ કહેવાય છે ઇત્યાદિ નાસ્તિકોનો મત છે ૬

આ સર્વે પર સમયો કહેવાય છે, તેનુ જ્ઞાન આચાર્યને હોવુ યોગ્ય છે એ અત્રીશમો ગુણ થયો ૩૨

ગભીરપણુ –બીજાઓ હૃદયનો ભાવ ન જાણી શકે તે પ્રાયશ્ચિત લેવા માટે કોઇએ પોતાનો દોષ પ્રગટ કર્યો હોય, તે દોષ લોકમા

પ્રગટ ન કરે, તે ગભીર કહેવાય છે આવા ગભીર આચાર્યનીજ પાસે પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવુ યોગ્ય છે એ તેત્રીશમો ગુણ થયો ૩૩

દીપ્તિમાન—તેજસ્વી એટલે પરદર્શનીઓ પરાભવ ન કરી શકે તેવુ તેજસ્વીપણુ આચાર્યને વિષે હોવુ જોઇએ એ ચોત્રીશમો ગુણ ૩૪

શિવ—ઉપદ્રવનો નાશ કરનાર કહ્યુ છે કે—

"येषा च वस्त्रे न पतन्ति यूका, न देशभङ्ग खलु येषु मत्सु ।
पादोदकेनापि गदोपशान्ति, युगप्रधान मुनयो वदन्ति ॥"

"જેઓના વસ્ત્રમા જૂ પડતી હોય, જેઓ જે દેશમા રહેતા હોય તે દેશનો કોઈ શત્રુ વિગેરે ભગ કરી શકે નહીં, અને જેના પગ ધોવાના જળવડે કરીને રોગની શાતિ થતી હોય, તે યુગપ્રધાન કહેવાય છે એમ મુનિઓ કહે છે"

શ્રી ભદ્રબાહુ સ્વામીની જેમ સઘને માટે થઇને સૂરિ જિન શાસનની ઉન્નતિ કરવાના હેતુથી ઉપદ્રવનો નાશ કરે છે

## શ્રી ભદ્રબાહુ સ્વામીની કથા

યશોભદ્ર નામના સૂરિ પૃથ્વીપર વિહાર કરતા એકદા પ્રતિષ્ઠાન પુરમાં આવ્યા તે નગરમા ભદ્રબાહુ અને વરાહ નામના બે ભાઇઓ બ્રાહ્મણ હતા, તેઓએ સૂરિની ધર્મદેશના સાભળી પ્રતિબોધ પામી પ્રવજ્યા અગીકાર કરી અનુક્રમે ભદ્રબાહુ ચૌદ પૂર્વધર થયા, અને વરાહે ચાર પૂર્વનો અભ્યાસ કર્યો યશોભદ્ર સૂરિએ ભદ્રબાહુને આચાર્યપદે સ્થાપન કર્યા. પછી સૂરિ સ્વર્ગે ગયા ત્યારપછી વરાહે ભદ્રબાહુ પાસે આચાર્યપદની માગણી કરી, ત્યારે ભદ્રબાહુએ કહ્યુ કે—"અત્યત ગર્વિષ્ઠ હોવાથી તુ આચાર્યપદને લાયક નથી" તે બોલ્યો કે—"જો મને આચાર્ય પદ નહીં આપો તો હુ તમારા શાસનની મલિનતા કરીશ." એમ કહી સાધુ વેષનો ત્યાગ કરી તે બ્રાહ્મણ થયો તેણે ઉજ્જયિની નગરીમા આવી જિતશત્રુ રાજાને પૂર્વની વિદ્યાવડે ચમત્કાર બતાવી રજન કર્યો લોકોની પાસે પોતાનો ખોટો મહિમા આ પ્રમાણે કહેવા લાગ્યો કે—"હુ બાલ્યપણાથીજ

લગ્ન જાણનાર હું એક્વાર નગરીની બહાર શિલા ઉપર લગ્ન આળેખ્યું હતું તે લગ્ન ભુંસી નાખ્યા વિના હું ઘેર આવ્યો રાત્રિએ મને સાંભર્યું કે તે લગ્ન ભુસ્યા વિના હું ઘેર આવ્યો છુ પછી પ્રાત કાળે ઉઠીને હું ત્યા ગયો, તો લગ્ન ઉપર બેઠેલા સિંહને મે જોયો તો પણ નિર્ભય થઈને મે સિંહના ઉદરની નીચે હાથ નાખી તે લગ્ન ભુંસી નાખ્યુ તે વખતે મારી ભક્તિથી પ્રસન્ન થયેલા તે સિંહે સૂર્યનુ રૂપ ધારણ કરી મને કહ્યું કે –" હે વત્સ ! વરદાન માગ " ત્યારે મે માગ્યુ કે–" હે સ્વામી ! તમારા વિમાનમા બેસાડીને મને સર્વ જ્યોતિષચક્ર બતાવો " ત્યાર સૂર્યે તે પ્રમાણે કરીને મને જ્યોતિષચક્ર બતાવ્યુ તેથી કરીને આકાશની જેમ ભૂમિને વિષે પણ જે થઈ ગયુ, જે થતુ હોય અને જે થવાનુ હોય તે સર્વનુ મને જ્ઞાન થયુ છે " આ પ્રમાણે તેનુ વૃત્તાત સાભળી લોકો કહેવા લાગ્યા કે–" આ વરાહ મિહર એટલે સૂર્ય જ છે " તેથી લોકમા તેનુ વરાહ મિહર નામ પ્રસિદ્ધ થયુ "આ મૂર્ખ જૈનો શુ જાણે છે " એમ નિંદા કરતો તે જિન શાસનનો પ્રત્યનીક ( શત્રુ ) થયો તેથી જૈનધર્મી શ્રાવકોનો તે દ્વેષી થયો

એકદા શ્રી ભદ્રબાહુ સ્વામી તે ઉજ્જયિની નગરીમા ચાતુર્માસ રહ્યા તે વખતે વરાહ મિહરે લોકોની પાસે પોતાનુ જ્ઞાન આ રીતે પ્રગટ કર્યુ કે–"અમુક દિવસે મધ્યાન્હ સમયે આકાશમા મેઘ ચડી આવશે, તેમાથી બાવન પળનો મોટો મત્સ્ય પડશે, તે પૃથ્વી પર અમુક ઠેકાણે મે કુંડાળુ કર્યું છે, તેની મધ્યે પડશે " આ વૃત્તાત નગરીમા પ્રસરી ગયો શ્રદ્ધાળુ શ્રાવકોએ શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે નિવેદન કર્યો ગુરૂએ કહ્યુ કે–" એ વરાહ પૂર્વ ભણેલો હોવાથી જાણે છે ખરો, તો પણ શાસનનો દ્વેષી હોવાથી તે યથાર્થ રીતે જાણી શકતો નથી તેમા સત્ય વાત આ પ્રમાણે છે –" તેજ દિવસે મધ્યાન્હ પછી અર્ધી ઘડી જશે ત્યારે વાયુ વડે શરીરનુ શોષણ થવાથી બાવનને બદલે સાડી એકાવન પળનો મત્સ્ય અર્ધો કુંડાળામા અને અર્ધો બહાર એવી રીતે પડશે " તે સાભળી શ્રદ્ધાળુ શ્રાવકોએ આ વૃત્તાત પણ લોકમા ફેલાવ્યો ત્યારપછી તે દિવસે જેમ ગુરૂએ કહ્યુ

હતુ તેજ પ્રમાણે થયુ તેથી લોકમા "વરાહ મિહર કરતા પણ ભ દ્રબાહુ સ્વામી યથાર્થ જ્ઞાનવાળા છે એમ પ્રસિદ્ધિ થઈ" અને વરાહ મિહર તે સાભળી લજ્જા પામ્યો. ત્યારપછી વરાહ મિહરને ઘેર પુત્ર જન્મ થયો. તે વખતે તે તેની મોટાઇને લીધે સર્વ લોકો તેની પાસે વધામણી કરવા આવ્યા પરતુ શ્રી ભદ્રબાહુસ્વામી આવ્યા નહીં, તેથી તે કહેવા લાગ્યો કે-"આ જૈનો લોક વ્યવહારમાં પણ અ જ્ઞાની છે નહીં તો જેમ સર્વ લોકો આવ્યા, તેમ તે કેમ ન આવે ?" આ વરાહે તે પુત્રનુ આયુષ્ય જન્મ પત્રિકામા સો વર્ષનુ લખ્યુ હતુ આ સર્વ વૃત્તાન શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે શ્રાવકોએ જણાવ્યુ ત્યારે ગરૂ બોલ્યા કે-"તે પુત્રનુ અ પ આયુષ્ય છે આજથી સાતમે દિ વસે તે બિલાડીના મુખથી મરણ પામશે તે વખતે વરાહ શોકાતુર થશે, તેને પ્રતિબોધ કરવા માટે અમે જઈશુ" આ વાત પણ વ રાહે લોકોના મુખથી સાભળી, તેથી તેણે પુત્રની રક્ષા માટે મોટો પ્રયત્ન કર્યો પછી સાતમે દિવસે તે પુત્રની ધાત્રી માતા બાળકને લઇ ઓર ડાની અદર કમાડની પાછળ બેઠી તે વખતે બારણુ બધ કરવાની ઇચ્છાથી તેણીએ બારણુ હલાવ્યુ, તેવામા અગ્રભાગ ઉપર બિલાડીના આકારવાળી કમાડની અગળા બાળકના મસ્તક પર પડી તેના પ્રહારથી બાળક મરણ પામ્યો, તે જોઇ ધાત્રીએ પોકાર કર્યો તેના મરણથી વરાહ મિહર શોક વડે આકુળ વ્યાકુળ થયો, તે વખતે તેને પ્રતિ બોધ કરવા માટે આચાર્ય મહારાજ તેને ઘેર આવ્યા તેમને વરાહ મિહરે કહ્યુ કે-"તમારૂ વચન સત્ય થયુ પરતુ બિલાડીથી મરણ ન થયુ" ત્યારે ગુરૂ બોલ્યા કે-"બિલાડીના મુખવાળી અર્ગલા છે, તે જોઇ ખાત્રી કરો અમારી વ્યવહારભાષા હોય છે, તેથી તે ખોટી પડતી નથી" ત્યારપછી લોકમા વાત પ્રવર્તી કે-"શ્રી ભદ્રબાહુ, ગુરૂજ સત્ય છે, અને વરાહ મિહર તો ગુરૂનો દ્વેષી હોવાથી અસત્ય વાદી છે" આવી પોતાની અપકીર્તિ સાભળવાથી હૃદયના ક્ષોભને લીધે વરાહ મિહર મરણ પામી વ્યતર થયો તેને જૈનસઘ ઉપર દ્વેષ હોવાથી મરકી વિગેરેના ઉપદ્રવ કરવા લાગ્યો. તેની શાતિને માટે શ્રી સઘે ગુરૂને વિનતિ કરી ગુરૂએ પણ તે ઉપદ્રવની શાતિ કરવા માટે શ્રી પાર્શ્વનાથ સ્વામીની સ્તુતિ રૂપ ઉપસર્ગહર નામનુ સ્તોત્ર

બનાવી સઘને ભણાવ્યુ, તેના પ્રભાવથી સર્વ ઉપદ્રવ શાત થયો. આ રીતે આચાર્ય સર્વ ઉપદ્રવનો નાશ કરનાર હોય છે આ પાત્રી શમો ગુણ કહ્યો ૩૫

**સોમ**—આચાર્ય સૌમ્ય ગુણે કરીને યુક્ત હોવા જોઇએ તે ગુણ વડે તે સાધુ વર્ગને સારી રીતે ધમ માર્ગમા પ્રવર્તાવી શકે છે આ છે લો છત્રીશમો ગુણ કહ્યો ૩૬

હવે બીજી રીતે પણ છત્રીશ ગુણો બતાવે છે —

" अट्ठविहा गणि सपय, आयाराई चउव्विहिक्किका ।
चउहा विणयपवित्ती, छत्तीसगुणा इमे गुरुणो ॥ "

" ગણિની સ પદા આચારાદિક આઠ પ્રકારની છે, તે દરેક પણ ચાર ચાર પ્રકારની છે, તથા તે ઉપરાત ચાર વિનયની પ્રવૃત્તિ છે તે સર્વ મળીને ગુરૂના છત્રીશ ગુણો થાય છે "

વિવેચન—જેને ગણ–ગચ્છ હોય તે ગણી એટલે આચાર્ય કહેવાય છે તેની સ પદા–સમૃદ્ધિ આઠ પ્રકારની છે, તે આ પ્રમાણે–આ ચાર સ પદા ૧, શ્રુતસ પદા ૨, શરીર સ પદા ૩, વચન સ પદા ૪, વાચના સ પદા ૫, મતિસ પદા ૬, પ્રયોગ મતિ સ પદા ૭ અને સ ગ્રહ પરિજ્ઞા સ પદા ૮ આ આઠ સ પદા દરેક દરેક ચારચાર પ્રકારની છે, તે આ પ્રમાણે–ચારિત્રને વિષે નિર તર વીર્ય ફોરવવુ ૧, મદ રહિત થવુ ૨, ઉગ્ર વિહારી થવુ ૩, અને વિકાર રહિત થવુ ૪ આ ચાર પ્રકારે આ ચાર સ પદા છે, ( ૧ ) બહુ શ્રુત થવુ ૧, સૂત્રનો પરિચય કરવો ૨, શુદ્ધ ઉચ્ચાર કરવો, ૩, અને ઉદાત્ત વિગેરે સ્વરોની સ્થાપના સહિત બોલવુ ૪ આ ચાર પ્રકારની શ્રુતસ પદા છે ( ૨ ) શરીરનુ પ્રમાણ ( ઊંચાઇ ) અને લક્ષણો સારા હોવા જોઇએ ૧, હીન તથા અધિક શરીર નહીં હોવાથી અલજ્જાળુપણુ ૨, પાચે ઇન્દ્રિયો પરિપૂર્ણ હોવી જોઇએ ૩, અને સ ઘયણ સ્થિર હોવુ જોઇએ ૪ આ ચાર પ્રકારની શરીર સ પદા છે ( ૩ ) સર્વ કોઇ અ ગીકાર કરે તેવુ વચન હોય ૧, વચનમા મધુરતા હોય ૨, વચનમા રાગાદિકનો આશ્રય ન હોવો જોઇએ ૩, અને સાભળનારને વચનમા કાઇ પણ સ દેહ ન રહેવો જોઇએ ૪ આ ચાર પ્રકારની વચન સ પદા છે

(૪) શિષ્યોને યોગ્યતા પ્રમાણે સૂત્રનો ઉદ્દેશો આપવો ૧, એજ રીતે સમુદ્દેશ કરવો ૨, પ્રથમ આપેલા સૂત્રના આલાવાને શિષ્યોમા સારી રીતે પરિણમાવીને ત્યારપછી બીજા આલાવાની વાચના આપવી ૩, અને પૂર્વાપરનો વિરોધ ન આવે તેમ સૂત્રનો અર્થ સમજાવવો ૪ આ ચાર પ્રકારની વાચનાસ પદા છે (૫) અવગ્રહ ૧, ઈહા ૨, અવાય ૩ અને ધારણા ૪ આ ચાર પ્રકારની મતિસ પદા છે (૬) આ વાદીને જીતવાની મારામા શક્તિ છે કે નહીં ? એવો વિચાર કરવો ૧, આ વાદી સાખ્ય મતનો છે કે બૌદ્ધ મતનો છે ? ઇત્યાદિ વિચાર કરવો ૨, આ ક્ષેત્ર સાધુનુ પરિચયવાળુ છે કે અપરિચયવાળુ છે ? ઈત્યાદિ વિચારવુ ૩, અને આ આહારાદિક મને હિતકારક છે કે અહિતકારક છે ? ઈત્યાદિ વિચારવુ ૪ આ ચાર પ્રકારની પ્રયોગમતિસ પદા છે (૭) બાળ સાધુ, ગ્નાન સાધુ અને બહુશ્રુત સાધુ વિગેરે જેને જે યોગ્ય હોય તેને તેવુ ક્ષેત્ર આપવુ ૧ વર્ષાકાળે જ તુની હિ સા દૂર કરવા માટે પાટ, પાટલા વિગેરે ગ્રહણ કરવા ૨, સમય પ્રમાણે સ્વાધ્યાય, પડિલેહણ, ભિક્ષાટન અને ઉપધિની ક્રિયા કરવી ૩, અને પ્રવ્રાજક, અધ્યાપક તથા રત્નાધિકની ઉપધિ બીજા સાધુ પાસે ઉપડાવવી તથા તેમની વિશ્રામણાદિક કરાવવી ૪ આ ચાર પ્રકારની પગ્રહ પરિજ્ઞા સ પત જાણવી (૮) આ આચારાદિક આઠ સ પદાઓ ચાર ચાર ભેદવાળી હોવાથી આચાર્યના બત્રીશ ગુણો થાય છે તે ઉપરાત વિનયની ચાર સ પદા આ પ્રમાણે છે --સ યમ, તપ વિગેરે આચારને વિષે જે વિનય કરવો તે આચાર વિનય ૧, સૂત્ર વાચવુ અને તેનુ વ્યાખ્યાન કરવુ, તેમા જે વિનય કરવો તે શ્રુતવિનય ૨ મિથ્યાદૃષ્ટિ વિગેરેને પણ સમકિત પમાડવુ તે વિક્ષેપણા વિનય ૩ અને કષાયાદિક દોષોને નિવારવા તે દોષનિર્ઘાતના વિનય ૪ કહેવાય છે આ ચાર ગુણો પૂર્વના બત્રીશ સાથે મેળવવાથી છત્રીશ ગુણો થાય છે પર તુ આ ગુણોનો વિચાર કરતા પૂર્વે કહેલા ગુણોમાજ આનો સમાવેશ થઈ જાય છે તેથી આનો વિસ્તાર કર્યો નથી

હવે આચાર્યના ચાર કર્મો કહે છે--સારણા ૧, વારણા ૨, ચોયના ૩ અને પ્રતિચોયના ૪, તેમા ગચ્છના સાધુઓની વાર વાર સ ભાળ તેમને ક્રિયામા યત્ન કરાવવો તે સારણા કહેવાય છે

તેઓના ચારિત્રમા અતિચાર કે અનાચાર થતો હોય તેનુ નિવારણ કરવુ તે વારણા કહેવાય છે ૨, સાધુઓ પ્રમાદમા રહેતા હોય તો તેમના પ્રમાદ દૂર કરાવી તેમને સન્માર્ગે પ્રવર્તાવવા એ ચોયણા કહેવાય છે ૩ તથા કઠોર વચનો કહીને પણ સતક્રિયામા પ્રવર્તાવવા એ પતિચોયણા કહેવાય છે ૪ આચાર્ય જો આ કર્મોને ન કરે તો તેને અયોગ્ય જાણવો કારણકે સાધુઓ સસારના ભયથી ભય પામીને આચાર્યને શરણે આવેલા હોય છે, આચાર્ય જ જો તેઓને દોષોમાથી નિવારણ ન કરે, તો તે આચાર્ય જ્ઞાનાદિક ત્રણ ર નથી બ્રષ્ટ થયો કહેવાય છે કહ્યુ છે કે—

" जणणीए अणिसिद्धा, निहउ निलहारउ पसंगेण ।
जणणी वि थणच्छेअं, पत्ता अणिवारयंता उ ॥ "

" માતાએ નિષેધ નહી કરવાથી તલને હરણ કરનાર પુત્ર પ્રસગે ( કાળે ) હણાયો, અને નિવારણને નહી કરનારી માતા પણ પણ સ્તનના છેદને પામી "

આ ઉપર કથા નીચે પ્રમાણે જાણવી –

કોઈ નગરમા કોઇ વિધવા સ્ત્રી હતી તેને એકજ પુત્ર હતો ચાટાની પાસે તેનુ ઘર હતુ પુત્રને માતાએ લાડ લડાવ્યો હતો, તેથી તે પુત્ર જે કાઇ કરતો, તે તેની માતા વખાણતી હતી પુત્ર સોળ વર્ષનો થયો, ત્યારે તે એકદા ઘરે સ્નાન કરીને ભીને શરીરેજ ચોટામા ગયો ત્યા ચાલતા અકસ્માત સ્ખલના પામવાથી એક તલના ઢગના ઉપર પડયો તેથી તેનુ શરીર ભીનુ હોવાથી તેના શરીરપર સઘળા તલના દાણાઓ ચોટી ગયા તેવીજ રીતે તે ઘર આવ્યો ને જોઈ તેની માતાએ તેની પ્રશસા કરી તેના શરીર પરથી લુહીને તલ લઇ લીધા તે એક પાલી થયા પછી માતાએ તેને કહ્યુ કે–" હે પુત્ર ! તુ અધિક ભાગ્યવાળો છે કેમકે તને અણધાર્યો લાભ મળ્યો " તે પણ માતાની પ્રશસાથી હર્ષ પામ્યો આ પ્રમાણે તેને દ્રવ્ય ઉપાર્જન કરવાનો ઉપાય હાથ લાગ્યો તેથી તે હમેશા સ્ખલના પામી પડી જતો અને હાથને ચલાવી ચાલાકીથી પારકી વસ્તુને ચોરી ચોરી ઘરમા પેસી જતો તે

જોઇ તેની માતા તેની બુદ્ધિની પ્રશંસા કરતી. આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી લોકોએ જાણ્યું કે આ ધૂર્ત છે તે પુત્ર પણ જુવાન થયો અને તેજ વિધિથી મોટી ચોરી કરવામાં કુશળ થયો. એકદા તેને કોટવાળે પકડયો. તેને મારવા માટે રાજાએ પણ આજ્ઞા આપી. તે વખતે તે ચોરે કહ્યું કે—" હું મારી માતાને કાઇંક કહેવા ઇચ્છું છું, તેથી મને મારે ઘેર એકવાર લઇ જાઓ " કોટવાળના [illegible] ધાર્યું કે—" આ તેની માતા પાસેથી કાઇંક ધન લઇને અમને આપવા ઇચ્છે છે " એમ ધારી તેઓ તેને ઘેર લઇ ગયા તે વખતે [illegible] છરી માગી તેણીએ પણ છરી આપી પુત્રે પણ તે છરીવડે [illegible] સ્તન છેદી નાખ્યા લોકોએ તેને પૂછ્યું કે—" આવું [illegible] કેમ કર્યું ? " ત્યારે તે બોલ્યો કે—" આ મારી માતાએ [illegible] કર્યો નહીં, તેથીજ હું ચોર થયો છું તેથી આ મારી [illegible] નારી હોવાથી મારે વધ કરવા લાયક છે " આજ પ્રમાણે [illegible] ગચ્છને વિષે વારણા ન કરે તો તે ભગવાનની [illegible] જાણવો.

ઇતિ ઉપાધ્યાય શ્રીગમવિજયગણિએ રચેલી [illegible] વિષે આચાર્યના ગુણનું વ્યાખ્યાન [illegible]

---

અથ ઉપાધ્યાયના પચીસ ગુણ.

एकादशाङ्गानि चतुर्दशापि, पूर्वाण्यधीयाद [illegible]
गुणास्तु पञ्चाधिकविंशतिं ये, वहन्ति तेभ्यो [illegible] ॥१॥

અક્ષરાર્થ—શ્રુતજ્ઞાન રૂપી પુરુષના [illegible] અંગો તથા ચૌદ પૂર્વોને જે પોતે [illegible] બીજાને પણ ભણાવે છે, અને જે આ [illegible] પચીશ ગુણોને ધારણ કરનારા છે, તે [illegible] હો આ શ્લોકમાં પચીશ એ શબ્દ [illegible] બહુવચનમાં આવવો જોઇએ, પરંતુ [illegible] હોવાથી એકવચન બનાવે છે, તેથી [illegible]

વિસ્તરાર્થ—પ્રથમ અગ્યાર અગના નામો આ પ્રમાણે છે આચારાગ ૧, સૂત્રકૃતાગ ૨, સ્થાનાગ ૩, સમવાયાગ ૪, ભગવત્યગ ૫, જ્ઞાતધર્મકથાગ ૬, ઉપાસકદશાગ ૭, અતકૃદ્દશાગ ૮, અનુત્તરોપપાતિકાગ ૯, પ્રશ્નવ્યાકરણાગ ૧૦ અને વિપાકશ્રુતાગ ૧૧

હવે આચારાગને વિષે જે શ્રુતસ્કધનુ પરિમાણુ છે, જે અધ્યયનનુ પરિમાણુ છે, જે ઉદ્દેશાનુ પરિમાણુ છે, જે પદોનુ પરિમાણુ છે, તથા જે અભિધેય (વિષય) છે, તે નદીસૂત્રને અનુસારે લખીયે છીયે તેમજ આ કાળે પણુ વિચ્છેદ જતા બાકી રહેલા ગ્રથના પરિમાણુને પણુ લખીયે છીયે તથા પ્રસગને લીધે આ અગની વૃત્તિ, ચૂર્ણિ અને નિર્યુક્તિનુ પ્રમાણુ પણુ લખીયે છીયે—આ આચારાગમા અધ્યયનોના સમુદાયરૂપ બે શ્રુતસ્કધો છે તેમા પહેલા શ્રુતસ્કધમા નવ અધ્યયનો છે તેના નામ—પહેલુ શસ્ત્રપરિજ્ઞા નામે અધ્યયન છે, આને વિષે સાત ઉદ્દેશા છે બીજુ લોકવિજય નામનુ અધ્યયન છે, તેમા છ ઉદ્દેશા છે ત્રીજુ શીતોષ્ણીય નામનુ અધ્યયન છે, તેમા ચાર ઉદ્દેશા છે ચોથુ સમ્યકત્વ નામનુ અધ્યયન છે, તેમા ચાર ઉદ્દેશા છે પાચમુ લોકસાર નામે અધ્યયન છે, તેમા છ ઉદ્દેશા છે છઠ્ઠુ ધુત નામનુ અધ્યયન છે, તેમા પાચ ઉદ્દેશા છે સાતમુ વિમોહ નામનુ અધ્યયન છે, તેમા આઠ ઉદ્દેશા છે આઠમુ મહાપરિજ્ઞા નામનુ અધ્યયન છે, તેમા સાત ઉદ્દેશા છે અને નવમુ ઉપધાનશ્રુત નામનુ અધ્યયન છે, તેમા ચાર ઉદ્દેશા છે આ પ્રમાણે નવ અધ્યયન પહેલા શ્રુતસ્કધમા છે તે સર્વના થઇને ઉદ્દેશનકાલ એકાવન છે હવે બીજા શ્રુતસ્કધમા સોળ અધ્યયનો છે તેના નામ—પહેલુ પિડૈષણા અધ્યયન છે, તેમા અગ્યાર ઉદ્દેશા છે બીજુ શય્યૈષણા નામનુ અધ્યયન છે, તેમા ત્રણ ઉદ્દેશા છે ત્રીજુ ઇર્યા નામનુ અધ્યયન છે, તેમા ત્રણ ઉદ્દેશા છે ચોથુ ભાષૈષણા નામનુ અધ્યયન છે તેમા બે ઉદ્દેશા છે પાચમુ વસ્ત્રૈષણા નામનુ અધ્યયન છે, તેમા બે ઉદ્દેશા છે છઠ્ઠુ પાત્રૈષણા નામનુ અધ્યયન છે તેમા બે ઉદ્દેશા છે સાતમુ અવગ્રહ પ્રતિમા નામનુ અધ્યયન છે, તેમા બે ઉદ્દેશા છે ત્યારપછી સાત સપ્તતિકા નામના અધ્યયનો છે તેમા દરેક અ

ધ્યયનમા એક એકજ ઉદ્દેશા છે, તેથી સાતેના થઈને સાત ઉદ્દેશા છે પદરમુ ભાવના નામનુ અધ્યયન છે, તેમા એક ઉદ્દેશો છે તથા સોળમુ વિમુક્ત નામનુ અધ્યયન છે, તેમા પણ એકજ ઉદ્દેશો છે આ પ્રમાણે સોળ અધ્યયનોનો બીજો શ્રુતસ્ક ધ છે, અને તેમા કુલ ચોત્રીશ ઉદ્દેશા છે બન્ને શ્રુતસ્ક ધોમા મળીને પચીશ અધ્યયનો અને પચાશી ઉદ્દેશા છે આ આચારાગમા અઢાર હજાર પદો છે મૂળ અધિકારને આર ભીને તેની સમાપ્તિ થાય ત્યા સુધીનુ એક પ કહેવાય છે આ અ ગમા પચાચારનો વિચાર, ગોચરીનો વિચાર, વિનયનો વિચાર, વિનય સ બ ધી શિક્ષા, કર્મ ક્ષયને માટે શિક્ષા, ભાષાનો વિચાર, અભાષાનો વિચાર, ચારિત્રના ભેદો અને માયાની વૃત્તિઓ આટલા વિષયો ઉપર વિવેચન કરેલુ છે આ અગમા ગમા અન તા છે, અનુયોગદ્વારો સ ખ્યાતા છે, નિર્યુક્તિ સ ખ્યાતી છે, વેષ્ટકો સ ખ્યાતા છે અને શ્લોકો સ ખ્યાતા છે આ પ્રમાણે ગણધરે રચેલા અ ગનુ પરિમાણ છે હાલ તો અઢી હજાર પરિમાણ સૂત્રનુ છે, બાર હજાર પ્રમાણ વૃત્તિ છે, આઠ હજાર ને ત્રણુસો પ્રમાણ ચૂર્ણિ છે, સાડાચાર સો પ્રમાણ નિર્યુક્તિ છે સર્વ મળીને ત્રેવીશ હજાર બસો ને પચાસ આખા અ ગનુ પ્રમાણ છે આ અ ગના તપના દિવસો પચાસ છે આ અ ગનુ ઉપાગ ઓપપાતિક નામનુ છે, તેના ગ્ર થનુ પરિમાણ ૧૧૮૭ છે, વૃત્તિનુ પ્રમાણ ૩૧૨૫ છે તેના તપના દિવસો ત્રણ છે એ આચારાગનુ વિવેચન કર્યું આ અ ગ દીક્ષા લીધા પછી ત્રણ વર્ષે ભણવા યોગ્ય છે

બીજા સૂત્રકૃત નામના અ ગમા બે શ્રુતસ્ક ધ છે, ત્રેવીશ અધ્યયનો છે અને તેત્રીશ ઉદ્દેશા છે તેમા પહેલા શ્રુતસ્ક ધમા ગાથાષોડશક નામના સોળ અધ્યયનો છે બીજા શ્રુતસ્ક ધમા સાત અધ્યયનો છે પરતુ તેમનુ વિવેચન નદીસૂત્રની વૃત્તિ કરનારે કર્યું નથી, તો પણ આ ગ્ર થને અનુસારેજ અધ્યયનના નામો અને ઉદ્દેશાઓ લખીયે છીયે-તેમા પહેલુ સમય નામનુ અધ્યયન છે, તેમા સ્વ સમય અને અન્ય સમય (સિદ્ધાત) સ બ ધી વિવેચન કરેલુ [illegible] ચાર ઉદ્દેશા [illegible] ...લીય નામનુ અધ્યયન છે, તે [illegible]

ઉપરજ શ્રદ્ધા રાખવી એ વિષય જણાવ્યો છે, તેમા ત્રણ ઉદ્દેશા છે ત્રીજુ ઉપસર્ગ નામનુ અધ્યયન છે, તેમા ઉપસર્ગોને જીતવા સબધી વિવેચન છે, તેમા ચાર ઉદ્દેશા છે ચોથુ સ્ત્રીપરિજ્ઞા નામનુ અધ્યયન છે, તેમા સ્ત્રીનો સગ કરવો એ દોષ છે, ને સબધી વિષય લીધો છે, તેમા બે ઉદ્દેશા છે પાચમુ નરક વિભક્તિ નામનુ અધ્યયન છે, તેમા નરકનુ વર્ણન છે, તેમા બે ઉદ્દેશા છે છટ્ઠુ વીરસ્તવ નામનુ અધ્યયન છે, તેમા શ્રી મહાવીરની સ્તુતિ છે, તેમા એકજ ઉદ્દેશો છે સાતમુ કુશીલ પરિભાષા નામનુ અધ્યયન છે, તેમા કુશીળના દોષ વર્ણવ્યા છે, તેમા પણ એકજ ઉદ્દેશો છે આઠમુ વીર્ય નામનુ અધ્યયન છે, તેમા બાલવીર્ય અને પડિતવીર્ય દેખાડયુ છે, તેમા પણ એક ઉદ્દેશો છે નવમુ ધર્મ નામે અધ્યયન છે, તેમા યથાર્થ ધર્મનુ સ્વરૂપ કહ્યુ છે, તેમા પણ એક ઉદ્દેશો છે દશમુ સમાધિ નામનુ અધ્યયન છે, તેમા સમાધિને વિષે સ્થિર રહેવુ એ વિષય વર્ણવ્યો છે તેમા પણ એક ઉદ્દેશો છે અગ્યારમુ માર્ગ નામે અધ્યયન છે, તેમા યથાર્થ માર્ગની પ્રરૂપણા કરી છે, તેમા પણ એક ઉદ્દેશો છે બારમુ સમવસરણ નામનુ અધ્યયન છે, તેમા ત્રણસો ને ત્રેસઠ મતો વર્ણવ્યા છે, તેમા પણ પાચસો ચાલીશ થયા, તેને પાચસો ઉપાખ્યાયિકાએ ગુણવાથી બે એક ઉદ્દેશો છે, તેરમુ યથાતથ્ય નામનુ અધ્યયન છે, તેમા સત્ય પદાર્થની પ્રરૂપણા કરી છે, તેમા પણ એક ઉદ્દેશો છે ચૌદમુ ગ્રથ નામનુ અધ્યયન છે, તેમા બાહ્ય અને આભ્યતર ગ્રથિનુ સ્વરૂપ કહ્યુ છે, તેમા પણ એક ઉદ્દેશો છે, પદરમુ યમયિક નામનુ અધ્યયન છે, તેમા સાધુને ગ્રહણ કરવા લાયક વસ્તુ બતાવી છે, તેમા પણ એક ઉદ્દેશો છે, સોળમુ ગાથાષોડશક નામનુ અધ્યયન છે, તેમા પદરે અધ્યયનોમા કહેલા વિષયોનો સગ્રહ છે, તેમા પણ એક ઉદ્દેશો છે, આ પ્રમાણે પહેલા શ્રુતસ્કધમા સોળ અધ્યયનો અને છવીશ ઉદ્દેશા છે, બીજા શ્રુતસ્કધમા પહેલુ પુડરીક નામનુ અધ્યયન છે, તેમા વાવના કમળનુ અને પુરૂષનુ દ્રષ્ટાત છે, તેમા એક ઉદ્દેશો છે બીજુ ક્રિયાસ્થાન નામનુ અધ્યયન છે, તેમા ક્રિયાના તેર સ્થાનો કહેલા છે, તેમા એક ઉદ્દેશો છે, ત્રીજુ આહાર પરિજ્ઞા અધ્ય

વિચ્છેદ જતા બાકી ત્રણહજાર ત્રણુસોને સીતેર પ્રમાણ સૂત્રો છે, ૫ દરહજાર બસો ને પચાસ પ્રમાણ વૃત્તિ છે, આના તપના દિવસો અઢાર છે, દીક્ષા લીધા પછી આઠ વર્ષ નો પર્યાય થાય ત્યારપછી આ અ ગ ભણવા લાયક છે જીવાભિગમ આ અ ગનુ ઉપાગ છે તેના ચારહજાર અને સાતસો સૂત્રો છે, તેરહજાર પ્રમાણ વૃત્તિ છે, ૫૬ રસો પ્રમાણ ચુર્ણિ છે, તથા તેના તપના દિવસો ત્રણ છે, આ પ્રમાણે સ્થાનાગનુ ટિપ્પન કર્યું

હવે ચોથા સમવાયાગનો વિચાર કરે છે,—આ અ ગમા એકથી બાર ભીને એક એક વધારતા સો, એકસોનેએક, સ ખ્યાતા, અસ ખ્યાતા અને અન ત સમવાય (સમૂહ) સૂધી પદાર્થોની પ્રરૂપણા કરેલી છે આ અ ગમા પણ સ્થાનાગની જેમ જીવ અજીવ વિગેરે પદાર્થોનો સમવાય-સમૂહ કહેલો છે છેવટ બાર અ ગ સ બ ધી ટિપ્પણી કરેલી છે આ અ ગમા એકજ શ્રુતસ્ક ધ છે, એકજ અધ્યયન છે, એકજ ઉદ્દેશો છે, તેમા એક લાખ ચુમાળીશ હજાર પદો, સ ખ્યાતા અક્ષરો, સ ખ્યાતા વેષ્ટકો, સ ખ્યાતા શ્લોકો, સ ખ્યાતી નિર્યુક્તિઓ, અન તા ગમ્મા, અન તા પર્યાયો, પરીત્તા ત્રસો છે અને અન તા સ્થાવરોનો સમાવેશ કરેલો છે આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પ્રમાણ છે, હાલમા તો એક હજાર છ નો ને સડસઠ પ્રમાણ સૂત્ર છે, ત્રણ હજાર સાતસો ને છોતેર પ્રમાણ વૃત્તિ છે, ચાર સો પ્રમાણ ચુર્ણિ છે, તપના દિવસ ત્રણ છે અને દીક્ષાથી આઠ વર્ષ ગયા પછી આ ભણવા લાયક છે આ અ ગનુ ઉપાગ પ્રજ્ઞાપના છે તેમા સૂત્રનુ પ્રમાણ સાતહજાર ને આઠસો છે, ત્રણ હજાર સાતસોને અઠ્ઠાવીશ પ્રમાણ વૃત્તિ છે, આ વૃત્તિ પ્રાચીન છે, અને મલયગિરિની રચેલી વૃત્તિ આનાથી બીજી છે આના તપના દિવસો ત્રણ છે આ પ્રમાણે સમવાયાગનુ વિવેચન કર્યું

હવે પાચમા ભગવતી અ ગનુ વિવેચન કરે છે—આનુ જ બીજુ નામ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ અ ગ છે આને વિષે એકસોને એક શતકો છે નેજ અધ્યયનો છે, તેમા દશ હજાર ઉદ્દેશાઓ છે, એકજ શ્રુતસ્ક ધ છે અને અઠ્ઠાશીહજાર પદો છે, તેમા જીવ, અજીવ, જીવાજીવ

લોક, અલોક લોકાલોક, સ્વસમય અને પરસમયની વ્યાખ્યા કરેલી છે, ગૌતમસ્વામીના પૂછેલા છત્રીશ હજાર પ્રશ્નો છે, સ ખ્યાતા અક્ષરો છે, પરીત્તા વાચનાઓ છે, સ ખ્યાતા વેષ્ટકો છે, સ ખ્યાતા શ્લોકો છે, સ ખ્યાતી નિર્યુક્તિઓ છે, અન તા ગમ્મા છે, અન તા પર્યાયો છે, પરીત્તા ત્રસો છે, અને અન તા સ્થાવરો છે આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પરિમાણુ છે, હાલમા તો સૂત્રનુ પ્રમાણુ પદર હજાર સાતસો ને બાવન છે, અઢાર હજાર છસો ને સોળ પ્રમાણુ વૃત્તિ છે, ચાર હજાર પ્રમાણુ ચૂર્ણિ છે, પ્રવજ્યા લીધા પછી ઇચ્છા હોય ત્યારે આ અ ગનુ અધ્યયન થઇ શકે છે, તપના દિવસો એક સો ને છાશી છે, આનુ ઉપાગ સૂરપ્રજ્ઞપ્તિ છે, તેમા બે હજાર પ્રમાણુ સૂત્ર છે, એક હજાર પ્રમાણુ વૃત્તિ છે, તપના દિવસો ત્રણ છે આ પ્રમાણે પાચમા અ ગનુ વિવરણુ કર્યુ

હવે છઠ્ઠા જ્ઞાતધર્મ કથાગનુ વિવરણુ કર છે —જ્ઞાત એટલે દૃષ્ટાત, તેનાથી ( તેદ્વારાએ ધર્મકથા કહેવી તે જ્ઞાત ધર્મકથા કહેવાય છે અહીં પ્રાકૃત ભાષામા નાતા ધર્મકથા કહેવાય છે, તેમા "दीर्घह्रस्वौ मिथो वृत्तौ" પ્રાકૃત એ વ્યાકરણના સૂત્રવડે જ્ઞાત શબ્દને છેડે દીર્ઘ થાય છે તેથી જ્ઞાતા શબ્દ બને છે આ અ ગમા બે શ્રુતસ્કધ છે, પહેલા સ્કધમા ઓગણીશ અધ્યયનો છે, અને બીજામા દશ વર્ગો છે, તેજ અધ્યયનો છે, તેમા પહેલા સ્ક ધમા પ્રથમના દશ અધ્યયનોમા જ દૃષ્ટાતો છે, તેમા નગર, રાજા, માતપિતા, ઉદ્યાનો, પ્રવજ્યા, વિશેષ તપો, પરલોક ની ગતિ અને અ તક્રિયા એ સર્વ વર્ણવ્યુ છે, આ પ્રમાણે પ્રથમના દશ અધ્યયન ની વ્યવસ્થા છે, બાકીના નવ અધ્યયનોમા એક એક અધ્યયનને વિષે પાચસોને ચાલીસ આખ્યાયિકાઓ-કથાઓ છે, એક એક આખ્યા યિકામા પાચસો ઉપાખ્યાયિકાઓ છે, અને એક એક ઉપાખ્યાયિ કામા પાચસો આખ્યાયિકોપાખ્યાયિકાઓ છે, તેનુ ગણિત આ પ્રમાણે-એક અ ધ્યયનવડ પાચસો ચાલીશ આખ્યાયિકા ગુણવાથી પાચનો ચાલીશ થયા તેને પાચસો ઉપાખ્યાયિકાએ ગુણવાથી બે લાખને સીત્તેરહજાર થયા, તે અકને પાચનો આખ્યાયિકોપાખ્યા

યિકાએ ગુણવાથી તેર કરોડને પચાસલાખ થાય છે, તેને નવ અધ્ય યનો વડે ગુણવાથી એકસોને એકવીશ કરોડ અને પચાસલાખ (૧૨૧૫૦૦૦૦૦૦) થયા, આટલી નવ અધ્યયનોમા કથાઓ છે, હવે બીજા શ્રુત સ્ક ધમા દસ અધ્યયનો છે, એક એક અધ્યયનમા પાચસો આખ્યાયિકાઓ છે, એક એક આખ્યાયિકામા પાચસો ઉપાખ્યાયિ કાઓ છે, અને એક એક ઉપાખ્યાયિકામા પાચસો આખ્યાયિકો પાખ્યાયિકા છે તેનુ ગણિત આ પ્રમાણે—એક અધ્યયનમા પાચસો આખ્યાયિકાઓ છે, તેને પાચસો ઉપાખ્યાયિકાએ ગુણવાથી બે લાખ ને પચાસ હજાર થયા, તેને પાચસો આખ્યાયિકો પાખ્યાયિકાએ ગુણવાથી બાર કરોડ ને પચાસ લાખ થયા, આ અ કને દશ અધ્યયનો વડે ગુણવાથી એક સો ને પચીશ કરોડ થયા ( ૧૨૫૦૦૦૦૦૦૦ ) આ દશ અધ્યયનોમા પૂર્વે કહેલી નવ અધ્યયનની કથાઓ પણ કહેવામા આવી છે, અને નહી કહેવી કથાઓ પણ કહેવામા આવી છે, તેથી પૂર્વે કહેવી એક સોને એકવીશ કરોડ અને પચાસ લાખ આ સ ખ્યા ( ૧૨૫૦૦૦૦૦૦૦ ) માથી બાદ કરવા, બાકીની ત્રણ કરોડ અને પચાસ લાખ નહી કહેલી કથાઓ છે આ અ ગમા પરીત્તા વાચના છે, સ ખ્યાતા અનુયોગ દ્વારો છે, સ ખ્યાતા વેષ્ટકો છે, સ ખ્યાતા શ્લોકો છે, અને સ ખ્યાતી નિર્યુક્તિઓ છે, બન્ને શ્રુતસ્ક ધના થઇને ઓગણત્રીશ અધ્યયનનો છે, તેટલા જ એટલે ઓગણ ત્રીશ જ ઉદ્દેશા છે, તથા પાચ લાખને છોતેર હજાર પદો છે આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પરિમાણ છે, તેના તપના દિવસો તેત્રીશ છે હાલમા પાચ હજાર ને પાચસો સૂત્રનુ પ્રમાણ છે, ચાર હજાર ક્સો ને બાવન વૃત્તિનુ પ્રમાણ છે, પ્રવ્રજ્યા લીધા પછી ગમે ત્યારે આ અ ગ ભણવાનુ છે આ અ ગનુ ઉપાગ જ બુદ્વીપ પ્રજ્ઞપ્તિ છે તેમા ચારહજાર એકસો ને છેતાળીશ સૂત્રનુ પ્રમાણ છે, એકહજાર આઠસોને સાઠ ચુણિ નુ પરિમાણ છે, તેની વૃત્તિઓ ઘણી છે, અને તપના દિવસો ત્રણ છે આ પ્રમાણે જ્ઞાતા ધર્મ કથાગની ટિપ્પણી કહી

હવે સાતમા ઉપાસકદશાગનો વિચાર કરે છે—આ અ ગમા ઉપાસકો (શ્રાવકો) ના નગરો, નગરનાસ્વામી (રાજા) માતા પિતા, ઉદ્યાનો, આચાર્યો, વ્રતનુ ગ્રહણ, પરિગ્રહનુ પ્રમાણ, ભોગનો ત્યાગ

વર્ગો છે, તેટલાજ ( ત્રણ ) ઉદ્દેશાછે, આ અગમા અનુત્તર વિમાનમા ઉપજનારાઓના નગરો, રાજાઓ, માતા-પિતા, ઉદ્યાનો, ચૈત્યો, સમૃદ્ધિઓ, ધર્માચાર્યો, પ્રવ્રજ્યા, વિશેષ તપો, પ્રત્યાખ્યાન, સલેખના, અનુત્તરમા ગતિ, ફરી આર્ય કુળમા જન્મ, પ્રવ્રજ્યા, કેવળજ્ઞાન અને મોક્ષગમન આ વિષયો આપ્યા છે; આ અગમા પરીત્ત વાચના છે, સખ્યાતા અક્ષરો છે, સખ્યાતા વેષ્ટકો છે, સખ્યાતા શ્લોકો છે, સખ્યાતી નિર્યુક્તિઓ છે, છેતાળીશ લાખ ને આઠ હજાર પદો છે, પ્રવ્રજ્યા લીધા પછી ગમે ત્યારે ભણવાનુ છે, તેમા કાંઇપણ નિયમ નથી આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પરિમાણ હતું, હાલમા તો ઘણુ ઓછુ છે તપ ૩॥ દિવસો સાત છે, આનુ ઉપાગ કપાવતસિકા છે, આ પ્રમાણે અનુત્તરોપપાતિક દશાગનુ સ્વરૂપ કહ્યુ

હવે દશમા પ્રશ્નવ્યાકરણાગનો વિચાર કહે છે—આ અગમા એકજ શ્રુતસ્કધ છે, પીસ્તાલીશ અધ્યયનો છે, પીસ્તાલીશ ઉદ્દેશા છે પ્રશ્નોનુ વ્યાકરણ એટલે કથન કરવુ તે, આ પ્રમાણે તેની વ્યુત્પત્તિ હોવાથી પ્રશ્નવ્યાકરણ એવુ આનુ નામ છે આ અગમા પૂછેલા પ્રશ્નો એકસો ને આઠ છે, નહીં પૂછેલા પ્રશ્નો એક સો ને આઠ છે, તથા પૂછેલા અને નહીં પૂછેલા પ્રશ્નો પણ એક સો ને આ૦ છે તેમની વ્યાખ્યા કરેલી છે આમા અગવિદ્યાઓ તથા બીજી પણ અતિશયવાળી વિદ્યાઓનુ કથન કરેલુ છે નાગકુમાર અને સુવર્ણકુમારનો વાદ તથા અસુરકુમાર અને વૈમાનિક દેવનો વાદ બતાવેલો છે, પાચ આશ્રવો અને પાચ સવરોનુ સ્વરૂપ દેખાડયુ છે, આ અગમા પરીત્ત વાચના છે, સખ્યાતા અક્ષરો છે, સખ્યાતા વેષ્ટકો છે, સખ્યાતા શ્લોકો છે, સખ્યાતી નિર્યુક્તિઓ છે, બાણુ લાખ ને સોળ હજાર પદો છે આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પરિમાણ છે, તપના દિવસો ચૌદ છે હમણા તો એક હજાર બસો ને પચાસ સૂત્રનુ પ્રમાણ છે, ચાર હજાર ને છ સો વૃત્તિનુ પ્રમાણ છે આ અગનુ ઉપાગ પુષ્પચુલિકા છે આ પ્રમાણે પ્રશ્નવ્યાકરણ અગની ટિપ્પણી કહી

હવે અગ્યારમા વિપાક સૂત્રનો વિવેક કરે છે—આ અગમા બે શ્રુતસ્કધ છે, વીશ અધ્યયનો છે, વીશ ઉદ્દેશા છે તેમા પહેલા શ્રુત

સ્કધમા દુ ખના વિપાક (ઉદય)વાળા જીવોનુ દુ ખ વર્ણવ્યું છે, બીજા શ્રુતસ્કધમા સુખના વિપાકવાળા જીવોનું સુખ અને પ્રવજ્યા ગ્રહણનું વર્ણન કર્યું છે આ અગમા પરીત્ત વાચના છે, સ ખ્યાતા અક્ષરો છે, સ ખ્યાતા વેષ્ટકો છે, સ ખ્યાતા શ્લોકો છે, સ ખ્યાતી નિર્યુક્તિઓ છે, એક કરોડ ચોરાશી લાખ અને બત્રીશ હજાર પદો છે આ પ્રમાણે ગણધરે રચેલા આગમનુ પ્રમાણ છે આના તપના દિવસો ચોવીશ છે હાલમા તો એક હજાર બસો ને સોળ સૂત્રનુ પ્રમાણ છે, નવ સો વૃત્તિનુ પ્રમાણ છે, આનો અભ્યાસ કરવામા વર્ષનો નિયમ નથી આનુ ઉપાગ વૃષ્ણિદશા છે નિરયાવલીથી વન્હિદશા સુધીના ચારે ઉપાગોના સૂત્રનુ પ્રમાણ અગ્યાર સો ને નવ છે આ પ્રમાણે વિપાક સુતાગનુ વિવેચન કર્યું આ પ્રમાણે અ યારે અ ગનુ વિવેચન કર્યું

બારમા દૃષ્ટિવાદાગને વિષે પ્રથમ પાચ ભેદનુ નિરૂપણ કર્યું છે, ત્યારપછી ચૌદ પૂર્વનો વિચાર છે પૂર્વમા રહેલા સૂત્ર અને અર્થને ભણવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ પરિકર્મ સૂત્રો છે, તે દૃષ્ટિવાદનો પહેલો ભેદ છે જેમ ગણિત શાસ્ત્રના અર્થને ગ્રહણ કરવા માટે પ્રથમ પરિકર્મના સોળ સૂત્રો કહ્યા છે તે આ પ્રમાણે— સ કલિત ( સરવાળો ) ૧, વ્યવકલિત ( બાદબાકી ) ૨, ગુણાકાર ૩ ભાગાકાર ૪, વર્ગ ૫, ઘન ૬, વર્ગમૂળ ૭ ઘનમૂળ ૮, ત્યારપછી સમચ્છેદ કરવા ૯, સમચ્છેદને ભેગા કરવા ૧૦, ભિન્ન ગુણાકાર ૧૧, ભિન્ન ભાગાકાર ૧૨, ભિન્ન વર્ગ ૧૩, ભિન્ન ઘન ૧૪, ભિન્ન વર્ગમૂળ ૧૫ અને ભિન્ન ઘનમૂળ ૧૬ આ ક્રિયાસૂત્રો શીખ્યા પછીજ ઉત્તર ગણિત શાસ્ત્રના અર્થનુ ગ્રહણ થઇ શકે છે, તેજ પ્રમાણે પૂર્વના સૂત્ર અને અર્થને ગ્રહણ કરવા માટે પ્રથમ પરિકર્મ સૂત્ર છે, તે દૃષ્ટિવાદનો પહેલો ભેદ છે ૧

ત્યારપછી સૂત્રો છે, તે સૂત્રોમા પૂર્વના સૂત્રોના અર્થનુ સૂચ વન કરેલુ છે, તથા સર્વ દ્રવ્યો, સર્વ પર્યાયો, સર્વ નયો અને સર્વ ભ ગના વિકલ્પોને દેખાડયા છે તે સૂત્રનો સ પ્રદાય વિચ્છેદ ગયો છે આ દૃષ્ટિવાદનો બીજો ભેદ છે ૨

તીર્થ કરો તીર્થની પ્રવૃત્તિને સમયે સમય ગણધરોને ઉદ્દેશીને પ્રથમ પૂર્વના સૂત્રોનો અર્થ કહે છે, પછી ગણધરો પૂર્વના સૂત્રો

પ્રવાદ કહેવાય છે તેમા વીશ વસ્તુઓ છે, ચૂલિકા નથી અને ચોરાશી લાખ પદો છે દશમુ વિદ્યાપ્રવાદ પૂર્વ છે તેમા સાધનની અનુકુળતાવડે અતિશયને પામેલી વિદ્યાઓ કહેલી હોવાથી તે વિદ્યાપ્રવાદ નામે કહેવાય છે તેમા પદર વસ્તુઓ છે, ચલિકા નથી, અને એક કરોડ ને દશ લાખ પદો છે અગ્યારમુ અવધ્ય નામનુ પૂર્વ છે તેમા જ્ઞાન, તપ અને સયમ વિગેરે શુભ ફળવાળા અને અશુભ ફળને આપનાર પ્રમાદ વિગેરેનુ અવધ્યપણું વર્ણન કરેલુ હોવાથી તે અવધ્ય નામે કહેવાય છે તેમા બાર વસ્તુઓ છે, ચૂલિકા નથી અને છવીશ કરોડ પદો છે બારમુ પ્રાણાયુપ્રવાદ પૂર્વ છે તેમા ઇન્દ્રિયાદિક નવ પ્રાણો અને આયુષ્યનુ યુક્તિથી વર્ણન કર્યું છે તેથી તે પ્રાણાયુ પ્રવાદ નામે કહેવાય છે તેમા તેર વસ્તુઓ છે, ચૂલીકા નથી, અને એક કરોડ ને છપ્પન લાખ પદો છે તેરમુ ક્રિયા વિશાલ પૂર્વ છે તેમા કાયકિ વિગેરે ક્રિયાઓનુ અને છદ ક્રિયા વિગેરેનુ વિસ્તારથી વર્ણન કર્યું છે, તેથી તે ક્રિયા વિશાલ નામે કહેવાય છે, તેમાં ત્રીશ વસ્તુઓ છે, ચૂલિકા નથી, તથા નવકરોડ પદો છે ચૌદમુ લોકબિંદુસાર નામનુ પૂર્વ છે, અક્ષરને માથે બિંદુની જેમ લોકને વિષે બિંદુની જેમ સારભૂત હોવાથી તે લોકબિંદુસાર નામે કહેવાય છે, તેમા પચીશ વસ્તુઓ છે, ચલિકા નથી, તથા સાડાબાર કરોડ પદો છે આ ચૌદ પૂર્વો કહ્યા હવે ઉપર રહેલી ઇત્રિકા (અબાડી) સહિત હાથી ઓના પ્રમાણે કરીને પૂર્વના ગ્રંથો લખવાને વિષે લોકોને જણાવવા માટે અનુક્રમે પૂર્વનુ પરિમાણ લખે છે —૧–૨–૪–૮–૧૬–૩૨–૬૪ ૧૨૮–૨૫૬–૫૧૨–૧૦૨૪–૨૦૪૮–૪૦૯૬–૮૧૯૨ આટલા હાથીઓ પ્રમાણ શાહીના ઢગલાવડે પૂર્વો લખી શકાય છે, એટલે કે પહેલુ પૂર્વ લખીયે તો એક હાથી જેટલા શાહીના ઢગલાથી તે લખી શકાય છે, બે હાથી જેટલા શાહીના ઢગલાથી બીજુ પૂર્વ લખાય છે, ચાર હાથી જેટલા શાહીના ઢગલાથી ત્રીજુ પૂર્વ લખાય છે, આઠ હાથી જેટલા શાહીના ઢગલાથી ચોથુ પૂર્વ લખાય છે, તે અનુક્રમે છેવટ ૮૧૯૨ હાથી જેટલા શાહીના ઢગલાથી ચૌદમુ પૂર્વ લખાય છે, સર્વ

મળી સોળહજાર ત્રણુસોને ત્રાશી ૧૬૩૮૩ હાથીઓ થાય છે, આ દૃષ્ટિવાદને વિષે પૂર્વગત નામનો ત્રીજો ભેદ કહ્યો ૩

દૃષ્ટિવાદને વિષે ચોથો ભેદ અનુયોગ નામનો છે, તેનો વિચાર કહે છે—સૂત્રનો પોતાના અર્થની સાથે જે અનુકૂળ સબધ તે અનુયોગ (વ્યાખ્યા) કહેવાય છે, તે બે પ્રકારનો છે—મૂલાનુયોગ અને ગડિકાનુયોગ તેમા પહેલો મૂલાનુયોગ આ પ્રમાણે છે—તીર્થંકરોને સમ્યક્ત્વનો લાભ-પ્રાપ્તિ થયા પછી જેટલા ભવ થાય છે, તે સર્વનુ વર્ણન કરવામા આવે છે, એટલે કે સમકિત પામીને દેવલોકમા જવુ, ત્યાના આયુષ્યનુ પ્રમાણુ, દેવસુખના ભોગ વિગેરેનુ વર્ણન, એજ પ્રમાણે દરેક ભવે જે જે જાણવા લાયક વૃત્તાત હોય તે તે જણાવી છેવટ ફરીને દેવલોકમા જવુ, ત્યા આયુષ્ય ભોગવીને ત્યાથી ચવવુ માતાના ઉદરમા ગર્ભપણે ઉત્પન્ન થવુ, ત્યાથી જન્મ થવો, જન્માભિષેક, પછી પ્રવ્રજ્યા ગ્રહણ કરવી, વિહાર કરવો, તપ કરવો, કેવળ જ્ઞાન ઉત્પન્ન થવુ, તીર્થંકરનુ સ્થાન ભોગવવુ અને છેવટ સિદ્ધિપદમા જવુ એ સર્વ પહેલા મૂલાનુયોગમા વ્યાખ્યાન કરાય છે બીજો ગડિકાનુયોગ આ પ્રમાણે છે—પહેલા મૂલાનુયોગથી પૂર્વે અને પછી પણ જે વશાદિક સર્વનુ વ્યાખ્યાન કરવુ તે ગડિકાનુયોગ કહેવાય છે જેમ શ્રી આદીશ્વરની પહેલા કુલકરની ઉત્પત્તિ, તે કુલકરોના પૂર્વ ભવો તથા તેમના ચરિત્ર વિગેરેનું જે વર્ણન કરાય તે કુલકર ગડિકાનુયોગ કહેવાય છે તથા શ્રી આદીશ્વરની પછી ભરતચક્રીને આરભીને અજિતનાથ સુધી વશને વિષે ધર્મની પ્રવૃત્તિ અને તેનું જે વર્ણન તે પણ ગડિકાનુયોગ કહેવાય છે જેમ શેરડીના ગાઠાની વચ્ચે જે કાડનો ભાગ છે, તે લોક રૂઢિથી ગડિકા (ગડેરી) કહેવાય છે, તેજ પ્રમાણે ધર્મના પ્રથમ પ્રવર્તક તીર્થંકરોની વચ્ચેના કાળમા જે નિરતર પણે ધર્મની પ્રવૃત્તિ થાય તે ગડિકા કહેવાય છે તેનો જે અનુયોગ એટલે વ્યાખ્યા તે ગડિકાનુયોગ કહેવાય છે જેમકે અષ્ટાપદ તીર્થ ઉપર સગર ચક્રવર્તીના સાઠ હજાર પુત્રો આવ્યા હતા, ત્યારે તેમની પાસે સુબુદ્ધિ નામના મત્રીએ શ્રી આદીશ્વરના વશનુ વર્ણન કરતા આ પ્રમાણે સિદ્ધિગડિકાનુ વ્યાખ્યાન કર્યું હતુ કે-શ્રી ભરત ચક્રવર્તીની પાટે તેની

પછીના આઠ રાજાઓ અરિસાભુવનમાજ કેવળજ્ઞાન પામ્યા હતા અને સિદ્ધિને વર્યા હતા ત્યારપછી અસખ્યાતા રાજાઓ તેની પાટના અનુક્રમે આવેલા હતા તેઓ ત્રણ ખડને ભોગવનાર થયા અને સિદ્ધિપદને પામ્યા ત્યારપછી એક રાજા સર્વાર્થસિદ્ધ વિમાનમા જઇ મનુષ્ય ભવમા આવી સિદ્ધિપદને પામ્યો અને ત્યારપછીના અસખ્યાતા રાજાઓ તેજ ભવે સિદ્ધિપદને પામ્યા એજ પ્રમાણે સર્વાર્થસિદ્ધ વિમાનમા જવા રૂપ આતરાવાળા અસખ્યાતા રાજાઓ સિદ્ધિપદને પામ્યા ત્યારપછી બે રાજાઓ સર્વાર્થસિદ્ધ વિમાનમા જઇ મોક્ષે ગયા અને તેની પછીના અસખ્યાતા રાજાઓ તેજ ભવે મોક્ષે ગયા, એજ પ્રમાણે સર્વાર્થસિદ્ધના આતરાવાળા અસખ્યાતા રાજાઓ સિદ્ધિપદને પામ્યા ત્યારપછી ત્રણ રાજાઓ સર્વાર્થ સિદ્ધે જઇ મોક્ષે ગયા, અને તેની પછીના અસખ્યાતા રાજાઓ તેજ ભવે મોક્ષે ગયા એજ પ્રમાણે સર્વાર્થસિદ્ધના આતરાવાળા અસખ્યાતા રાજાઓ મોક્ષે ગયા ત્યારપછી ચાર રાજાઓ સર્વાર્થસિદ્ધે ગયા અને આગળ ઉપરની જેમ જાણવુ આ અનુક્રમે સર્વાર્થસિદ્ધમા એક એકની વૃદ્ધિ કરવી અને આગળ ઉપર પ્રમાણેજ જાણવુ એ પ્રમાણે પચાસ રાજાઓ સર્વાર્થસિદ્ધે ગયા, આગળ ઉપર પ્રમાણે જાણવુ એમ એક એકની વૃદ્ધિ કરતા અસખ્યાતા રાજાઓ સર્વાર્થસિદ્ધે જઇ મોક્ષે ગયા ત્યાર પછી ઓગણપચાસ રાજાઓ સર્વાર્થસિદ્ધે ગયા અને એક રાજા તેજ ભવે મોક્ષે ગયો આવો વ્યવહાર—અનુક્રમ પણ અસખ્યાતી પાટ સુધી જાણવો એજ પ્રમાણે સર્વત્ર હાનિ કરવામા પણ સર્વાર્થસિદ્ધમા જવુ અને તેજ ભવે મોક્ષે જવુ એ ક્રમ કહેવો આ વિષયનો વિસ્તાર સિદ્ધદડિકા નામના પ્રકરણમાથી જાણી લેવો આ પ્રમાણે સર્વે તીર્થકરોનો પહેલો મૂલાનુયોગ અને પછી ગડિકાનુયોગ જાણવો આ દૃષ્ટિવાદને વિષે અનુયોગ નામનો ચોથો ભેદ કહ્યો ૪

દૃષ્ટિવાદને વિષે પાચમો ભેદ ચુલિકા નામનો છે તે આ પ્રમાણે—પરિકર્મ, સૂત્ર, પૂર્વગત અને અનુયોગ આ ચાર ભેદોને વિષે કહેલા તથા નહીં કહેલા અર્થનો જેમા સગ્રહ કરેલો હોય તે ચુલિકા કહેવાય છે આ પાચમો ભેદ કહ્યો ૫ આ ૧ ~

દષ્ટિવાદમા પાચ ભેદો જાણવા ભણવામા તો ચૌદ પૂર્વોજ મુખ્યતા એ કહેલા છે

અગ્યાર અગ અને ચૌદ પૂર્વ મળીને પચીશ થાય છે આજ પચીશ ગુણો ઉપાધ્યાયના હોય છે

દષ્ટિવાદની ચુલિકા રૂપ બીજા સિદ્ધાતો પણ વર્તમાન કાળે પણ છે તેમના નામો લખીયે છીયે તેમા પણ દિવસના પહેલા અને ચાથા પહોરે તથા રાત્રિના પણ પહેલા અને ચોથા પહોરે જે સૂત્રો ભણાય છે તથા તેની વ્યાખ્યા કરાય છે તે કાલિક સૂત્રો કહેવાય છે તેમના નામ—ઉત્તરાધ્યયન ૧, દશાશ્રુતસ્કધ ૨, કલ્પ ૩, વ્યવહાર ૪, નિશીથ ૫, મહાનિશીથ ૬, ઋષિભાષિત ૭, જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ નામ નુ ઉપાગ પૂર્વે કહ્યુ છે તે ૮, દ્વીપ સાગર પ્રજ્ઞપ્તિ ૯, સૂર્ય પ્રજ્ઞપ્તિ નામનુ ઉપાગ પૂર્વે લખી ગયા તે ૧૦, ચદ્ર પ્રજ્ઞપ્તિ ઉપાગ પૂર્વે કહ્યું તે ૧૧, ક્ષુદ્રવિમાન પ્રવિભક્તિ ૧૨, મહદ્વિમાન પ્રવિભક્તિ ૧૩, અગ ચુલિકા ૧૪, વર્ગ ચુલિકા૧૫, વિવાહચુલિકા ૧૬, અરૂણોપપાત ૧૭, વરૂણોપપાત ૧૮, ગરૂડોપપાત ૧૯, વૈશ્રમણોપપાત ૨૦, ધર ણોપપાત ૨૧, વેલધરોપપાત ૨૨, દેવેદ્રોપપાત ૨૩, ઉત્થાનશ્રુત ૨૪,સમુત્થાનશ્રુત ૨૫, નાગપર્યાવલિકા ૨૬, નિરયાવલિકા ૨૭, કલ્પિકા ૨૮, કલ્પાવતસિકા ૨૯, પુષ્પિકા ૩૦, પુષ્પચુલિકા ૩૧, વૃષ્ણિદશા ૩૨, નિરયાવલિકાથી આરભીને વૃષ્ણિદશા સુધીના છએ ઉપાગો પૂર્વે લખી ગયા છીયે આ ઉપરાત સર્વ અગો મળી કુલ ૪૪ કાલિક શ્રુત કહેવાય છે

ત્રણ સધ્યા સિવાયના બીજા કાળમા જે સૂત્રો ભણાય છે તથા વ્યાખ્યાન કરાય છે તે ઉત્કાલિક સૂત્રો કહેવાય છે તેના નામ— દશવૈકાલિક ૧, કલ્પિકાકલ્પિક ૨, ચુલ્લકલ્પશ્રુત ૩, મહાકલ્પશ્રુત ૪, ઉપપાતિક ઉપાગ પૂર્વે કહ્યુ તે ૫, રાજપ્રશ્નીય ઉપાગ પૂર્વે કહ્યુ તે ૬, જીવાભિગમ પૂર્વે કહ્યુ તે ૭, પ્રજ્ઞાપના ઉપાગ પૂર્વે કહ્યુ તે ૮, મહાપ્રજ્ઞાપના ૯, પ્રમાદાપ્રમાદ ૧૦, નદીસૂત્ર ૧૧, અનુયોગદ્વાર ૧૨, દેવેદ્રસ્તવ ૧૩, તદુલવૈતાલિક ૧૪, ચદ્રાવિજય ૧૫, પૌરૂષીમ ડલ ૧૬, મડલપ્રવેશ ૧૭, વિદ્યાચરણવિનિશ્ચય ૧૮, ધ્યાનવિભક્તિ ૧૯, મરણ વિભક્તિ ૨૦, આત્મવિશોધિ ૨૧ વીતરાગશ્રુત ૨૨

સલેખના શ્રુત ૨૩, વિહારક ૫ ૨૪, મરણ વિધિ ૨૫, આતુર પ્રત્યાખ્યાન ૨૬, તથા મહાપ્રત્યાખ્યાન ૨૭, તેમજ દશ પ્રકીર્ણકો પણ ઉત્કાલિકસૂત્ર કહેવાય છે, તેના નામ ચતુશરણ ૧, ભકત પ્રત્યાખ્યાન ૨, આતુર પ્રત્યાખ્યાન પ્રથમ કહી ગયા છીયે તે ૩, સસ્તારક પ્રકીર્ણક ૪, ચદાવિજ્ય પૂર્વે કહ્યુ છે તે ૫, તદુલવેયા લિય પ્રથમ કહ્યુ છે તે ૬, દેવેદ્રસ્તવ પ્રથમ કહ્યો છે તે ૭, ગણુવિદ્યા ૮, મહાપ્રત્યાખ્યાન પ્રથમ કહ્યું છે તે ૯, તથા અજીવક ૫ ૧૦ વળી અગવિદ્યા અને જ્યોતિષ્કરડક પણ પ્રકીર્ણક કહેવાય છે તથા ચાર મૂળ સૂત્રો છે તેના નામ-આવશ્યક ૧, પાક્ષિક સૂત્ર ૨, દશ વૈકાલિક ૩, અને ઉત્તરાધ્યયન ૪ પિંડવિશુદ્ધિ પણ મૂળસૂત્રમા જ ગણાય છે ઓઘનિર્યુક્તિ પણ તેમા જ ગણાય છે હવે છ છેદ ગ્રથો છે, તેના નામ-નિશીથ ૧, બૃહત્ક ૫ ૨, જીતક ૫ ૩, વ્યવહાર સૂત્ર ૪, દશા શ્રુતસ્કધ ૫, અને પચકલ્પ તથા જીતક ૫ ૬, મહાનિશીથ પણ નિશીથમાજ ગણાય છે પૂર્વના સૂત્રોને જુદા પાડીને ભિન્ન ગ્રથમા કહ્યા, માટે તે છેદ સૂત્રો કહેવાય છે આ ગ્રથોને ભણાવનાર ઉપાધ્યાય હોય છે

ઇતિ ઉપાધ્યાય શ્રી રામવિજય ગણિએ રચેલી ગુણમાળાને વિષે ઉપાધ્યાયના ગુણોનુ વિવેચન સમાપ્ત થયુ

—◎—

## સાધુના સત્તાવીશ ગુણો

---

सप्ताधिका विंशतिरुत्तमा यै-र्मुनेर्गुणा सुव्रतिभिर्ध्रियन्ते ।
कर्मक्षयायैव समुद्यतेभ्यो, नमोऽस्तु तेभ्यो मुनिसत्तमेभ्यः ॥ १ ॥

અક્ષરાર્થ—અતિશે સત્પુરુષો સત્તમ કહેવાય છે, મુનિઓને વિષે જે સત્તમ તે મુનિસત્તમ કહેવાય છે તેઓને નમસ્કાર હો! તે મુનિસત્તમ કેવા છે? કર્મના ક્ષય ને માટેજ ઉદ્યમવાળા એટલે ક્રિયાવડે સમ્યક્ પ્રકારે મન, વચન અને કાયાની શુદ્ધિથી ઉદ્યમ કરનારા, પરતુ સ્વર્ગાદિકને માટે ઉદ્યમ કરનારા નહીં વળી તે મુનિ

સલેખના શ્રુત ૨૩, વિહારક ૫ ૨૪, મરણ વિધિ ૨૫, આતુર પ્રત્યાખ્યાન ૨૬, તથા મહાપ્રત્યાખ્યાન ૨૭, તેમજ દશ પ્રકીર્ણકો પણ ઉત્કાલિકસૂત્ર કહેવાય છે, તેના નામ ચતુ શરણ ૧, ભકત પ્રત્યાખ્યાન ૨, આતુર પ્રત્યાખ્યાન પ્રથમ કહી ગયા છીયે તે ૩, સસ્તારક પ્રકીર્ણક ૪, ચદાવિઝ પૂર્વે કહ્યુ છે તે ૫, તદુલવેયા લિય પ્રથમ કહ્યુ છે તે ૬, દેવેદ્રસ્તવ પ્રથમ કહ્યો છે તે ૭, ગણિવિદ્યા ૮, મહાપ્રત્યાખ્યાન પ્રથમ કહ્યું છે તે ૯, તથા અજીવકલ્પ ૧૦ વળી અગવિદ્યા અને જ્યોતિકરડક પણ પ્રકીર્ણક કહેવાય છે તથા ચાર મૂળ સૂત્રો છે તેના નામ-આવશ્યક ૧, પાક્ષિક સૂત્ર ૨, દશ વૈકાલિક ૩, અને ઉત્તરાધ્યયન ૪ પિડવિશુદ્ધિ પણ મૂળસૂત્રમા જ ગણાય છે ઓઘનિર્યુકિત પણ તેમા જ ગણાય છે હવે છ છેદ ગ્રથો છે, તેના નામ-નિશીથ ૧, બૃહત્ક ૫ ૨, જીતકલ્પ ૩, વ્યવહાર સૂત્ર ૪, દશા શ્રુતસ્કધ ૫, અને પચકલ્પ તથા જીતક ૫ ૬, મહાનિશીથ પણ નિશીથમાજ ગણાય છે પૂર્વના સૂત્રોને જુદા પાડીને ભિન્ન ગ્રથમા કહ્યા, માટે તે છેદ સૂત્રો કહેવાય છે આ ગ્રથોને ભણાવનાર ઉપાધ્યાય હોય છે

ઇતિ ઉપાધ્યાય શ્રી રામવિજય ગણિએ રચેલી ગુણમાળાને વિષે ઉપાધ્યાયના ગુણોનુ વિવેચન સમાપ્ત થયુ

—※◎※—

## સાધુના સત્તાવીશ ગુણો

---

मह्राधिका रिंशतिरुत्तमा ये-र्मुनेर्गुणा सुनतिभिर्मिरपन्ते ।
कर्मक्षयार्थंच समुद्यतेभ्यो, नमोऽस्तु तेभ्यो मुनिसत्तमेभ्यः ॥ १ ॥

અક્ષરાર્થ—અતિશે સત્પુરૂષો સત્તમ કહેવાય છે, મુનિઓને વિષે જે સત્તમ તે મુનિસત્તમ કહેવાય છે તેઓને નમસ્કાર હો । તે મુનિસત્તમ કેવા છે ? કર્મના ક્ષય ને માટેજ ઉદ્યમવાળા એટલે ક્રિયાવડે સમ્યક્ પ્રકારે મન, વચન અને કાયાની શુદ્ધિથી ઉદ્યમ કરનારા, પરતુ સ્વર્ગાદિકને માટે ઉદ્યમ કરનારા નહીં વળી તે મુનિ

સત્તમ કેવા છે? કે જે સુવ્રતિઓએ-સારા જે વ્રતો-મહાવ્રતો તે સુવ્રતો કહેવાય છે, તે સુવ્રતો જેને છે તે સુવ્રતિઓ કહેવાય છે, તેવા સુવ્રતિઓએ મુનિના સત્તાવીશ ઉત્તમ ગુણો ધારણ કરાય છે અર્થાત્ જે સુવ્રતિઓએ મુનિના સત્તાવીશ ઉત્તમ ગુણો ધારણ કરેલા છે, તે કર્મ ક્ષયને માટેજ ઉદ્યમવાળા ઉત્તમ મુનિઓને નમસ્કાર હો

વિસ્તરાર્થ—જેઓ સત્તાવીશ ગુણોને ધારણ કરે છે, તેઓજ અનગાર કહેવાય છે તે વિષે સમવાયાગમા કહ્યુ છે કે—

" सत्तावीस अणगारगुणा पन्नत्ता, त जहा-पाणाति वायवरमणे, एव पच पच वि सोतिंदियनिग्गहे जाव फासिंदियनिग्गहे, कोहविवेगे जाव लोभविवेगे, भावसच्चे करणसच्चे जोगसच्चे खमा विरागता मणसमाहरणता वतिसमाहरणता कायसमाहरणता णाणसपण्णया दसणसपण्णया चरित्तसपण्णया वयणाअहियासणया मारणतिअहियासणया "

આ સૂત્રની વ્યાખ્યા આ પ્રમાણે છે—અનગારના એટલે સાધુના સત્તાવીશ ગુણો કહ્યા છે-ભગવાને વિવેચન કરીને દેખાડયા છે તે આ પ્રમાણે—

૧ સર્વથા પ્રકારે પ્રાણાતિપાત વિરમણ—પાચ ઇંદ્રિયો, ઉચ્છ્વાસ, આયુષ્ય અને મન, વચન, કાયના ત્રણ બળ એ દશ પ્રાણો છે, તે પ્રાણોનો જીવથી વિનાશ-વિયોગ કરવો તે પ્રાણાતિપાત કહેવાય છે તેનાથી સર્વથા પ્રકારે એટલે કે મન, વચન અને કાયાથી કરવુ, કરાવવુ અને અનુમોદના કરવા વડે વિરામ પામવો-નિવર્તન થવુ તે પ્રાણાતિપાત વિરમણ નામનો પહેલો ગુણ છે (૧)

૨ એજ પ્રમાણે મૃષાવાદ વિરમણ-મૃષા એટલે મિથ્યા (અસત્ય) જે બોલાય તે મૃષાવાદ કહેવાય છે, તેનાથી પણ સર્વથા પ્રકારે વિરામ પામવો તે મૃષાવાદ વિરમણ નામનો બીજો ગુણ છે ૨

૩ તથા અદત્તાદાન વિરમણ-કોઈએ નહીં આપેલી વસ્તુનુ ગ્રહણ કરવુ તે અદત્તાદાન એટલે ચોરી કહેવાય છે, તેનાથી સર્વથા

પ્રકારે વિરામ પામવો તે અદત્તાદાન વિરમણ કહેવાય છે સાધુએ દંત ખોતરવા માટે પણ નહીં આપેલું તૃણ પણ ગ્રહણ કરવું નહીં, માટે સર્વથા અગ્રહણ કહ્યું, એ ત્રીજો ગુણ છે ૩

૪ મૈથુન વિરમણ–તિર્યંચ, મનુષ્ય અને દેવ સબંધી મૈથુનથી જે વિરામ પામવો તે મૈથુન વિરમણ કહેવાય છે તે પણ સર્વથા પ્રકારે એટલે મન, વચન અને કાયા વડે કરવું, કરાવવું કે અનુમોદવું નહીં, એમ નવ કોટિએ શુદ્ધ પાળવું, એ ચોથો ગુણ છે ૪,

૫ પરિગ્રહ વિરમણ જેનાથી જીવ ગ્રહણ કરાય–મૂર્છાવાળો થાય તે પરિગ્રહ કહેવાય છે, એટલે કે પરવસ્તુને વિષે મૂર્છા તેનાથી જે વિરામ પામવો તે પરિગ્રહ વિરમણ કહેવાય છે અહીં પણ સર્વથા પ્રકારે વિરમણ જાણવું એ પાંચમો ગુણ છે ૫ આ પાંચે સાધુઓને મહાવ્રતો છે અહીં કોઈ શંકા કરે કે રાત્રિભોજન વિરમણ નામનું છઠ્ઠું વ્રત ગ્રહણ કરવું જોઈએ, તે અહીં કેમ લખ્યું નથી ? આ શંકાનો જવાબ એ છે જે રાત્રિએ અંધકાર તમસ્ (કાય) રૂપ અપ્કાય સર્વત્ર પ્રસરે છે, તેથી સર્વ વસ્તુ સચિત્ત થઈ જાય છે, અને સચિત્તનું ભક્ષણ કરવાથી પ્રાણાતિપાતનો દોષ લાગે છે, તેથી પ્રાણાતિપાત વિરમણ વ્રતમાજ રાત્રિભોજન વિરમણનો સમાવેશ થાય છે

૬ શ્રોત્રેંદ્રિયનિગ્રહ—શ્રોત્ર ઇંદ્રિયના ત્રણ વિષયો છે જે ઇંદ્રિયવડે જેનું જ્ઞાન થાય તે તેનો વિષય કહેવાય છે તે ત્રણ વિષયો આ પ્રમાણે છે—જીવશબ્દ ૧, અજીવ શબ્દ ૨ અને મિશ્ર શબ્દ ૩ તેમાં દ્વીંદ્રિયાદિક જીવોના મુખમાંથી નીકળેલો જે શબ્દ તે જીવ શબ્દ કહેવાય છે ૧ પુદ્ગળના સ્કંધોના સંયોગ અને વિયોગથી થયેલો શબ્દ અજીવશબ્દ કહેવાય છે ૨ તથા જ્યાં જીવનો શબ્દ અને અજીવનો શબ્દ એ બન્ને મળેલા હોય જેમ શંખ વગાડનાર માણસના શબ્દથી મિશ્રિત થયેલો શંખનો શબ્દ તે મિશ્ર શબ્દ કહેવાય છે ૩ આ ત્રણે પ્રકારના શબ્દો બબે પ્રકારના છે—ઇષ્ટ અને અનિષ્ટ તેમાં ઇષ્ટ શબ્દ સાંભળવાથી તેના પર રાગ થાય છે અને અનિષ્ટ શબ્દ સાંભળવાથી તેના પર દ્વેષ થાય છે તેથી કરીને તેમને વિષે રાગ અને દ્વેષ બન્નેને જીતવાથી શ્રોત્રેંદ્રિય નિગ્રહ નામનો છઠ્ઠો ગુણ થાય છે ૬

૭ ચક્ષુઇંદ્રિય નિગ્રહ—ચક્ષુઇંદ્રિયના પાચ વિષયો છે —શ્વેતવર્ણ ૧, રાતો વર્ણ ૨, પીળો વર્ણ ૩, લીલો વર્ણ ૪, અને કાળો વર્ણ ૫ આ પાચે પણ ઇષ્ટ અને અનિષ્ટ એમ બે ભેદના છે તેને વિષે રાગ દ્વેષને જીતવાથી ચક્ષુઇંદ્રિયનિગ્રહ નામનો સાતમો ગુણ થાય છે ૭

૮ ઘ્રાણેંદ્રિય નિગ્રહ—નાસિકા ઇંદ્રિયના બે વિષયો છે સુરભિગંધ ૧ અને દુરભિગંધ ૨ આ પણ બે પ્રકારના છે-ઇષ્ટ અને અનિષ્ટ તેના પર રાગદ્વેષનો જય કરવાથી ઘ્રાણેંદ્રિય નિગ્રહ નામનો આઠમો ગુણ થાય છે ૮

૯ રસનેંદ્રિય નિગ્રહ—રસના એટલે જિવ્હા ઇંદ્રિય તેના પાચ વિષયો છે —તીખો રસ ૧, કડવો રસ ૨, કષાયવો રસ ૩, ખાટો રસ ૪ અને મધુર રસ ૫ આ પાચે ઇષ્ટ અને અનિષ્ટ એમ બે પ્રકારે છે તેમના પર રાગ દ્વેષનો જય કરવાથી રસનેંદ્રિય નિગ્રહ નામનો નવમો ગુણ થાય છે ૯

૧૦ સ્પર્શેંદ્રિય નિગ્રહ—સ્પર્શ ઇંદ્રિયના આઠ વિષયો છે ગુરૂ ( ભારે ) સ્પર્શ ૧, લઘુ ( હળવો ) સ્પર્શ ૨, શ્લક્ષ્ણ ( સુવાળો કોમળ ) સ્પર્શ ૩, ખર ( કઠણ ) સ્પર્શ ૪, સ્નિગ્ધ ( ચીકાશવાળો ભીનો ) સ્પર્શ ૫, રૂક્ષ ( સૂકો ) સ્પર્શ ૬, શીત ( થંડો ) સ્પર્શ ૭ અને ઉષ્ણ ( ઉનો ) સ્પર્શ ૮ આ આઠે પણ ઇષ્ટ અને અનિષ્ટ એમ બબે પ્રકારના છે, તેમને વિષે રાગ દ્વેષનો જય કરવાથી સ્પર્શેંદ્રિય નિગ્રહ નામનો દશમો ગુણ થાય છે ૧૦

૧૧ ક્રોધ વિવેક—પ્રથમ તો ક્રોધને ઉત્પન્ન થવા જ ન દેવો કદાચ ઉત્પન્ન થાય તો પણ તેનો વિવેક કરવો એટલે કે તેનો [1]પૃથગ ભાગ કરવો અથવા તેને [2] નિષ્ફળ કરવો તે ક્રોધ વિવેક નામનો અગ્યારમો ગુણ છે ૧૧

૧૨ માન વિવેક—માનનો એટલે જાતિ વિગેરેના મદનો વિવેક કરવો એટલે પૃથગ્ભાવ કરવો અથવા નિષ્ફળ કરવો તે માન વિવેક નામનો બારમો ગુણ છે ૧૨

૧ આત્મામાંથી દૂર કરવો

૨ તેનું કંઈ પણ પરિણામ આવવા દેવું નહીં

૧૩ માયા વિવેક—માયા એટલે અન્યને ઠગવુ તે તેનો વિવેક એટલે પૃથગ્ભાવ અથવા નિષ્ફળ કરવો તે માયાવિવેક નામનો તેરમો ગુણ છે ૧૩

૧૪ લોભ વિવેક—લોભ એટલે સર્વ વસ્તુને વિષે ગૃદ્ધિપણુ, લુબ્ધપણુ, તેનો વિવેક એટલે પૃથગ્ભાવ અથવા નિષ્ફળ કરવો તે લોભવિવેક નામનો ચૌદમો ગુણ છે ૧૪

આ પ્રાણાતિપાત વિરમણથી આરભીને લોભવિવેક સુધીના ચૌદ ગુણો આદરવાથી સાધુનુ જે સ્વરૂપ થાય છે તે હવે પછી બતાવેલા ગુણોવડે કહે છે —

૧૫ ભાવસત્ય—અહીં આત્મા સિવાયની સર્વ પરવસ્તુના સગનો ત્યાગ કરવાથી જે આત્મભાવ એટલે નિશ્ચય નયની અપેક્ષાએ શુદ્ધ ચૈતન્ય તે સત્ય કહેવાય છે જો કે વ્યવહારનયની અપેક્ષાએ બાહ્યાત્માની સત્તા વડે અને અતરાત્માની સત્તા વડે તે સત્ય યુક્ત છે તોપણ તેનુ જે પરમાત્મસ્વરૂપ દેખાડયુ તેજ આનુ (જીવનુ) સત્ય છે તેથી કરીને જ ભવભ્રમણના કારણરૂપ પ્રાણાતિપાતાદિક દોષોનો આ આત્મા સાથે પૃથગ્ભાવ કરવાનુ કહ્યુ છે તેથી આ ભાવસત્ય નામનો પદરમો ગુણ છે ૧૫

હવે ભાવસત્ય ગુણને આશ્રીને બીજા જે આનુષગિક-પ્રાસગિક ગુણો છે, તેમનુ વિવેચન કરે છે

૧૬ કરણ સત્ય—જે કરાય તેનુ નામ કરણ એટલે ક્રિયા કહેવાય છે તે કરણને વિષે જે સત્ય તે કરણ સત્ય કહેવાય છે તે ક્રિયા છ આવશ્યક રૂપ તથા સમિતિ, ગુપ્તિ વિગેરે રૂપ છે, તેમા છ આવશ્યક આ પ્રમાણે છે સામાયિક ૧, ચતુર્વિ શતિ જિનસ્તવ ૨, ગુરુ વદનક ૩, વ્રતોમા જે અતિચાર લાગ્યો હોય તેનુ પ્રતિક્રમણ કરવુ એટલે ફરીથી તે અતિચારમા પ્રવર્તવુ નહીં ૪, જ્ઞાન, દર્શન અને ચારિત્રને વિષે અતિચારનો પ્રસગ (પ્રાપ્તિ) આવ્યો હોય તો આત્માને શુદ્ધ કરવા માટે વિધિ પ્રમાણે કાયોત્સર્ગ કરવો ૫, તથા કાળને અનુસરીને ચતુર્વિ ધ આહારનુ પ્રત્યાખ્યાન કરવુ ૬, આ છ આવશ્યક [illegible] (ક્રિયાઓ) સત્ય આશય વડે કરીને દ્રવ્યથી

અથવા ભાવથી હમેશા પ્રાત કાળે અને સાય કાળે સાધુઓએ કરવા લાયકજ છે આ ક્રિયાઓ અવશ્યક કરવા લાયક હોવાથી તેનુ આ વશ્યક એવુ નામ કહેવાય છે હવે પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠે પ્રવચનની માતા રૂપે કહેવાય છે તે પણ કરણ રૂપ છે તેમને વિષે નિરતર સાધુએ પ્રવર્તવાનુ છે તેમા સમિતિ પચ અને ગુપ્તિ ત્રણ છે તેમા સમ્યક્ પ્રકારે ઇતિ એટલે ચારિત્રને પાળ વુ તે સમિતિ શબ્દનો અર્થ છે તેના પાચ પ્રકાર આ પ્રમાણે છે ઇર્યા સમિતિ ૧, ભાષા સમિતિ ૨, એષણા સમિતિ ૩, આદાનભડ મત્તનિખ્ખેવણા સમિતિ ૪, અને ઉચ્ચાર પ્રસ્ત્રવણ ખેલ જલ્લસિ ઘાણ પરિષ્ઠાપના સમિતિ ૫ હવે આ પાચેનુ સ્વરૂપ કહે છે

૧ ઇરણ એટલે ગમન તે ઇર્યા કહેવાય છે, અર્થાત્ કાયાની ચેષ્ટા તેને વિષે સમિતિ એટલે શુભ પ્રયોગ વ્યાપાર જેમકે માર્ગમા વિહાર કરતા ચાર હાથ પ્રમાણ પૃથ્વીને દષ્ટિ વડે પ્રતિલેખી-જોઇ તથા ધર્મના ઉપકરણ ઓઘા વડે પ્રમાર્જન કરી-પૂજી પછી પાદ ન્યાસ કરવો-પગ સ્થાપન કરવો તે ઇર્યાસમિતિ કહેવાય છે, તથા બેસવામા, ઉભા રહેવામા અને સુવામા ધર્મના ઉપકરણ વડે વાર વાર સપાતિમ જીવોની રક્ષા કરવા માટે શરીરની જે પ્રતિલેખન પ્રમાર્જના કરવી તે પણ ઇર્યાસમિતિ કહેવાય છે, એજ પ્રમાણે સુતી વખતે કુકડાની જેમ પગને ઉચા રાખવાની જે ક્રિયા કરવી તે પણ ઇર્યાસમિતિ કહેવાય છે ૧

૨ ભાષણને વિષે જે શુભ વ્યાપાર કરવો તે ભાષા સમિતિ કહેવાય છે કહ્યુ છે કે—

" महुर निपुण थोव, कज्जावडिय अगव्वियमतुन्छ ।
पुव्व मइसकलिय, भणति जिणधम्मसजुत्त ॥"

"મધુર, નિપુણતાવાળુ સ્તોક-અલ્પ, કાર્યાપતિત-(પ્રસગને લગતુ ) કામ વિના ન બોલવુ તે, ગવરહિત, તુચ્છતા રહિત એટલે ચતુરતા સહિત પરતુ ગામડીયા જેવુ નહીં, પ્રથમ બુદ્ધિવડે વિચારીને બોલવુ કહ્યુ છે કે—

" श्रुतं कस्मिन्नास्था प्रकृतिरपि का कौ सुरगुरु,
भवन्त्यस्य श्रोतुः प्रथममिति संचिन्त्य मनसा ।
वचो वाच्य तथ्य मितमितरथा मौन मुचित,
कदाऽथो नाथ' स्या निपुणवचनोऽनेन विधिना ॥ "

" આ શ્રોતાની કયા શાસ્ત્રમા શ્રદ્ધા છે ? તેની પ્રકૃતિ કેવી છે ? તેના દેવ અને ગુરૂ કોણ છે ? આ પ્રમાણે પ્રથમ મનમા વિચાર કરીને પછી માપવાળુ ( અ પ ) અને સત્ય વચન બોલવુ, અ યથા મૌન રહેવુ જ યોગ્ય છે અથવા ક્યારે હુ આ વિધિવડે નિપુણ વચન વાળો નાથ થઇશ ? એમ વિચારવુ "

આ પ્રમાણે વિચારીને બોલવુ તથા જિનધર્મને અનુસરતુ વચન બોલવુ " જો કે બોલતા મુખે વસ્ત્ર અથવા હાથ રાખવાનો છે અને તે ઇર્યાસમિતિ કહેવાય છે તો પણ તે ભાષા સમિતિની ઉપકારકારક ( કારણ ) હોવાથી કારણને વિષે કાર્યનો [1]ઉપચાર કરીને ભાષાસમિતિજ જાણવી ૨

૩ તથા આહાર પાણીની ગવેષણાને વિષે જે સમિતિ એટલે શુભ ઉપયોગ રાખવો તે એષણા સમિતિ કહેવાય છે અહીં આહાર પાણીની ગવેષણા બેતાલીશ દોષો પ્રાપ્ત થાય છે, અને આહાર કર વાની મ ડળીમા પાચ દોષોનો પ્રસ ગ આવે છે તેનુ વિવેચન આ પ્રમાણે—ઉદ્દગમના સોળ દોષો છે, ઉત્પાદનાના સોળ દોષો છે અને એષણાના દશ દોષો છે તે સર્વ મળી બેતાલીશ દોષો થાય છે તે વિષે કહ્યુ છે કે—

" सोलस उग्गमदोसा, सोलस उप्पायणा य जे दोसा ।
दस एसणाए दोसा, बायालीस इइ हवंति ॥ "

" ઉદ્દગમના દોષો સોળ છે, ઉત્પાદનાના દોષો સોળ છે, તથા એષણાના દશ દોષો છે આ સર્વ મળીને બેતાળીશ દોષો છે "

તેમા ઉદ્દગમના સોળ દોષો આ પ્રમાણે છે

---

૧ ઇર્યાસમિતિ કારણ છે અને ભાષાસમિતિ કાર્ય છે

आहाकम्मुद्देसिय-पूईकम्मे य मीसजाए य ।
ठवणा पाहुडियाए, पाउयर कीय पामिच्चे ॥
परियट्टए अभिहड्, भिन्ने मालोहडे य अच्छिज्जे ।
अणसिट्ठ ज्झोयरए, सोलस पिंडुग्गमे दोसा ॥ ”

આ બે ગાથાનુ વિવેચન કરે છે-સાધુને માટે આહાર કે પાણી તૈયાર કરીને તેને તે આપવુ તે આધાકર્મિક દોષ કહેવાય છે ૧ સર્વ સાધુઓને અથવા સર્વ યાચકોને નિમિત્તે જે તૈયાર કરાય છે તે ઔદ્દેશિક દોષ કહેવાય છે ૨ ગૃહસ્થે પોતાને નિમિત્તે રાંધ્યુ હોય તેમાજ આધાકર્મિક દોષવાળો એક પણ દાણો અથવા દીવુ માત્ર પણ મેળવીને જે દેવાય તે પૂતિકર્મ કહેવાય છે ૩ ગૃહસ્થે પોતાને નિમિત્તે સાધુને નિમિત્તે અને પાખડીઓને નિમિત્તે મિશ્ર કરીનેજ જે રાંધ્યું હોય અને તેજ સાધુને જે અપાય તે મિશ્રજાત નામનો દોષ કહેવાય છે ૪ તૈયાર કરેલા ભોજનમાથી પ્રથમ સાધુને નિમિત્તે જુદુ સ્થાપન કરી રાખ્યુ હોય અને પછી તેમાથીજ જે અપાય તે સ્થાપના દોષ કહેવાય છે ૫ જેમ રાજા વિગેરે મોટા પુરૂષોને પ્રાભૃત (ભેટણુ) કરાય, તેમ ગૃહસ્થ સાધુની સન્મુખ આવીને તેને જો કે નિર્દોષ આહાર આપે, તોપણ તે પ્રાભૃત દોષ કહેવાય છે ૬ જે વસ્તુ ઓરડા વિગેરેમા અધારે પડી હોય તેને દીવા વિગેરેના પ્રકાશવડે પ્રગટ કરે, અથવા બહાર અજવાળે આણે અને પછી તે વસ્તુ આપે, તો તે પ્રાદુષ્કરણ નામનો દોષ છે ૭ જે વસ્તુ વેચાતી લઇને અપાય તે ક્રીત નામનો દોષ છે ૮ જે વસ્તુ ઉધારે ( ઉછીતી ) લઇને અપાય તે પ્રામિત્ય દોષ છે ૯ જે વસ્તુ પરાવર્તન એટલે અદલોબદલો કરીને અપાય તે પરિવર્તિત દોષ છે ૧૦ પરગામથી અથવા હાટ વિગેરેથી લાવીને અપાય તે અભ્યાહૃત દોષ કહેવાય છે ૧૧ જે વસ્તુ પેટી વિગેરેના બારણા ઉઘાડીને અથવા કુડલા વિગેરેના મોઢીંવા ઉઘાડીને અપાય તે ઉદ્ભિન્ન દોષ કહેવાય છે ૧૨ જે વસ્તુ અગાશી વિગેરેથી નીચે ઉતારીને અથવા ખાટલા વિગેરે ઉપર ચડી શીંકા વિગેરે ઉંચા સ્થાનથી નીચે ઉતારીને અપાય તે માલાપહૃતદોષ કહેવાય છે ૧૩ જે વસ્તુ નોકર વિગેરે પાસેથી બળાત્કારે ખુચવીને દેવાય તે આચ્છિદ્યદોષ કહેવાય છે ૧૪ ઘણા સ્વામીવાળી વસ્તુને

કોઈ એકજ સ્વામી આપે તો તે અનુત્કૃષ્ટ દોષ છે ૧૫ તથા જે છાશ વિગેરે વસ્તુ પોતાને માટે રાખેલી હોય, તે વસ્તુ બીજાને આપવા માટે જળ વિગેરે નાખી વધારીને અપાય તે અધ્યવપૂરક નામનો સોળમો દોષ છે ૧૬ આ સોળ ઉદ્દગમના દોષો ગૃહસ્થથી ઉત્પન્ન થાય છે તે સાધુએ વર્જવા યોગ્ય છે

હવે સોળ ઉત્પાદના દોષો વર્ણવે છે, તે વિષે કહ્યુ છે કે—

" धाई दूई निमित्ते, आजीवग वणीमगे तिगिच्छा य ।
कोहे माणे माया, लोभे य हवंति दस एए ॥
पुव्व पच्छा संथव, विज्जामंते य चुन्न जोगे य ।
उप्पायणा य दोसा, मोलसमे मूलकम्मे य ॥ "

આ દોષોનુ વિવેચન કરે છે—સાધુ આહાર માટે થઈને ગૃહસ્થોના બાળકોને ચપટી વિગેરે વગાડી રમાડે તે વખતે તેણે ધાત્રીનુ કામ કર્યું, તેથી તે ધાત્રીદોષ કહેવાય છે ૧ જ્યારે પોતાના ગામના અને પરગામના સમાચાર તથા સંદેશો કહીને આહાર ગ્રહણ કરે ત્યારે [1]દૌત્ય નામનો દોષ લાગે છે ૨ જ્યારે આહારને માટે નિમિત્તને કહે ત્યારે નિમિત્તદોષ લાગે છે ૩ જ્યારે આહારને માટે પોતાની જાતિ, કુળ વિગેરે પ્રગટ કરે ત્યારે આજીવિકા દોષ લાગે છે ૪ અમે મુનિઓ દાનને પાત્ર છીએ એમ કહી ભિક્ષા ગ્રહણ કરે ત્યાં વનીપક દોષ લાગે છે ૫ જ્યારે રોગાદિકની ચિકિત્સા (દવા) કરીને આહાર ગ્રહણ કરે, ત્યારે ચિકિત્સા પિંડ નામનો દોષ લાગે છે ૬ જ્યારે ઘેબરને વહોરનાર સાધુની જેમ ક્રોધ કરીને આહાર ગ્રહણ કરે ત્યારે ક્રોધપિંડ નામનો દોષ લાગે છે ૭ જ્યારે માન કરીને કૃપણના ઘરથી પણ આહાર ગ્રહણ કરે ત્યારે માનપિંડ દોષ લાગે છે ૮ જ્યારે આષાઢભૂતિની જેમ માયા કપટ કરીને આહાર ગ્રહણ કરે ત્યારે માયાપિંડદોષ લાગે છે ૯ જ્યારે સરસ આહાર ગ્રહણ કરવા માટે લોભથી વાર વાર તેજ ઘર આવે ત્યારે લોભપિંડદોષ લાગે છે ૧૦ જ્યારે દાતારની સ્તુતિ-પ્રશંસા કરીને આહાર ગ્રહણ

---

૧ દૂતપણુ

કરે ત્યારે સ સ્તવદોષ લાગે છે ૧૧ દેવતાના મ ત્રનો જાપ કરીને જ્યારે આહાર ગ્રહણ કરે ત્યારે મ ત્રપિ ડ દોષ લાગે છે ૧૨ જ્યારે વિદ્યાનુ આરાધન કરીને આહારાદિક ગ્રહણ કરે ત્યારે વિદ્યાપિ ડ દોષ લાગે છે ૧૩ સૌભાગ્ય કરનારા કોઈ ઔષધનો યોગ કરીને આહાર ગ્રહણ કરે ત્યારે યોગપિ ડદોષ લાગે છે ૧૪ સૌભાગ્ય કરનાર ચૂર્ણ શરીરે ચોળીને આહાર ગ્રહણ કરે ત્યારે ચુર્ણપિ ડદોષ લાગે છે ૧૫. કોઈ ઔષધના યોગે કરીને ગર્ભપાતાદિક કાર્ય કરે ત્યારે મૂળ કર્મદોષ લાગે છે ૧૬ આ સોળ ઉત્પાદના દોષો છે, તે સાધુથી ઉત્પન્ન થાય છે તે પણ વર્જવા યોગ્ય છે

હવે એષણાના દશ દોષો ગૃહસ્થ અને સાધુ બન્નેથી ઉત્પન્ન થાય છે તે આ પ્રમાણે—

" संकिय मक्खिय निक्खित्त, पिहिय साहरिय दायगुम्मीसे
अपरिणत लित्त छड्डिय, एसणदोसा दस हवंति ॥ "

આ ગાથામા કહેલા દશ દોષોનુ વિવેચન કરે છે—જે પિ ડને વિષે આધાકર્માદિક કોઈપણ દોષની શ કા ઉત્પન્ન થાય, તો તે શ કિત દોષ કહેવાય છે ૧ જ્યારે નિર્દોષ આહાર પણ સચિત્ત જળાદિકવડે મિશ્ર થાય ત્યારે મ્રક્ષિત દોષ લાગે છે ૨. જ્યારે પ્રાસુક આહાર પણ સચિત્ત વસ્તુવડે સ્પર્શ કરાયેલો હોય ત્યારે તે ગ્રહણ કરવામા નિક્ષિપ્ત દોષ લાગે છે ૩ જ્યારે પ્રાસુક આહાર પણ સચિત્ત વસ્તુવડે આચ્છાદન કરેલો ( ઢાંકેલો ) હોય ત્યારે તેને ગ્રહણ કરતા પિહિત દોષ લાગે છે ૪ જ્યારે મોટા વાસણમાથી આહારને નાના વાસણમા લઇને અપાય ત્યારે તે સાહૃત દોષ લાગે છે ૫ જે દાતાર જ્વરાદિક વ્યાધિથી પીડાએલ હોય, અથવા અવસ્થાદિકને લીધે તેનુ શરીર ક પતુ હોય અથવા દાન કરનારી સ્રી ખાડવુ, પીસવુ વિગેરે કામ કરતી હોય આવો પુરૂષ અથવા સ્રી જે દાન આપે તો દાયક દોષ કહેવાય છે ૬ જે આહારમા ( અધા ઢાચાપાકા ) શેકેલા ચણાદિકના પોખ ની જેમ સચિત્ત અને અચિત્ત બન્ને વસ્તુઓ મિશ્રિત થઇ હોય ત્યારે તે મિશ્ર દોષ

* ( જેને બરાબર શાસ્ત્ર નીતિ મુજબ અગ્નિ પ્રમુખ શસ્ત્રથી પરિણત ગણિત કરવામાં આવ્યું ન હાય—અર્ધું કાચુ પાકુ રહ્યુ—રાખ્યુ હોય તેવુ )

કહેવાય છે ૭ જ્યારે અપક્વ આહારાદિક ગ્રહણ કરાય ત્યારે અપરિણત દોષ લાગે છે ૮ જે વસ્તુ સાધુને અકલ્પ્ય હોય તે વસ્તુથી લીંપાયેલા હાથ વડે જો આહાર દેવાય તો તે લિપ્ત દોષ કહેવાય છે ૯ તથા ઘી વિગેરે વસ્તુ સ્રવતી (વેરાતી) હોય એવી રીતે દાન આપે તો તે છર્દિત દોષ કહેવાય છે ૧૦ આ દશ દોષો ગૃહસ્થ અને સાધુ બન્નેથી ઉત્પન્ન થાય છે અહીં સોળ ઉદ્ગમના દોષો, સોળ ઉત્પાદના દોષો અને દશ મિશ્ર દોષો એ સર્વે મળીને બેતાળીશ દોષો થાય છે

આ રીતે નિર્દોષ આહાર ગ્રહણ કર્યા છતા પણ ભોજન કરતી વખતે પાચ દોષો ઉત્પન્ન થાય છે, તે કહે છે—જ્યારે સ્વાદિષ્ટ વસ્તુઓને મિશ્ર કરીને ભોજન કરે ત્યારે સયોજના દોષ લાગે છે ૧ જ્યારે પોતાના આહારના પ્રમાણથી વધારે ભોજન કરાય ત્યારે અપ્રમાણ દોષ લાગે છે ૨ જ્યારે રાગવડે ભોજન કરાય ત્યારે ઈંગાલ દોષ લાગે છે ૩ જ્યારે ભોજનની વસ્તુ ઉપર અથવા તેના દાતાર ઉપર દ્વેષ કરીને ભોજન કરે ત્યારે તેને ધૂમ દોષ લાગે છે ૪ તથા જ્યારે ક્ષુધાદિકના કારણ વિના ભોજન કરે ત્યારે તેને અકારણ નામનો દોષ લાગે છે ૫ આ પાચ દોષો પૂર્વના બેતાળીશ સાથે ભેળવવાથી કુલ સુડતાળીશ દોષો થાય છે આ સર્વ દોષોમા જે સાવધાન રહેવુ તે એષણા સમિતિ કહેવાય છે ૩

૪ તથા ભાંડ એટલે પુસ્તક, વસ્ત્ર વિગેરે, માત્ર એટલે પાત્રો, તેમનુ આદાન એટલે ગ્રહણ કરવામા અને નિક્ષેપણ એટલે મૂકવામા જે સમિતિ એટલે સાવધાનપણુ તે આદાનભંડમત્તનિક્ષેપણ સમિતિ કહેવાય છે અહીં પ્રાકૃત ભાષા હોવાને લીધે *આદાન શબ્દ* પ્રથમ મૂકેલો છે ૪

૫ તથા ઉચ્ચાર એટલે પુરીષોત્સર્ગ (વડીનીતિ) પ્રસવણ એટલે મૂત્ર, (લઘુનીતિ) ખેલ એટલે થુકવુ અર્થાત્ કફનો મળ, જલ્લ એટલે શરીરનો મેલ અને સિઘાણ એટલે નાકનો મળ એ સર્વ પરિઠવવામા જે સમિતિ એટલે સાવધાનપણુ તે ઉચ્ચાર પાસવણ ખેલ જલ્લ સિઘાણ પરિઠાપનિકા સમિતિ કહેવાય છે ૫ આ પાચ સમિતિ કહી

ગુપ્તિ એટલે અશુભ પ્રવૃત્તિથી નિવૃત્તિ કરવી તે અશુભ માર્ગથી મનને વારવુ તે મનોગુપ્તિ કહેવાય છે ૧ એજ પ્રમાણે અસત્ માર્ગથી વાણીનુ નિવારણ કરવુ તે વચનગુપ્તિ કહેવાય છે ૨ તે જ પ્રમાણે અશુભ વ્યાપારથી કાયાની નિવૃત્તિ કરવી તે કાયગુપ્તિ કહેવાય છે ૩ અહીં અશુભ વ્યાપારથી વચનની નિવૃત્તિ કરવી તે વચનગુપ્તિ કહી છે અને પૂર્વે શુભ વ્યાપારમા જે વચનની પ્રવૃત્તિ કરવી તે ભાષા સમિતિ કહી છે આજ ભાષાસમિતિ અને વચન ગુપ્તિમા તફાવત છે

આ આઠ પ્રવચન માતાને મધ્યે જે પાચ સમિતિઓ કહી તેનો સાધુના કરણસત્ય નામના ગુણમા જ સમાવેશ થાય છે તથા શરીર, વસ્ત્ર અને પાત્રની પ્રતિલેખના પણ કરણસત્ય ગુણમા જ સમાય છે આ સોળમો ગુણ કહ્યો

૧૭ યોગસત્ય મનયોગ, અને વચનયોગ અને કાયયોગને વિષે જેને આત્માની સત્યતા હોય તે આત્મ (યોગ) સત્ય કહેવાય છે આ ગુણ સગ્રહનયના અભિપ્રાયે કહ્યો છે, વ્યવહારનયના અભિપ્રાયે આગળ કહેવામા આવશે અહીં પ્રવચન માતાના વિચારમા યોગ-સત્યપણુ હોવાથી તથા યોગોનો ક્રિયા સાથે સબધ હોવાથી કરણસત્ય નામના ગુણમા પણ આ ત્રણે ગુપ્તિઓ કહી છે, અને તેમનો સોળમા ગુણમા જ સમાવેશ થાય છે, પરતુ અહીં સામાન્ય ધર્મને આશ્રીને સતરમો યોગસત્ય ગુણ કહ્યો છે ૧૭

૧૮ ક્ષમા—ક્રોધ ઉત્પન્ન થવાનુ નિમિત્ત મળ્યા છતા પણ જે પોતાના સ્વરૂપમા જ રહેવુ—કાઇપણ વિકાર પામવો નહીં, તે ક્ષમા નામનો અઢારમો ગુણ છે

૧૯ વિરાગતા—સસારમા કર્મના વિપાકને આશ્રીને દુખની પ્રાપ્તિ થતી જોઇને સસારથી જે ઉદ્વેગ પામવો તે વિરાગતા નામનો ઓગણીશમો ગુણ છે

હવે અહીં ક્ષમા અને વિરાગતાના કારણરૂપ ત્રણ ગુણોને દેખાડે છે—

૨૦ મનસમાહરણતા—અશુભ ઉપયોગમા વર્તતી વખતે

નનપણે પરિણામ પામેલા પુદ્ગળો જેમા સમાહાર કરાય છે–સક્ષેપ કરાય છે તે મનસમાહરણતા કહેવાય છે આનો સગ્રહ નયને અભિપ્રાયે કરીને યોગસત્ય ગુણમા સમાવેશ થાય છે, તો પણ વ્યવહાર નયના અભિપ્રાયથી આ ( મનસમાહરણતા ) જૂદી બતાવી છે વળી સ્વરૂપનુ ચિતવન કરવાથી આ વીશમો ગુણ છે આને જ જ્યારે ક્રિયા રૂપ કહીયે ત્યારે તેનો મનોગુપ્તિ રૂપે કરણસત્યમા સમાવેશ થાય છે

૨૧ એ જ પ્રમાણે વચનસમાહરણતા—વાધ્યાય, ચૈત્યવદન, ગુરૂવદન અને પ્રશ્નોત્તર કરવા એ વિગેરે કાર્ય વિના વાણીના વ્યાપારને કરવો નહીં, તે વચનસમાહરણતા નામનો એકવીશમો ગુણ છે આ ગુણ પણ સ્વરૂપે કરીને આત્માને વિષે રહેલો હોવાથી જૂદો કહ્યો છે આને જ જ્યારે ક્રિયારૂપ કહીયે ત્યારે વાગ્ગુપ્તિ નામનો આ ગુણ થાય છે, તેથી તે કરણસત્ય ગુણમા સભવે છે અને સગ્રહનયના અભિપ્રાયથી તો યોગસત્યમા સભવે છે

૨૨ એ જ પ્રમાણે કાયસમાહરણતા—સલીનતા તપમા અને સલેખનામા આ બાવીશમો ગુણ ઉપયોગમા આવે છે આ પણ પ્રથમની જેમ કાયગુપ્તિ રૂપ જાણવો

૨૩ જ્ઞાનસપન્નતા—મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવળ એ પાચ જ્ઞાને કરીને જે યુક્ત હોય તે જ્ઞાનસપન્ન કહેવાય છે, તેનો જે ભાવ તે જ્ઞાનસપન્નતા કહેવાય છે એટલે કે જ્ઞાનસપન્નપણુ જેમ જેમ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે, તેમ તેમ જ્ઞાનની સપદા જે પ્રગટ થાય છે, તે ક્ષાયોપશમિકી સપદા છે અને જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી જે જ્ઞાન સપદા પ્રગટ થાય છે, તે કેવળજ્ઞાન રૂપ ક્ષાયિકી જ્ઞાન સપદા કહેવાય છે આ બે પ્રકારે જ્ઞાનસપન્નતા કહેવાય છે, તે ત્રેવીશમો ગુણ છે

૨૪ એજ પ્રમાણે દર્શનસપન્નતા ગુણ કહેવો જો કે મિથ્યા દર્શન, સમકિત દર્શન અને મિશ્રદર્શન એ ત્રણ પ્રકારે દર્શન કહેવાય છે, તો પણ અહીં યોગસત્ય ગુણને અનુસરતુ સમકિત દર્શનજ ગ્રહણ કરવુ અને તે યુક્તિ સહિત તત્ત્વને વિષે શ્રદ્ધા કરવા રૂપ

છે તે દર્શને કરીને જે યુક્તપણુ તે દર્શનસપન્નતા નામનો ચોવીશમો ગુણ છે

૨૫ ચારિત્ર સપન્નતા—જેમા જ્ઞાન અને દર્શનની સ્થિરતા થાય તે ચારિત્ર કહેવાય છે આજ આત્માનુ ચરિત્ર છે ચરિત્ર અને ચારિત્ર એ એકજ છે આત્માની સમૃદ્ધિ પ્રગટ કરવી તે ચારિત્ર કહેવાય છે અન્ય પુદ્ગળોના સબધે કરીને જે આત્માનુ સ્વરૂપ આચ્છાદન થયુ છે, તે આ ચારિત્રને વિષે પ્રગટ થાય છે આ ચારિત્રના પાચ ભેદ છે —સામાયિક ૧, છેદોપસ્થાપનીય ૨ પરિહાર વિશુદ્ધિક ૩, સૂક્ષ્મ સપરાય ૪ અને યથાખ્યાત ૫. જેમા જ્ઞાન, દર્શન અને ચારિત્રનો લાભ થાય તે સામાયિક કહેવાય છે તેમા પણ જે થોડા કાળનુ (બે ઘડીનુ) હોય છે તે ઈત્વર સામાયિક છે, અને જે જીવન પર્યંત ગ્રહણ કરાય છે તે યાવત્કથિક સામાયિક કહેવાય છે આ યાવત્કથિક જ સાધુને આચરવા યોગ્ય છે ૧ બીજુ છેદોપસ્થાપનીય ચારિત્ર પહેલા અને ચોવીશમા તીર્થંકરના તીર્થમા અવશ્ય આદરવા યોગ્ય છે આ પ્રથમ ગ્રહણ કરેલા ચારિત્રને વિશેષે કરીને ઉજ્વળ કરે છે, માટે તેનુ નામ છેદોપસ્થાપનીય કહેવાય છે, અથવા મૂલ ગુણનો ભગ થાય ત્યારે જે ફરીને મહાવ્રતનો આરોપ કરવો તે છેદોપસ્થાપનીય કહેવાય છે આ અર્થ લઈયે ત્યારે આ સવ તીર્થંકરોના તીર્થમા પ્રાપ્ત થાય છે આમા પૂર્વના પર્યાયનો છેદ—નાશ કરવામા આવે છે અને ઉત્તર (હવે પછીના) પર્યાયની સ્થાપના (આરોપ) કરવામા આવે છે તેથી તેનુ નામ છેદોપસ્થાપનીય કહેવાય છે ૨ ત્રીજુ પરિહાર વિશુદ્ધિ નામનુ ચારિત્ર પહેલા અને છેલ્લા તીર્થંકર વિદ્યમાન હોય ત્યારેજ વર્તે છે ગચ્છમાથી નીકળેલા નવ (૯) મુનિઓ કષાયને અલ્પ—પાતળા કરવા માટે અમુક તપ કરે છે તે પરિહાર વિશુદ્ધ કહેવાય છે, તે તપ વર્તમાન કાળે છે નહીં ૩ જેમા લોભ કષાયને સૂક્ષ્મ કરવામા આવે છે તે સૂક્ષ્મસપરાય કહેવાય છે આ સૂક્ષ્મસપરાય ઉપસમશ્રેણિમા અથવા ક્ષપકશ્રેણિમા *દશમે

* (બીજા બધા કષાયો ઉપરાંત લોભનેપણ જ્યાં સૂક્ષ્મ કરીને કરી (દળી) નાંખવામાં આવે તે ગુણસ્થાનક દશમે થઈ શકે છે) તે પહેલા થઈ શકે નહી પછી અગીયારમે ગુણસ્થાનકે ઉપશાત મોહ અને બારમે ક્ષીણ મોહ થતા તેરમે સયોગી કેવળી અવસ્થા હોય છે (સશોધક)

ગુણસ્થાનકે પમાય છે, પણ હાલ વર્તમાનકાળે પમાતુ નથી ૬ જેમ મોહનો ઉપશમ કે ક્ષય થવાથી આત્મસ્વરૂપ પ્રગટ થાય છે તે યથા-ખ્યાત ચારિત્ર કહેવાય છે ૫. આ પાચ ચારિત્રોનુ જે સમ્યક્ પ્રકારે આરાધવાપણુ તે ચારિત્ર સમારાધનતા-ચારિત્ર સપન્નતા નામનો પચીશમો ગુણ છે ૨૫

૨૬ વેદનાધ્યાસનતા—વેદનાનુ અધ્યાસન એટલે જે સહન [illegible] વાપણુ તે વેદનાધ્યાસનતા કહેવાય છે વેદના ઉપસર્ગ [illegible] છે તે ઉપસર્ગો બાવીશ છે તેનુ જે સહન કરવુ તે પરીસહ [illegible] છે તે પરીસહો જોકે બાવીશ છે તોપણુ તેમાથી એક વધ પરીસહને છોડીને બીજા પરીસહોની વેદનાજ સહન કરવાની છે તેથી આ [illegible] શમા ગુણમાવેદ નાધ્યાસનતા નામજ આપ્યુ છે અને વધ પરીસહ સતાવીશમા ગુણમા કહેશે તેથી અહી વેદનાવાળા એકવીશ [illegible] હોજ ગણવાના છે તે પરીસહો આ પ્રમાણે-ક્ષુધા પરીસહ-[illegible] વેદના સહન કરવી તે ૧, પીપાસા પરીસહ-તૃષાની વેદના સહન કરવી તે ૨, શીત પરીસહ-શીતની વેદના સહન [illegible] ઉષ્ણ પરીસહ-ઉષ્ણ (તાપ) ની વેદના સહન [illegible] દશ પરીસહ-ડાસ, મચ્છર વિગેરેની કરવી વેદના સહન [illegible] તે ૫, અચેલ પરીસહ-વસ્ત્રની ગ્લાનિ (જીર્ણતા) [illegible] લીધે મનમા જે વેદના થાય તેને સહન [illegible] કહેવાથી મુનિને સર્વથા વસ્ત્રનો અભાવ [illegible] નહી કારણકે ચોથી ગતિમા આઠ શબ્દ [illegible] કર્યુ છે ૬, અરતિ પરીસહ-પોતાના સમુદ્ધ [illegible] થતા જોઈ મનમા જે અરતિની વેદના થાય તેને [illegible] સ્ત્રી પરીસહ-સ્ત્રીના હાવ ભાવ જોવાથી [illegible] મનમા જે વેદના થાય તેને સહન કરવી તે [illegible]

" पुप्फफलाण च रस, सुराए [illegible]
जाणता जे विरया, ते दुक्करकारए [illegible] "

" જેઓ પુષ્પના, ફળના, મદીરાના, [illegible] અને [illegible] ને-સ્વાદને જાણતા છતા તેમનાથી [illegible] દુષ્કર કાર્યને કરનારા [illegible] "

ચર્યાપરીસહ—ચર્યાથી એટલે વિહાર કરવાથી ઉત્પન્ન થયેલી જે વેદના તેને સહન કરવી તે આ ઉપરથી એમ જણાય છે કે સાધુને વાયુની જેમ અપ્રતિબદ્ધ વિહાર કરવાનો છે ૯ નૈષેધિકી પરીસહ-જે વસતિમા હાલવા ચાલવાની ચેષ્ટાને નિષેધ કરાય તે નૈષેધિકી કહેવાય છે અર્થાત્ એ નિવાસનુ નામ નૈષેધિકી કહેવાય છે તે પર્વતની ગુફા, વૃક્ષનુ મૂળ, સ્મશાન અને શૂન્ય ઘર એ વિગેરે કહેવાય છે તેમા સિહ, વાઘ, સર્પ, વ્યતર, વેતાલ વિગેરેના કરેલા ઉપસર્ગોની વેદના સહન કરવી ૧૦ શય્યા પરીસહ-ઉંચી નીચી ભૂમિપર શયન કરવાથી તે સબધી જે વેદના થાય તેને સહન કરવી તે ૧૧ આક્રોશ પરીસહ-આ મુંડો છે, ધૂર્ત છે, અપશકુન છે, ઇત્યાદિક મિથ્યાત્વિઓના વચનની વેદના સહન કરવી તે કારણ કે "दु महाग्रामकंटका" "ગામના કટકો સહન કરવા મુશ્કેલ છે" એવું વચન છે, માટે આ ઉપસર્ગ સહન કરવો મુશ્કેલ-દુ શકય કહ્યો છે ૧૨ યાચા પરીસહ-અર્થદા દાન કરનારા રાજા અને ધનાઢયોએ સાધુવ્રત ગ્રહણ કર્યુ હોય, તેમને યાચના કરવી અતિ દુષ્કર છે કહ્યું છે કે—

"खिज्जइ मुहलायण्ण, वाया घोलेइ कठमज्झम्मि ।
कहकह करेइ हियय, देहीति पर भणतस्स ॥"

"તુ મને આપ એમ બીજાની પાસે યાચના કરતા મનુષ્યના મુખનુ લાવણ્યપણુ (મુખની શોભા) કરમાઇ જાય છે, વાણી કંઠને મધ્યે ઘોળાય છે, અને હૃદય ધડકે છે"

"गति भ्रशो मुखे दैन्य, गात्रस्वेदो विवर्णता ।
मरणे यानि चिह्नानि, तानि चिह्नानि याचने ॥"

"ગતિની સ્ખલના, મુખ ઉપર દીનતા, શરીર પર પરસેવો અને કાંતિ રહિતપણુ આટલા ચિન્હો જે મરણ વખતે થાય છે, તેજ ચિન્હો યાચકને યાચના કરતી વખતે થાય છે"

ઉક્ત વચનથી યાચના વેદના ઉપજે છે, તેને સહન કરવી તે યાચા પરીસહ કહેવાય છ ૧૩ અલાભ પરીસહ-આહાર પાણી વિગેરેનો અલાભ થાય તો તપની વૃદ્ધિ અને લાભ થાય તો દેહનો નિર્વાહ થશે એમ વિચારીને સમાધિવડે રક્ષણ કરવુ અને

મનની વેદના થાય તેની ઉપેક્ષા કરવી તે અલાભ પરીસહ કહેવાય છે ૧૪ રોગપરીસહ–સનત્કુમાર રાજર્ષિની જેમ રોગની પીડા સહન કરવી તે. ૧૫ તૃણસ્પર્શ પરીસહ–વિહાર કરતાં અથવા સંથારામાં દર્ભાદિકનો તીક્ષ્ણ અગ્રભાગ અડવાથી વેદના ઉત્પન્ન થાય તે સહન કરવી, તથા ઉપલક્ષણથી બીજી બોરડી, બાવળ વિગેરે વૃક્ષના કાંટા વાગવાથી વેદના થાય તે સહન કરવી ૧૬ મલ પરીસહ–જીંદગી પર્યંત સ્નાનનો અભાવ હોવાથી મેલ તથા પરસેવાને લીધે જે પીડા થાય તે સહન કરવી. ૧૭ આ સતર પ્રતિકૂળ ઉપસર્ગો છે, તેઓથી થતી અશાતાવેદનીને સહન કરવી સત્કાર પરીસહ–સાધુ ભક્તજનોવડે સ્તુતિ કરાય અથવા પૂજાય તો પણ તેણે હર્ષ કે ગર્વ કરવો નહીં આ ઉપસર્ગ અનુકૂળ હોવાથી શાતાવેદની થાય તેને સહન કરવી એ સત્કાર પરીસહ કહેવાય છે ૧૮ પ્રજ્ઞાપરીસહ–અધિક બુદ્ધિને લીધે વિદ્યાનો મદ ઉત્પન્ન થાય, તે પણ અનુકૂળ હોવાથી શાતાવેદની છે, તેને સહન કરવી ૧૯ અજ્ઞાનપરીસહ–જ્ઞાનાવરણીય કર્મના ઉદય વડે કરીને અજ્ઞાનની પ્રાપ્તિ થયા છતા પણ માષતુષમુનિની જેમ આત્માને વિષે જે અશાતા વેદની થાય તેને સહન કરવી

## માષતુષની કથા

કોઈ એક નવા દીક્ષિત સાધુને આચાર્ય મહારાજ સાધુનો આચાર શીખવવા લાગ્યા પરંતુ તેના કર્મના ઉદયથી તે સૂત્રના એક અક્ષરને પણ ગ્રહણ કરી શક્યો નહીં, ત્યારે ગુરૂએ ખેદ પામીને સર્વ સિદ્ધાંતના સારભૂત "મા રૂષ મા તુષ" એ છ અક્ષરો મહા કષ્ટે કરીને તેને શીખવ્યા તેનો અર્થ તેણે સારી રીતે ધારી રાખ્યો પરંતુ તે છ અક્ષરવાળું વાક્ય બરાબર દઢ કરવા માટે વારવાર ગોખવા લાગ્યો. તેમાં જિહ્વાના પરાવર્તનવડે કરીને બે અક્ષર પડતા મૂકી માષતુષ એ ચાર અક્ષરને ગોખવા લાગ્યો તેવી ઘોષણા કરવાથી તે લોકમાં માષતુષના નામથી પ્રસિદ્ધ થયો ત્યારપછી તેના અર્થનું બરાબર જ્ઞાન હોવાથી તે અજ્ઞાનનો પરીસહ સહન કરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયો આ અજ્ઞાન પરીસહ કહેવાય છે ૨૦

સમ્યકત્વ પરીસહ—તાપસાદિક મિથ્યાત્વીઓની લબ્ધિઓ

જેવી કે કોઈને શાપ દેવો, કોઈના પર અનુગ્રહ (કૃપાપ્રસાદ) કરવો એ વિગેરે જોઈ પોતાના સમકિતથી ડગવું નહીં તે ૨૧ આ પ્રતિકૂળ અને અનુકૂળ ઉપસર્ગોથી ઉત્પન્ન થતી અસાતા અને સાતા વેદનીને સહન કરવી તે છવીશમો ગુણ થયો. ૨૬

૨૭ મારણાતિક અધ્યાસનતા—જે ઉપસર્ગને છેડે મરણ જ થાય તે મરણાંતિક ઉપસર્ગ કહેવાય છે તેને જે સહન કરવાપણું તે મારણાંતિક અધ્યાસનતા કહેવાય છે આ સત્તાવીશમો ગુણ છે ૨૭

આ પરીસહો ઉપર શ્રી ઉત્તરાધ્યયનાદિક આગમને વિષે ઘણા દષ્ટાંતો કહેલા છે તે સ્વયમેવ યથાયોગ્ય રીતે જાણી લેવા ગ્રંથ મોટો થઈ જવાના ભયથી અહીં લખ્યા નથી આ સતાવીશ સાધુના ગુણો સૂત્રમા કહેલા છે, હવે પ્રકરણને વિષે પણ સાધુના સતાવીશ ગુણો કહ્યા છે તે આ પ્રમાણે છે –

" छव्वय छकायरक्खा, पचिंदियलोहनिग्गहो खंती ।
भावविसोही पडिले-हणाय करणे विसुद्धी य ॥
संजमजोयजुत्ती, अकुसलमणवयणकायसंरोहो ।
सीयाइपीडसहणं, मरणं उवसग्गं सहणं च ॥ "

વ્યાખ્યા—છ વ્રત એટલે પૂર્વે કહેલા પ્રાણાતિપાત વિરમણથી લઈને રાત્રિભોજન વિરમણ પર્યંત ૬, પૃથ્વી, અપ્, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ કાયની જે રક્ષા તે ષટ્કાય રક્ષા સર્વ મળી ૧૨ થયા પાચ ઇંદ્રિયો તથા લોભનો નિગ્રહ એટલે નિયમમા રાખવા આ પણ છ ગુણો હોવાથી સર્વ મળીને ૧૮ થયા ક્ષાંતિ–ક્ષમા ૧૯, ભાવવિશુદ્ધિ–આત્માની નિર્મળતા પરના સંગનો ત્યાગ કરવાથી ભાવની વિશુદ્ધિ થાય છે ૨૦ પ્રતિલેખનાદિક ક્રિયાને વિષે વિશુદ્ધિ–પ્રતિલેખના એટલે વસ્ત્ર પાત્રાદિકની પ્રમાર્જના, ચૈત્ય વંદન, અને ગુરુવંદન એ ક્રિયાઓ શુદ્ધ રીતે કરવી તથા તેના વિધિનું ઉલ્લંઘન ન કરવું ૨૧ સંયમયોગને વિષે યુક્તિ–ચારિત્રના અનુષ્ઠાનને વિષે સમિતિનું પાલન કરવાથી સહાય કરવું તે ૨૨ અકુશળ મન, વચન અને કાયાનો સંરોધ–અકુશળ એટલે દુષ્ટરીતે પ્રવર્તતા મન, વચન અને કાયાને રૂંધવા અર્થાત્ ત્રણ ગુપ્તિ પાળવી તે ૨૫ શીતાદિક પીડાને સહન કરવી એટલે દુઃસહ પરીસહોને

છતવા તે ૨૬ તથા મરણાન્ત ઉપસર્ગને સહન કરવો ૨૭ આ સાધુના સત્તાવીશ ગુણો પ્રકરણમા કહેલા છે, તેમનો પણ આગમમા કહેલા ગુણોમા જ સમાવેશ થાય છે આ ગુણોવાળા સાધુઓ જેવા પ્રકારના હોય છે તે ઔપપાતિક નામના ઉપાગમાથી લખીયે છીયે -

શ્રી મહાવીર સ્વામીના સમાચાર લાવનાર કૂણિક રાજાનો સેવક ચપા નગરીમા ભગવાન સમવસર્યા છે, એવા ખબર આપતા ભગવાનના સાધુઓનુ આ પ્રમાણે વર્ણન કરવા લાગ્યો -તે કાળે તે સમયે શ્રમણ ભગવાનના ઘણા શિષ્યો નિગ્ર થો છે, તેમા કેટલાએક મતિજ્ઞાનવાળા છે, કેટલાએક શ્રુતજ્ઞાનવાળા છે, કેટલાએક અવધિ જ્ઞાનવાળા છે, કેટલાએક મન પર્યાયજ્ઞાનવાળા છે, કેટલાએક કેવળ જ્ઞાનવાળા છે, કેટલાએક મનબળવાળા-મનને જીતી શકે તેવા બળવાળા અર્થાત્ પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનારા છે, કેટલાએક વચન બળવાળા છે, કેટલાએક ક્ષુધાદિક પરીસહોને વિષે પણ કાયાનુ મ્લાનપણુ ન થાય એવા કાયબળવાળા છે, કેટલાએક મનવડે કરીનેજ બીજાને શાપ આપવામા અથવા તેનો અનુગ્રહ કરવામા સમર્થ છે, કેટલાએક ખેલોષધિની લબ્ધિને પામેલા છે, કેટલાએક જલ્લોષધિની લબ્ધિને પામેલા છે, કેટલાએક વિપ્રોષધિ લબ્ધિને પામેલા છે, કેટલાએક આમોષધિ લબ્ધિને પામેલા છે, કેટલાએક સર્વોષધિની લબ્ધિને પામેલા છે તેમા ખેલ એટલે મુખમાથી નીકળતો કફ, જલ્લ એટલે શરીર ઉપરનો મેલ વિપ્રમાથી વિ એટલે વિષ્ટા, પ્ર એટલે પ્રસ્ત્રવણ-મૂત્ર, આ બે શબ્દનો પહેલો પહેલો અક્ષર લઈને વિપ્ર શબ્દ બનાવ્યો છે, આમ એટલે અપક્વ મળ, સર્વ એટલે આ પૂર્વે કહેલા સર્વ, તેજ ઔષધિ રૂપે થઇ જાય તેની લબ્ધિને પામેલા છે કેટલાએક કોષ્ઠબુદ્ધિવાળા-સૂત્રાર્થ રૂપી ધાન્યનો સગ્રહ કરવામા જેની બુદ્ધિ કોઠારના જેવી હોય તે, કેટલાએક બીજ બુદ્ધિવાળા એટલે સૂત્રાર્થ રૂપી ધાન્યના સમૂહને ઉત્પન્ન કરવા માટે બીજના જેવી જેની બુદ્ધિ હોય તે, કેટલાએક પટબુદ્ધિવાળા એટલે વસ્ત્રની જેમ બુદ્ધિનો વિસ્તાર કરીને સૂત્રાર્થને ગ્રહણ કરવાની જેની શક્તિ હોય તે, કેટલાએક પદાનુસારી લબ્ધિવાળા એટલે એકજ પદનુ ( શબ્દનુ ) શ્રવણ કરવાથી તેને અનુસારે સેકડો પદોને

જાણી શકે તેવી લબ્ધિવાળા છે, કેટલાએક સંભિન્ન શ્રોતો લબ્ધિવાળા એટલે એકજ સમયે જૂદા જૂદા શબ્દો સાભળી શકે અથવા એકજ ઇંદ્રિયથી પાચ ઇંદ્રિયોના વિષયોને ગ્રહણ કરી શકે એવી લબ્ધિવાળા છે, કેટલાએક ક્ષીરાશ્રવ લબ્ધિવાળા એટલે દૂધની જેમ મધુરપણાએ કરીને શ્રોતાઓના મન અને કાનને સુખ ઉપજાવે તેવા વચન સ્રવવાની (બોલવાની) લબ્ધિ (શક્તિ) વાળા છે, કેટલાએક મધ્વાશ્રવ લબ્ધિ વાળા એટલે મધની જેવા મધુર શબ્દ સ્રવવાની શક્તિવાળા છે, કેટલાએક સર્પિરાશ્રવ લબ્ધિવાળા એટલે ઘીની જેવા સ્નેહવાળા શબ્દ સ્રવવાની શક્તિવાળા છે, કેટલાએક અક્ષીણ મહાનસ લબ્ધિવાળા એટલે એક પાત્રમા આહાર આણીને પછી (ગમે તેટલા સાધુઓને) તેમાથી આપતા છતા પણ તે આહાર ખૂટેજ નહીં એવી શક્તિવાળા છે, કેટલાએક ઋજુમતિવાળા અને કેટલાએક વિપુલમતિવાળા એટલે કે આ બેપ્રકારના મન પર્યવ જ્ઞાનને ધારણ કરનારા છે, કેટલાએક વૈક્રિય લબ્ધિને પામેલા છે, કેટલાએક જંઘાચારણો, કેટલાએક વિદ્યાચારણો, કેટલાએક રશ્મિચારણો, કેટલાએક જળચારણો, કેટલાએક તૂતાચારણો, કેટલાએક પત્રચારણો, કેટલાએક પુષ્પચારણો અને કેટલાએક ફળચારણો છે આ સર્વે ચારણ લબ્ધિવાળા કહેવાય છે તેનો વિસ્તરાર્થ અન્ય ગ્રથમાથી જાણી [1] લેવો કેટલાએક વિદ્યાધરો એટલે પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓને ધારણ કરનારા છે, કેટલાએક આકાશગતિની લબ્ધિવાળા છે, કેટલાએક કનકાવળી નામના તપને આચરે છે તે તપનો વિધિ આ પ્રમાણે છે —

પ્રથમ ઉપવાસ કરવો, પછી બીજે દિવસે પારણુ કરવુ, પછી

---

૧ જંઘાચારણ લબ્ધિવાળા વિગેરેનો સક્ષિપ્ત અર્થ આ પ્રમાણે જાણવો — જંઘાચારણ એટલે જંઘાથી ચાલવાની શક્તિવાળા તે ઉંચે ગતિ કરે તો એકજ પગલે મેરુ પર્વતના શીખર ઉપર પહોચે છે અને તીરછી ગતિ કરે તો એકજ પગલે નદીશ્વરદ્વીપે પહોચે છે એજ રીતે વિદ્યાચારણ જાણવા રશ્મિચારણ એટલે સૂર્યના કિરણોનેજ માત્ર આધાર લઇને ચાલે તે, જળચારણ એટલે સ્થળની જેમ જળ ઉપર પાણુ ચાલે તે તૂતાચારણ એટલે કરોળીયાની જાળના તતુને આધારે ચાલે તે પત્રચારણ એટલે વૃક્ષના પાંદડાનો આધાર લઇને ચાલે તે એવીજ રીતે પુષ્પના આધારથી ચાલે તે પુષ્પચારણ અને ફળના આધારથી ચાલે તે ફળચારણ

છઠ્ઠ કરીને પારણુ કરવુ પછી અઠ્ઠમ કરીને પારણુ કરવુ, ત્યારપછી પારણાના આંતરાવાળા આઠ [૧] અઠ્ઠમ કરવા આઠ અઠ્ઠમને અંતે પારણુ કરીને પછી એક ઉપવાસ કરી પારણુ કરવુ, પછી છઠ્ઠ કરીને પારણુ, પછી અઠ્ઠમ કરીને પારણુ, પછી ચાર ઉપવાસ કરીને પારણુ, પછી પાચ ઉપવાસ કરીને પારણુ, એ પ્રમાણે એક એક ઉપવાસ વધારતા છેવટ સોળ ઉપવાસ કરીને પારણુ કરવુ ત્યાર પછી પારણાના આંતરાવાળા ચોત્રીશ અઠ્ઠમ કરવા છેવટે પારણુ કરીને સોળ ઉપવાસ કરી પારણુ કરવુ, પછી પદર ઉપવાસ કરી પારણુ, એમ એક એક ઉપવાસ ઉતરતા છેવટ એક ઉપવાસ કરીને પારણુ કરવુ, ત્યારપછી પારણાના આંતરાવાળા આઠ અઠ્ઠમ કરવા, છેવટે પારણુ કરવુ, પછી એક અઠ્ઠમ કરી પારણુ, પછી એક છઠ્ઠ કરી પારણુ, અને પછી એક ઉપવાસ કરી પારણુ કરવુ આ રીતે આ તપમા ચારસોને ચોત્રીશ દિવસો તપના અને અઠ્ઠાશી દિવસો પારણાના મળી કુલ પાચસોને બાવીશ દિવસો થાય છે તેમના માસ કરીયે ત્યારે સત્તર માસ અને બાર દિવસ થાય છે આ એક લતા (સેર) થઇ, એવી ચાર લતા કરવી એટલે કે આજ રીતે ચાર વાર તપ કરવો વિશેષ એ જાણવુ કે પહેલી લતા કરતી વખતે સર્વકામ ગુણિત પારણું કરવુ એટલે કે સર્વ પ્રકારનુ ભોજન (એકવાર) કરવુ, બીજી લતામા નીવીના પારણા કરવા, ત્રીજી લતામા પારણે આંબેલ કરવા અને ચોથી લતામા ઉજ્ઝિત (ગૃહસ્થોને ત્યાગ કરવા લાયક) આહાર વડે પારણા કરવા આ આખા તપમા કુલ પાચ વર્ષ નવ માસ અને અઢાર દિવસો થાય છે આ તપ કરનારા કેટલાક મુનિઓ છે

કેટલાક મુનિઓ એકાવલિ તપ કરે છે તેનો વિધિ આ પ્રમાણે કનકાવલી તપનીજ જેમ આ તપનો આરંભ થાય છે પરંતુ વિશેષ એટલો કે પ્રથમ ઉપવાસ, છઠ્ઠ અને અઠ્ઠમ કર્યા પછી જે આઠ અઠ્ઠમ કહેવામા આવ્યા હતા તેને બદલે

---

૧ આચાર દિનકરમા અહીં આઠ છઠ્ઠ કરવાનુ કહ્યું છે, ત્યારપછી આગળ ચોત્રીશ અઠ્ઠમ કહ્યા છે તથા ત્યારપછી આઠ અઠ્ઠમ કહ્યા છે તે મદન આચાર દિનકરમા ચોત્રીશ છઠ્ઠ અને આઠ છઠ્ઠ કરવાના કહ્યા છે તેથી તપના દિવસોની સંખ્યામા પણ તફાવત છે

અહીં પારણાના આંતરાવાળા આઠ ઉપવાસજ કરવા, ત્યાર પછી એક એક ઉપવાસની વૃદ્ધિ કરતા સોળ ઉપવાસ સુધી જવુ, ત્યાર પછી ત્યા ચોત્રીશ અઠ્ઠમ કરવાના કહ્યા હતા તેને બદલે અહીં ચોત્રીશ ચોથભક્ત-ઉપવાસ કરવા ત્યાર પછી સોળ ઉપવાસ, પંદર ઉપવાસ એમ એક એક ઉપવાસ ઉતરતા છેવટ એક ઉપવાસ સુધી આવવુ ત્યાર પછી આઠ અઠ્ઠમને બદલે અહીં આઠ ઉપવાસ પારણાના આંતરાવાળા કરવા ત્યાર પછી એક અઠ્ઠમ પછી એક છઠ્ઠ અને છેવટ એક ઉપવાસ કરવો આ તપમા ત્રણસોને ચોત્રીશ દિવસો તપના અને અઠ્ઠાશી દિવસો પારણાના થાય છે આ તપની એક લતામા થાય છે એ રીતે ચાર લતા ઉપર પ્રમાણે જાણવી

કેટલાક મુનિઓ લઘુ સિંહનિક્રીડિત નામનો તપ કરે છે તેનો વિધિ આ પ્રમાણે-આ તપમા એક ઉપવાસથી આરભીને એક એક ઉપવાસની વૃદ્ધિ કરતા છેવટ નવ ઉપવાસ સુધી જવુ પરંતુ સિંહના અવલોકનની જેમ પાછળ (પહેલા) કરેલા તપને પણ આગળ આગળ કરતા જવુ જેમકે પ્રથમ એક ઉપવાસ કરી પારણુ કરવુ, પછી બે ઉપવાસ કરી પારણુ કર્યા પછી પ્રથમ કરેલો એક ઉપવાસ કરી પારણુ કરવુ, પછી ત્રણ ઉપવાસ કરી પારણુ કર્યા પછી પૂર્વે કરેલા બે ઉપવાસ કરી પારણુ કરવુ પછી ચાર ઉપવાસ કરી પારણુ કર્યા બાદ પૂર્વે કરેલા ત્રણ ઉપવાસ કરી પારણુ કરવુ પછી પાચ ઉપવાસ કરી પારણુ કર્યા બાદ પૂર્વે કરેલા ચાર ઉપવાસ કરી પારણુ કરવુ આ પ્રમાણે એક તપ વધતો અને એક તપ મૂકેલો એ પ્રમાણે નવ ઉપવાસ સુધી વધતા જવુ ત્યાર પછી તેજ પ્રમાણે ઉતરતા જવુ તેમા પ્રથમ નવ ઉપવાસ કરી પારણુ કરવુ, પછી આઠ ઉપવાસને ઓળગી (પડતા મૂકી-નહીં કરી) સાત ઉપવાસ કરી પારણુ કરવુ, ત્યાર પછી આઠ ઉપવાસ કરી પારણુ કરવુ ત્યાર પછી સાત ઉપવાસને ઓળગી છ ઉપવાસ કરી પારણુ કરવુ અને ત્યાર પછી સાત ઉપવાસ કરી પારણુ કરવુ આ રીતે એક ઉપવાસ સુધી ઉતરવુ આ તપમા એકસોને ચોપન

૧૫૪ દિવસો તપના અને તેત્રીશ ૩૩ દિવસો પારણાના થાય છે સર્વ મળીને છ માસ અને સાત દિવસે આ તપ પૂર્ણ થાય છે આ તપનો યત્ર જોવાથી તે બરાબર સમજાશે તે યત્ર નીચે પ્રમાણે —

| ઉતરતા | |
|---|---|
| ઉ૦ દિ૦ | પા૦ દિ૦ |
| ૯ — | ૧ |
| ૭ — | ૧ |
| ૮ — | ૧ |
| ૬ — | ૧ |
| ૭ — | ૧ |
| ૫ — | ૧ |
| ૬ — | ૧ |
| ૪ — | ૧ |
| ૫ — | ૧ |
| ૩ — | ૧ |
| ૪ — | ૧ |
| ૨ — | ૧ |
| [illegible] — | ૧ |
| ૧ — | ૧ |
| ૨ — | ૧ |
| ૧ — | ૧ |
| ૭૩ | ૧૬ |
| ઉપ૦ દિન | પાર૦ દિન |

| ચડતા | |
|---|---|
| ઉ૦ [ | પા૦ દિ૦ |
| ૧ — | ૧ |
| ૨ — | ૧ |
| ૧ — | ૧ |
| ૩ — | ૧ |
| ૨ — | ૧ |
| ૪ — | ૧ |
| ૩ — | ૧ |
| ૫ — | ૧ |
| ૪ — | ૧ |
| ૬ — | ૧ |
| ૫ — | ૧ |
| ૭ — | ૧ |
| ૬ — | ૧ |
| ૮ — | ૧ |
| ૭ — | ૧ |
| ૯ — | ૧ |
| ૮ — | ૧ |
| ૮૧ | ૧૭ |
| ઉપ૦ દિન. | પાર૦ દિન |

કેટલાક મુનિઓ મહા સિહનિ ક્રીડિત નામનો તપ કરે છે તેનો વિધિ આ પ્રમાણે—આ તપમા પણ લઘુ સિહનિ ક્રીડિતની જ જેમ એક એક ઉપવાસની વૃદ્ધિ અને પાછા મૂકેલા તપને કરવાનુ છે પરતુ અહીં સોળ ઉપવાસ સુધી ચડવાનુ છે, ત્યારપછી પૂર્વની જેમ ઉતરવાનુ છે આ તપમા ચાર સો ને સતાણુ ૪૯૭ તપના દિવસો અને એકસઠ ૬૧ પારણાના દિવસો થાય છે સર્વ મળી અઢાર માસ ને અઢાર દિવસો થાય છે

અષ્ટ અષ્ટમિકાને વિષે આઠ પંક્તિ હોય છે તેમા દરેક પંક્તિમા આઠ આઠ દિવસ હોય છે તેમા પહેલી પંક્તિમા દિવસે દિવસે એક એક દત્તિની વૃદ્ધિ કરવી બીજી પંક્તિમા બે દત્તિથી આરભીને આઠમે દિવસે એક દત્તિ લેવી ત્રીજી પંક્તિમા ત્રણ દત્તિથી આરભ કરવો તેથી છઠ્ઠે દિવસે આઠ દત્તિ, સાતમે દિવસે એક દત્તિ અને આઠમે દિવસે બે દત્તિ આવે છે ચોથી પંક્તિમા ચાર દત્તિથી પ્રારભ કરાય છે, પછી આઠ દત્તિ થઇ રહ્યા બાદ ફરીને એક દત્તિથી લેવુ એ પ્રમાણે દરેક પંક્તિએ વૃદ્ધિ પામતી દત્તિથી આરભ કરવો અને આઠ દત્તિ થઈ રહ્યા પછી ફરીને એક દત્તિથી લેવુ આ રીતે કરવાથી આઠમી પંક્તિમા પહેલે દિવસે આઠ દત્તિ અને ત્યારપછી એક દત્તિથી આરભ કરવો આ રીતે આઠ અષ્ટમિકા ચોસઠ ૬૪ દિવસે પૂર્ણ થાય છે તેનો યત્ર—

| પંક્તિ | દત્તિ |
|---|---|
| ૧ | ૧ — ૨ — ૩ — ૪ — ૫ — ૬ — ૭ — ૮ |
| ૨ | ૨ — ૩ — ૪ — ૫ — ૬ — ૭ — ૮ — ૧ |
| ૩ | ૩ — ૪ — ૫ — ૬ — ૭ — ૮ — ૧ — ૨ |
| ૪ | ૪ — ૫ — ૬ — ૭ — ૮ — ૧ — ૨ — ૩ |
| ૫ | ૫ — ૬ — ૭ — ૮ — ૧ — ૨ — ૩ — ૪ |
| ૬ | ૬ — ૭ — ૮ — ૧ — ૨ — ૩ — ૪ — ૫ |
| ૭ | ૭ — ૮ — ૧ — ૨ — ૩ — ૪ — ૫ — ૬ |
| ૮ | ૮ — ૧ — ૨ — ૩ — ૪ — ૫ — ૬ — ૭ |

નવ નવમિકાને વિષે નવ પંક્તિઓ છે તેમા પહેલી પંક્તિમા પહેલે દિવસે એક દત્તિથી પ્રારભ કરવો, એ રીતે એક એક દત્તિ વધારતા નવમે દિવસે નવ દત્તિ ગ્રહણ કરવી આ પંક્તિમા મધ્ય દત્તિ પાચની સખ્યાવાળી છે ત્યાથી જ બીજી પંક્તિનો આરભ કરવો, અને નવ દત્તિ થઇ રહ્યા પછી ફરીથી એક દત્તિથી આરભ કરવો આ પ્રમાણે દરેક પંક્તિમા પૂર્વ પંક્તિની મધ્યમ દત્તિથી

ઉત્તર પંક્તિનો આરંભ કરવો એ પ્રમાણે નવ પંક્તિએ કરીને નવ નવમિકા એકાશી ૮૧ દિવસે પૂર્ણ થાય છે યંત્ર સસ સપ્તમિકા પ્રમાણે જાણવો

દશ દશમિકાને વિષે દશ પંક્તિઓ છે તેમા પહેલી પંક્તિમા એકથી આરંભીને દશમે દિવસે દશ દત્તિ ગ્રહણ કરવી બીજી પંક્તિ ઓમા અષ્ટ અષ્ટમિકાની જેમ એક એક દત્તિની વૃદ્ધિથી આરંભ કરવો અને દશ દત્તિ પછી ફરીથી એકથી આરંભ કરવો એ રીતે કરતા દશમી પંક્તિમા પહેલે દિવસે દશ દત્તિ આવે છે, ત્યારપછી એક દત્તિથી આરંભ કરતા દશમે દિવસે નવ દત્તિ આવે છે આ તપ સો ૧૦૦ દિવસે પૂર્ણ થાય છે

મોક પ્રતિમા— મોક એટલે પ્રસ્રવણ ( મૂત્ર ), તે નહી કરવાનો જે અભિગ્રહ કરવો તે મોકપ્રતિમા કહેવાય છે તેમા પ્રથમ આહાર કરીને પછી છ ઉપવાસનુ પ્રત્યાખ્યાન કરી ગામની બહાર જઇ અભિગ્રહ કરે કે-શરદ ઋતુ છતે પણ અથવા કોઈ ઉપસર્ગ કરે તોપણ મારે પ્રસ્રવણ કરવુ નહી આ મોટી મોક પ્રતિમા છે આની અપેક્ષાએ છ દિવસથી ઓછા ઉપવાસ કરી થોડા કાળનો અભિગ્રહ લેવો તે નાની મોક પ્રતિમા કહેવાય છે

યવમધ્ય ચંદ્રપ્રતિમા અને વજ્રમધ્ય ચંદ્રપ્રતિમાને કેટલાક મુનિઓ વહન કરે છે તેમા ચંદ્રકળાની વૃદ્ધિ તથા હાનિની અપેક્ષાએ જે અભિગ્રહ કરવો તે ચંદ્રપ્રતિમા કહેવાય છે, તે બે પ્રકારની છે યવમધ્યા અને વજ્રમધ્યા, તેમા શુકલ પક્ષના પડવાને દિવસે એક કવળ આહાર કરવો, બીજને દિવસે બે કવળ લેવા એ પ્રમાણે હમેશા એક એક કવળની વૃદ્ધિ કરતા પૂર્ણિમાને દિવસે પંદર કવળ આહાર કરવો ત્યારપછી કૃષ્ણપક્ષના પડવાને દિવસે પંદર કવળ લેવા, બીજને દિવસે ચૌદ લેવા એ રીતે હમેશા એક એક કવળ ઓછા કરતા છેવટ અમાવાસ્યાને દિવસે એક કવળ લેવો આ યવમધ્યા પ્રતિમા કહેવાય છે કેમકે યવ ( જવ ) મધ્ય ભાગે જાડો હોય છે, તેની જ જેમ આ પ્રતિમા મધ્ય ભાગે વધારે કવળ લેવાથી જાડી છે હવે વજ્રમધ્યા પ્રતિમાને વિષે પણ આજ વિધિ છે વિશેષ એટલો છે કે-કૃષ્ણપક્ષના પડવાને દિવસે શરૂ કરવાની છે તે દિવસે પંદર કવળ

લેવા ત્યાર પછી એક એક કવળની હાનિ કરતા અમાવાસ્યાને દિવસે એક કવળ લેવાનો આવે છે પછી શુકલપક્ષના પડવાને દિવસે એક કવળ લેવાનો છે, ત્યારપછી એક એક કવળ વધારતા પૂર્ણિમાને દિવસે પદર કવળ લેવાના છે આ અભિગ્રહમા મધ્ય ભાગે ઓછા કવળ છે અને બને બાજુએ ઘણા કવળ છે, તેથી આ વજ્રમધ્યા પ્રતિમા કહેવાય છે આવી પ્રતિમાઓને વહન કરનારા કેટલાક મુનિઓ છે તેઓ પોતાના આત્માને તે તે અભિગ્રહોવડે ભાવતા રહેલા છે

તે કાળે તે સમયે શ્રમણ ભગવાન શ્રીમહાવીરના શિષ્યોમા ઘણા સ્થવિર મુનિઓ ઉત્તમ જાતિવાળા છે, કુળવાન છે, બળવાન છે, રૂપ વિનય, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને લજ્જાવત છે, લાઘવને પામેલા છે–લાઘવ એટલે અ પ ઉપધિવાળાપણુ અથવા ત્રણ પ્રકારના ગૌરવ રહિતપણુ, તેને પામેલા છે, ઓજસ્વી–મનને નિયમમા રાખનારા છે, તેજસ્વી–શરીરની કાતિવાળા છે, વચસ્વી–વચનના સૌભાગ્યવાળા છે, યશસ્વી છે, ક્રોધ, માન, માયા અને લોભને જીતનારા છે, ઇંદ્રિયોને જીતનાર છે, નિદ્રાને જીતનાર છે, પરીસહોને જીતનાર છે, જીવવાની ઇચ્છા અને મરણના ભયથી રહિત છે, મહાવ્રતોને જ પ્રધાન ( મુખ્ય ) માનનારા છે, ગુણોને પ્રધાન માનનારા છે, કરણને પ્રધાન માનનારા છે, ચરણને પ્રધાન માનનારા છે, નિગ્રહને–અનાચારના નિષેધને પ્રધાન માનનારા છે, નિશ્ચયને–તત્ત્વના નિર્ણયને પ્રધાન માનનારા છે, આર્જવને પ્રધાન માને છે, માર્દવને પ્રધાન માને છે, લાઘવને–ક્રિડાકુશળતાને પ્રધાન માને છે, ક્ષાતિ ( ક્ષમા ) ને પ્રધાન માને છે, મુક્તિ ( નિર્લોભતા ) ને પ્રધાન માને છે, પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાને પ્રધાન માને છે, દેવ અધિષ્ઠિત મત્રોને પ્રધાન માને છે, વેદોને પ્રધાન માને છે, જો કે હાલમા ઋગ્વેદ વિગેરે વેદો મિથ્યાદૃષ્ટિઓએ ગ્રહણ કરેલા છે, તો પણ શ્રી ઋષભદેવ સ્વામીએ કહેલા વેદો અહીં જાણવા, અથવા વેદ એટલે આગમ જાણવા બ્રહ્મચર્યને પ્રધાન માને છે, નયને પ્રધાન માને છે, નિયમને પ્રધાન માને છે, સત્યને પ્રધાન માને છે, શૌચ એટલે દ્રવ્યથી લેપ રહિતપણુ અથવા નિર્દોષ સામાચારી, તેને પ્રધાન માને છે, મનોહર વર્ણવાળા એટલે સારી કીર્તિવાળા છે, લજ્જાવાળા છે, તપસ્વી છે,

શુદ્ધિવાળા છે, નિયાણા રહિત છે, અલ્પ ઉત્સુકતાવાળા એટલે ઉત્સુકતા રહિત છે, અબહિર્લેશ્યાવાળા છે, એટલે કે સંયમની બહાર તેમના મનની વૃત્તિ નથી, અપ્રતિ લેશ્યાવાળા એટલે બીજા જનોને વિષે ન હોય તેવી શુદ્ધ લેશ્યાવાળા છે, ઉત્તમ શ્રમણપણામા આસક્ત છે, ઇંદ્રિયોને દમન કરનારા છે, આજ નિગ્રંથ પ્રવચનને આગળ કરી એટલે તેને અનુસરીને વિચરે છે, તે મુનિઓ આત્મવાદને જિન સિદ્ધાંતને જાણનારા છે, શાક્યાદિક પરમતના વાદોને-સિદ્ધાંતોને જાણનારા છે, પ્રથમ આત્મવાદને-જિનસિદ્ધાંતને દૃઢ કરીને (ભણીને) નડવનને વિષે રમતા મદોન્મત્ત હાથીની જેમ નિરંતર પ્રશ્નોત્તરને કહેનારા છે, રત્નના કરંડીયા જેવા છે, કુત્રિકાની દુકાન જેવા છે એટલે કે ત્રણ ભુવનમા વર્તતા સમગ્ર પદાર્થોને આપનારા-બતાવનારા છે, અર્થાત્ સર્વના પ્રશ્નોત્તરો આપે છે, અન્ય મતના વાદીઓનો પરાભવ કરનારા છે, બાર અંગને જાણનારા છે, સમગ્ર ગણિપિટકને ધારણ કરનારા છે, સર્વ અક્ષરોના સમૂહને જાણનારા છે, સર્વ ભાષાના જ્ઞાનવાળા છે, જિન નહીં છતા જિન જેવા છે, જિનની જેમ સત્ય પ્રરૂપણા કરનારા છે અને સંયમ તથા તપવડે આત્માને ભાવતા છતા વિચરે છે

તે કાળે તે સમયે શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીના શિષ્યો સ્થવિર ભગવંતો ઈર્યાસમિતિવાળા, ભાષા સમિતિવાળા, એષણા સમિતિવાળા, આદાન ભાંડ પાત્ર નિક્ષેપણા સમિતિવાળા, ઉચ્ચાર પ્રસ્ત્રવણ ખેલ સિંઘાણ જલ્લ પરિષ્ઠાપનિકા સમિતિવાળા, મન ગુપ્તિવાળા, વચન ગુપ્તિવાળા, કાય ગુપ્તિવાળા, ઇંદ્રિયોને ગુપ્ત રાખનારા, બ્રહ્મચર્યને પાળનારા, મમતારહિતપરિગ્રહ-મૂર્છા રહિત, ગ્રંથિને છેદનારા, (આશ્રવ-દોષ રહિત), નિરૂપલેપ (કર્મ-લેપ રહિત), કાંસાના વાસણની જેમ રાગ (સ્નેહ) જળનો ત્યાગ કરનારા (નહીં સ્પર્શ કરનારા), શંખની જેમ નિરંજન, જીવની જેમ નહીં હણાયેલી ગતિવાળા, જાતિવંત કાંચનની જેમ સુંદર રૂપવાળા, અરિસાની જેમ પ્રગટ-નિર્મળ સ્વભાવવાળા, કાચબાની જેમ ઇંદ્રિયોને ગુપ્ત કરનારા, કમળના પત્રની જેમ પંકરૂપી પાપના લેપ રહિત, આકાશની જેમ આલંબન રહિત, વાયુની જેમ એક

સ્થાન રહિત, ચદ્રની જેમ સુદર લેશ્યાવાળા, સૂર્યની જેવા તેજસ્વી, સમુદ્રની જેવા ગભીર, પક્ષીની જેમ સર્વ પ્રકારે બધન રહિત, મેરૂ પર્વતની જેમ કપ રહિત, સરોવરના જળની જેમ શુદ્ધ હૃદયવાળા, ગેડાના શીંગડાની જેમ એકલા, ભારડ પક્ષીની જેમ પ્રમાદ રહિત, હાથીની જેમ પરાક્રમવાળા, વૃષભની જેમ બળવાળા, સિહની જેમ પરાભવ ન પામે તેવા, પૃથ્વીની જેમ સર્વ પરિસહ દુખ સ્પર્શને સહન કરનારા અને સારી રીતે હોમ કરેલા અગ્નિની જેમ તેજવડે દેદીપ્યમાન છે તે પૂજ્યોને કોઈ પણ ઠેકાણે પ્રતિબધ નથી તે પ્રતિબધ ચાર પ્રકાર કહ્યો છે, તે આ પ્રમાણે—દ્રવ્યથી ૧, ક્ષેત્રથી ૨, કાળથી ૩ અને ભાવથી ૪ તેમા દ્રવ્યથી સચિત્ત, અચિત્ત અને મિશ્ર સર્વ દ્રવ્યોને વિષે, ક્ષેત્રથી ગામમા, નગરમા, અરણ્યમા, ક્ષેત્રમા, ખળામા, ઘરમા કે આગણામા કાળથી સમય, આવલિકા વિગેરેથી લઈને બે બે માસની છ માસ સબધી ઋતુ અયન-વર્ષ અથવા બીજા કોઈ દીર્ઘકાળના સયોગને વિષે, ભાવથી ક્રોધ, માન, માયા, લોભ, ભય અને હાસ્ય એ સર્વને વિષે તેમને પ્રતિબધ નથી તે પૂજ્યો વર્ષાઋતુ વિના બીજા શીયાળા તથા ઉનાળાના આઠ માસ સુધી નાના ગામમા એક રાત્રિ રહે છે, નગરમા પાચ રાત્રિ રહે છે, વાસી અને ચદન જેવા એટલે કે વાસીવડે (વાસલા વિગેરે શસ્ત્રવડે) કોઈ છેદે તો દ્વેષ ન કરે અને ચદનથી પૂજા કરે તો રાગ ન કરે તેવા છે, પત્થર અને સુવર્ણને વિષે તુલ્ય બુદ્ધિવાળા, સુખ દુખને વિષે સમાન, આ લોક અને પરલોકની ઇચ્છા રહિત, સસાર સાગરના પારને પામનારા તથા કર્મરૂપી શત્રુનો નાશ કરવા માટે ઉદ્યમવત થયેલા વિચરે છે

આ સાધુ ગુણના વ્યાખ્યાનમા સાધુઓના ઘણા ગુણો હોય છે, તથા તે ગુણોના ભેદો પણ ઘણા છે, તે સર્વનુ વ્યાખ્યાન કરતા ગ્રથ ઘણો મોટો થઈ જાય અને તેથી કરીને કેટલાએક આળસુઓ આ ગ્રથને આદર કરે નહીં, તેથી અત્રે વિસ્તાર કર્યો નથી

આ ગ્રથમા પચ પરમેષ્ઠીના ગુણો વર્ણવ્યા છે, તેથી આ ગ્રથનુ નામ ગુણમાળા છે નવકાર મત્રનો જપ કરનાર મનુષ્યોએ પચ પરમેષ્ઠીના ગુણોનુ સ્મરણ થવા માટે આ ગ્રથ ભણવા તથા

સાભળવા યોગ્ય છે આ ગ્રંથ ભણવાથી તથા સાભળવાથી પાપનો ક્ષય થાય છે આ મંત્રથી ગ્રહેલા સિદ્ધચક્રનું સેવન કરવાથી મદન સુંદરી ( મયણાસુંદરી ) અને શ્રીપાળ રાજા વિગેરેની જેમ મન વાંછિતની સિદ્ધિ થાય છે તેમની કથા તથા તેના યંત્રની વિધિ શ્રીપાળ ચરિત્રમાથી જાણી લેવો આ નવકાર મંત્રનું સ્મરણ કરવાથી શિવકુમારની જેમ કેટલાએક ઘણી સંપત્તિ પામ્યા છે તેમાથી કેટલાકની કથાઓ લખીયે છીયે

કુસુમપુરમા ધન નામે શ્રેષ્ઠી હતો તેનો શિવકુમાર નામનો પુત્ર દ્યુતાદિકના વ્યસનવાળો થયો વ્યસનમાજ તેણે ધનનો ક્ષય કર્યો તેના પિતાએ વાર્યો છતા પણ તે સ્વેચ્છાથી વિચરતો હતો એકદા પિતા વ્યાધિથી ઘેરાયો, ત્યારે તેણે પુત્રને બોલાવી શીખામણ આપી કે-" હે પુત્ર ! મારા પરલોકમા ગયા પછી તું ઘણો દુખી થઈશ તેથી મારૂ એક જ વચન તું અંગીકાર કર તે એ કે પંચ પરમેષ્ઠી મંત્રને તું ગ્રહણ કર પછી તને કષ્ટ પ્રાપ્ત થાય ત્યારે તું તેનું સ્મરણ કરજે તેથી તારૂ કષ્ટ દૂર થશે " તે સાભળી પુત્રે પિતાના મુખથી તે મંત્ર ગ્રહણ કર્યો પછી તેનો પિતા પરલોકમા ગયો શિવે પિતાની પરલોક સંબંધી ક્રિયા કરી ત્યાર પછી પ્રથમ સેવેલા વ્યસનમા દેવું થવાથી તેની ચિંતાને લીધે નગરની બહારજ ભમવા લાગ્યો કોઈ વનવાસી ત્રિદંડીએ તેને પૂછ્યુ કે-" હે ભદ્ર ! તું ખેદ પામેલો અને દીન મુખવાળો થઈને વનમા કેમ ભમે છે ?" ત્યારે શિવે પોતાનું સત્ય વૃત્તાંત કહ્યું તે સાભળી ત્રિદંડીએ કહ્યુ કે-" તું ખેદ ન કર જો તું મારા કહેવા પ્રમાણે કરે તો તને અખુટ સંપત્તિ પ્રાપ્ત થાય " શિવે કહ્યુ-" તે શી રીતે ? " ત્રિદંડીએ કહ્યુ કે-" એક સંપૂર્ણ અવયવ વાળુ શબ લાવ બીજી સર્વ સામગ્રી મારી પાસે જ છે " ત્યારે લોભથી પરાભવ પામેલા તે શિવે કોઇ ઠેકાણેથી તેવુ શબ લાવીને તેને આપ્યુ, પછી ત્રિદંડીએ તેલથી ભરેલી એક મોટી કડાઈ ચૂલા ઉપર મૂકી, અને નીચે અગ્નિ સળગાવ્યો પછી તે અધમ તાપસે શિવને કહ્યુ કે-" તું આ શબને આખે શરીરે તેલ મસળ " શિવે પણ તેના કહેવા પ્રમાણે કર્યું તે વખતે ત્રિદંડી અરીઠાની માળા લઈ મંત્રનો જપ કરવા લાગ્યો ત્યારે શિવે વિચાર્યું કે-" આ દંડી મને ઓળખતો પણ નથી, મે પણ પ્રથમ કાઇ પણ

સેવા કરી નથી, તો કેમ તે મારા ઉપર અનુગ્રહ કરવા તત્પર થશે ? કદાચ મને જ ઉપદ્રવ કરી તે પોતાનુ કાર્ય સાધશે તો પછી મારૂ રક્ષણ કરનાર અહી કોણ છે ? હા ! હા ! હુ મહાકષ્ટમા પડ્યો છુ, હવે હુ શુ કરૂ ?" આ પ્રમાણે વિચારતા તેને પિતાનુ વચન સ્મરણમા આવ્યુ, તેથી કષ્ટનો નાશ કરવાના હેતુથી તે મનમા પચ પરમેષ્ઠીના નમસ્કાર મત્રનુ સ્મરણ કરવા લાગ્યો કેટલીક વેળાએ દડીના મત્રનો જપ પૂર્ણ થયો, તે વખતે તે શબ ઉભુ થવા લાગ્યુ, પરતુ નવકાર મત્રના પ્રભાવથી પાછુ તે જ સ્થિતિએ નીચે પડી ગયુ તે જોઇ દડીએ શિવને કહ્યુ કે-" અરે ! તુ શુ ધ્યાન કરે છે કે જેથી કાર્યની સિદ્ધિમા વિઘ્ન થયુ ?" શિવે કહ્યુ કે-" હુ તો કાઇ કરતો નથી " પછી ફરીથી દડી જપ કરવા લાગ્યો શિવ પણ નવકાર મત્રના પ્રભાવની પ્રતીતિ થવાથી તેને ગણવામા અત્યત સાવધાન થયો પછી દડીનો જપ પૂર્ણ થયો, ત્યારે પણ તે શબ ઉભુ થઈ તેજ રીતે પડી ગયુ દડીએ શિવને ઉપાલભ દીધો પરતુ શિવે તો ' હુ કાઇ કરતો નથી ' એવો જ જવાબ દીધો ફરીથી ત્રીજી વાર દડીએ જપ કરવા માડ્યો શિવ પણ નવકારનુ સ્મરણ કરવા લાગ્યો. જપ પૂર્ણ થયો, ત્યારે તે શબે ઉભા થઇ દડીને જ તેલની કડાઈમા નાખ્યો તેનો સુવર્ણ પુરૂષ થયો તે લઇ શિવકુમાર પોતાને ઘર આવ્યો, અને તે અખુટ સપત્તિ પામીને સુખી થયો સર્વ વ્યસનનો ત્યાગ કરી ધર્મમા આસક્ત થઇ સદ્ગતિ પામ્યો

ઇતિ શિવકુમાર દૃષ્ટાત

હવે ફરીથી નવકાર મત્રના માહાત્મ્ય ઉપર આકાશ ગામિની વિદ્યા સાધનાર ચોરની કથા કહે છે —

શ્રીપુરમા ધનપાળ નામે શ્રેષ્ઠી હતો તેને ધનમિત્ર નામે પુત્ર હતો તે કૌતુકથી આકાશગામિની વિદ્યા સાધવા ઉત્સુક થયો, તેથી તેણે કોઈ આચાર્ય મહારાજને પૂછ્યુ ત્યારે ગુરૂએ સર્વ વિદ્યાના મત્રના બીજરૂપ નવકાર મત્રને જાણીને તેને તે મત્ર આપ્યો અને તેની સાધનાનો વિધિ પણ આ પ્રમાણે કહ્યો -કૃષ્ણ પક્ષની ચૌદશને દિવસે ઉપવાસ કરી તે દિવસે અર્ધી રાત્રિએ વનમા જઇ વડ વૃક્ષ ઉપર કાચા સૂત્રનુ શીકુ બાધવુ, તેની નીચે પૃથ્વી પર કુ

કરી તેમા અગ્નિ સળગાવવો પછી વડની શાખા ઉપર બેસી આ મત્રનો એકસોને આઠ વાર જપ કરવો જપ થઇ રહે ત્યારે સાહસને ધારણ કરી કુદકો મારી શીંકા ઉપર પડવુ આટલુ કરવાથી આકાશગામિની વિદ્યા સિદ્ધ થશે આ પ્રમાણે સર્વ વિધિ મનમા ધારીને ધનમિત્ર વનમા જઇ વડની શાખા ઉપર કાચા સૂત્રનુ શીકુ બાધી તેની નીચે પૃથ્વીપર કુડ કરી તેમા અગ્નિ સળગાવી વડની શાખા ઉપર બેસી મત્રનો જપ પૂર્ણ કર્યો પછી શીંકા ઉપર પડવાને વખતે તેને ભય લાગ્યો કે–" હા ! હા ! મહાકષ્ટ છે જો કદાચ આ કાચા સૂત્રનુ શીકુ તુટી જાય તો હુ અગ્નિમા જ પડુ " આમ વિચારી વિદ્યા સાધ્યા વિના જ તે વડ ઉપરથી નીચે ઉતર્યો ફરીથી સાહસનુ અવલબન કરી ઉપર ચડી જપ પૂર્ણ કરી શીંકા ઉપર પડવાનો વખત આવ્યો ત્યારે ફરીથી ભય પામ્યો, તેથી ફરીથી નીચે ઉતર્યો એમ ત્રણ વાર તે ચડ્યો અને ઉતર્યો આ અવસરે કોઇ ચોર કોઇક ધનિકના ઘરમા પેસી રત્નના અલકારોની પેટી લઈને નાઠો તરતજ તે વૃત્તાત જાણી કોટવાળ તેની પાછળ દોડ્યો તેને આવતો જોઇ ચોર નાશીને વનમા આવ્યો ત્યા વડની નીચે પ્રકાશ જોઇ તેની પાસે આવ્યો ત્યા તેણે ધનમિત્રને વારવાર વડ ઉપર ચડવાનુ ઉતરવાનુ કારણ પૂછ્યુ ધનમિત્રે તને વિદ્યા સાધવાનુ કારણ કહ્યુ તે સાભળી ચોરે વિચાર્યુ કે–" આ અત્યત બીકણ જણાય છે ઉપકારીના વચન ઉપર પણ શકા કરે છે " એમ વિચારીને તેણે ધનમિત્રને કહ્યુ કે–" તમે મારા ગુરૂ થાઓ મને વિદ્યા આપો આ અલકારની પેટી ગુરૂ દક્ષિણા તરીકે તમે રાખો " તે સાભળી મત્રની પ્રતીતિ કરવાના હેતુથી ધનમીત્રે તેને મત્ર આપ્યો તે ચોરે તે દિવસે કાંઈપણ ખાધુ નહોતુ, તેથી તરતજ શાખા પર ચડી મત્રનો જપ કરી શીંકા ઉપર ઝપાપાત કર્યો તરત જ આકાશગામિની વિદ્યા સિધ્ધ થઇ તે આકાશમા રહીનેજ જોવા લાગ્યો તેટલામા કોટવાળે આવી ' આજ ચોર છે ' એમ ધારી ધનમિત્રને પકડ્યો, અને બાધીને વિટબણા પૂર્વક તેને લઈ જવા લાગ્યો તે ચોરે જોયુ તેથી તે આકાશમા રહીનેજ બોલ્યો કે—" હે લોકો !

આ ધનમિત્ર મારા ગુરૂ છે તેને કષ્ટ આપવાથી હુ તમને સર્વને કષ્ટ આપીશ તેથી તેને છોડી મૂકો મે ચોરેલુ ધન મે તેનેજ આપ્યુ છે તો પણ જો તે અર્ધ ધન આપે તો તે ભલે આપે" તે સાભળી કોટવાળ ભય પામ્યો તેથી ધનમિત્રને સત્કાર પૂર્વક ગામમા લાવ્યો

ઇતિ આકાશ ગામિનીવિદ્યાને સાધનાર ચોરનુ દષ્ટાત સમાપ્ત

## ફરીને નમસ્કારના માહાત્મ્ય ઉપર શ્રીમતીની કથા.

સૌરાષ્ટ્ર દેશમા કોઇ ગામને વિષે એક શ્રાવક હતો તેની પુત્રી **શ્રીમતી** નામની હતી તે કોઇ મિથ્યાત્વીને પરણાવી તે જિનેશ્વરની ભકત હોવાથી હમેશા પચ પરમેષ્ટીના મહામત્રનુ સ્મરણ કરતી હતી તેના સર્વ સાસરીયાએ ના કહ્યા છતા તેણે જૈન ધર્મ મૂકયો નહીં ત્યારે તેઓએ કોપ પામી વિચાર કર્યો કે— "જો આ મરે તો આપણે બીજી વહુ લાવીએ તેના પતિએ પણ તે વિચાર પસદ કર્યો પછી તેના પતિએ કોઇ ગારૂડિક પાસેથી કૃષ્ણ સર્પને લઇ એક ઘડામા નાખી તેનુ મુખ બધ કરી (ઢાકી) ગાઢ અધકારમા તે ઘડો મૂકયો બીજે દીવસે તેનો પતિ વિષ્ણુની પૂજા કરવા બેઠો તે વખતે તેણે શ્રીમતીને આજ્ઞા કરી કે ઓરડામા ઘડો છે, તેમા મે પુષ્પની માળા મૂકી છે, તે લાવ, કે જેથી પુષ્પ પૂજા થાય" તે સાભળી તેનુ વચન અગીકાર કરી શ્રીમતી ઓરડામા ગઇ ઘડાનુ ઢાકણુ દૂર કરી "ૐ नमो अरिहंताणं" એમ બોલી ઘડામા હાથ નાખી પુષ્પની માળા લાવીને જેટલામા તે પતિને આપે છે, તેટલામા તે પતિએ કૃષ્ણ સર્પજ જોયો તેથી તે ભય પામીને મનમા વિચારવા લાગ્યો કે—"અહો! આનો ધર્મજ શ્રેષ્ટ છે" એમ વિચારી તેણે પ્રિયાના મુખથીજ જૈનધર્મ અગિકાર કર્યો

ઇતિ શ્રીમતીનો દષ્ટાત સમાપ્ત

## નવકાર મત્રનાજ માહાત્મ્ય ઉપર ગોવાળની કથા.

**પાટલીપુર** નામના નગરમા **શ્રીકાત** નામે શ્રેષ્ઠી હતો, તેને એક બાલ્યવયવાળો દાસ હતો, તે વનમા શ્રેષ્ઠીની ગાયોના વાછરડા ચારતો હતો, એકદા તે ગોપાળે વનમા કાયોત્સર્ગે રહેલા એક ચારણ મુનિને જેયા, તરતજ તે મુનિ કાયોત્સર્ગને પારી બે હાથવડે

જઘાનો સ્પર્શ કરી "ॐ नमो अरिहंताणं" એમ બોલી આકાશમા ઉડ્યા, તે વૃત્તાત જોઇ બાળક ગોવાળે જાણ્યું કે-"મને આકાશગામિની વિદ્યા પ્રાપ્ત થઇ " પછી તે બાળક ક્રીડા કરતો નદીને સામે કાંઠે ગયો, અને વાછરડાઓ આ તરફને કાંઠેજ ચરતા હતા, તેવામા પર્વતના શિખર ઉપર વૃષ્ટિ થવાથી અકસ્માત નદીમા પૂર આવ્યુ, તે જોઇ દાસે વિચાર્યું કે—"અહીંથી ઉડી સામે કાંઠે જઈ વાછરડાઓને ઘેર લઇ જાઉં " એ પ્રમાણે બાળબુદ્ધિથી વિચાર કરી નવકારનુ પદ બોલી નદીમા ઝપાપાત કર્યો, તે વખતે પૂરમા તણાઇને આવેલા કાંટાના સમૂહમા તે પડ્યો, તેનું શરીર ચોતરફથી વીંધાઈ ગયું, અને તે મરણ પામ્યો, ત્યાથી મરીને તે શ્રીકાંત શ્રેષ્ઠીનાજ પુત્રપણે ઉત્પન્ન થયો તેનું નામ સુદર્શન પાડ્યુ, વૃદ્ધિ પામી તે સુદર્શન શેઠ શીળવાન, રૂપવાન, અને ધનવાન તરીકે પ્રસિદ્ધ થયો તેને રાજાના પુરોહિતની સાથે મૈત્રી થઇ હતી એકદા પુરોહિતની સ્રીને સુદર્શનનુ રૂપ જોઇ તેની કામના થઇ, તેથી તેણીએ દાસીને મોકલી "તમારો મિત્ર તમને બોલાવે છે " એમ કપટ કરી શ્રેષ્ઠીને પોતાને ઘેર બોલાવ્યો, તેને એકાંતમા લઇ જઇ તેણીએ ભોગને માટે પ્રાર્થના કરી શ્રેષ્ઠીએ પોતાના શીળની રક્ષા માટે જવાબ દીધો કે-"હે ભદ્રે ! હુ તો નપુસક છુ મારે પુત્રો છે પરતુ તે કોઇક માયાથી થયેલા છે ( બીજા પુરુષથી થયેલા છે ) તે સાભળી પુરોહિતની પ્રિયાએ ખેદ પામી તેને રજા આપી એકદા કોઇ મહોત્સવ હોવાથી ઉદ્ઘોષણા કરાવીને રાજાએ સર્વ પુરુષોને વનમા બોલાવ્યા તે વખતે સુદર્શન શેઠે પોતાના પુત્રોને રાજાની આજ્ઞા પાળવા માટે હુકમ કર્યો ત્યારે તેઓ આડબર પૂર્વક વનમા જવા નીકળ્યા તેમને રાજાની પટ્ટરાણી અભયાએ જોયા, અને પોતાની પાસે બેઠેલી પુરોહિતની પત્નિ કે જે પોતાની સખી હતી તેને કહ્યુ કે-"હે સખી ! સુદર્શન શેઠના સર્વે પુત્રો અત્યત રૂપવાળા છે કારણ કે પુત્રો પિતાની જેવા હોય છે એમ કહેવાય છે " તે સાભળી પુરોહિતની પત્નિએ કહ્યુ કે-" આ પુત્રો તો બીજા પુરુષથી ઉત્પન્ન થયા છે કારણ કે શેઠ તો નપુસક છે તેથી તેનાથી ઉત્પન્ન થયેલા આ પુત્રો નથી " રાણીએ પૂછ્યુ-"એ તે શી રીતે જાણ્યું ? " તેણીએ કહ્યુ-"મે તેની પરીક્ષા કરી

છે તેણે પોતાના મુખથી જ પોતાનુ નપુસકપણુ કહ્યુ છે ” તે સાભળી રાણી હસીને બોલી કે-“ હે સખી! તને તેણે છેતરી છે તુ તેનુ રહસ્ય જાણતી નથી તે તો મહા પુરૂષાર્થી છે હુ તને પ્રત્યક્ષ દેખાડીશ ” એમ કહી રાણીએ દાસીઓને મોકલી તે વખતે શ્રેષ્ઠી પોતાને ઘેર જ સામાયિક લઇને કાયોત્સર્ગે રહેલો હતો તેનુ હરણ કરી દાસીઓ તેને રાજમદિરમા લઇ ગઇ રાણીએ ભોગને માટે તેની પ્રાર્થના કરી, તથા તેને આલિગન કર્યું, તોપણ તેણે શીળ રૂપી બખ્તર પહેર્યુ હતુ, તેથી તે લેશ પણ ક્ષોભ પામ્યો નહી રાણી ઘણે પ્રકારે તેને ક્ષોભ પમાડવા લાગી, પરતુ તે તો મેરૂ પર્વતની જેમ જરા પણ કપાયમાન થયો નહી આ પ્રકારે કરતા છતા રાણીની ઇચ્છા પૂર્ણ ન થઇ, ત્યારે સ્રી ચરિત્રમા કુશળ તે રાણીએ પોતાના નખ વડે પોતાનુ શરીર વિદારી ‘ અરે! સીપાઇઓ! દોડો દોડો ’ એ પ્રમાણે બુમ પાડી તે કોલાહલ સાભળી રાજા તત્કાળ ત્યા આવ્યો તેણે શ્રેષ્ઠીનો અપરાધ સાભળી ક્રોધ પામીને તેને શૂળી પર ચડાવવાની આજ્ઞા આપી રાજાના સેવકોએ તેને શૂળી પર ચડાવ્યો તે વખતે શાશન દેવતાઓએ તે શૂળીને જ સિહાસનરૂપ કરી આકાશમા રહી અભયા રાણીનોજ દોષ પ્રગટ કર્યો તે વૃત્તાત જાણી રાજા તત્કાળ શૂળી પાસે આવ્યો, શ્રેષ્ઠીનો સત્કાર કર્યો, અને તેની પાસે ક્ષમા માગી પછી સુદર્શન શ્રેષ્ઠીએ ઘેર આવી તરત જ દીક્ષા લીધી અનુક્રમે નિરતિચાર ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયો

## ઈતિ વાછરડાને ચારનાર ગોવાળનુ દષ્ટાત સમાપ્ત.

## તેજ મત્રના મહાત્મ્ય ઉપર જિનદાસ શ્રેષ્ઠીની કથા.

શ્રીકાતા નામની નગરીમા જિતશત્રુ નામે રાજા હતો એકદા માળીએ તેને એક બીજોરૂ આણીને આપ્યુ તે ફળ અત્યત સુદર અને સુગધિ હતુ તે ફળ રાજાએ ખાધુ, તો અત્યત સ્વાદિષ્ટ લાગ્યુ, તે ખાવાથી રાજાનુ બળ અને પુરૂષપણુ ( વીર્ય ) અત્યત પુષ્ટ થયુ તેથી રાજાએ માળીને બોલાવીને પૂછ્યુ કે-“ તે ફળ તુ કયાથી લાવ્યો હતો ? ” તેણે કહ્યુ મહારાજ! નદીના પ્રવાહમા વહેતુ આવતુ તે ફળ મે લીધુ હતુ તે ફળ કયાથી આવે છે ?

તેની શોધ કરવાની ઇચ્છાથી મે નદીના પ્રવાહની સામે ચાલતા ચાલતા ઘણે દૂર વિકટ પર્વત ઉપર દ્વાર રહિત કિલ્લાથી વીંટાયેલો એક દેવનો આરામ જોયો તે ઉદ્યાનમા બીજોરાના વૃક્ષો ઘણા ઉચા અને ફળોથી મનોહર હતા તે ફળ લેવાની ઇચ્છાથી હુ નીસરણી મૂકી તે કિલ્લાની ભીંત પર ચડવા લાગ્યો તે વખતે દેવવાણી થઇ કે 'જો તુ આવીશ તો મરીશ ' તે સાભળીને હુ નાશી આવ્યો " આ પ્રમાણે સાભળી રસમા લુબ્ધ થયેલા રાજાએ એક પુરૂષને આજ્ઞા આપી કે—"કોઇપણ પ્રકારે તે ફળ લાવ " ત્યારે તે પુરૂષે કોઇ પણ ઉપાયથી તે ઉદ્યાનમા પ્રવેશ કરી ફળને ગ્રહણ કરી સમીપે વહેતી નદીમા નાંખ્યુ તે વહેતુ વહેતુ નગરી પાસે આવ્યુ, તેને રાજપુરૂષોએ લઇ લીધુ તે પુરૂષને દેવે મારી નાખ્યો આ વૃત્તાતથી સર્વ લોકો ત્રાસ પામ્યા, અને કોઇએ પણ તે ફળ લાવવાનુ કાર્ય કરવા હા પાડી નહીં ત્યારે તે ફળના રસમા લુબ્ધ થયેલા રાજાએ કાગળમા સર્વ પૌરજનોના નામ લખ્યા પછી જે દિવસે જેનુ નામ આવે તે દિવસે તે માણસ ત્યા જઇ મરીને પણ તે બીજોરાના ફળને નદીમા મૂકે આ પ્રમાણે હમેશા કરતા એકદા જિનદાસ નામના શ્રેષ્ઠીનો વારો આવ્યો ત્યારે તે પણ દેવપૂજા કરીને સાગારિક અનશન ગ્રહણ કરી તે ઉદ્યાનમા જઈ " ॐ नमो अरिहंताणं ' એમ બોલી જેવામા ફળ લેવા તૈયાર થયો, તેટલામા તેના ધર્મથી સતુષ્ટ થયેલા દેવે તેને કહ્યુ કે—" હે જિનદાસ ! તે મોટુ સાહસ કર્યુ છે તેથી તુ ઇષ્ટ વરદાન માગ " શ્રેષ્ઠીએ કહ્યુ ફળ આપો, અને મનુષ્યોની હિંસાનો ત્યાગ કરો " ત્યારે દેવ બોલ્યો કે—" બીજા સર્વ મનુષ્યો સુખેથી રહો આ ફળ હમેશા તારે ઘેર જ હુ લાવીશ તને પણ શ્રમ ન થાઓ " એમ કહી તેને ફળ આપ્યુ શ્રેષ્ઠીએ પણ તે ફળ લાવીને રાજાને આપ્યુ રાજાએ કુશળતાનુ વૃત્તાત પૂછ્યુ શ્રેષ્ઠીએ પણ સત્ય વૃત્તાત નિવેદન કર્યું તે સાભળી રાજા તથા પૌરજનો સર્વે હર્ષિત થયા સર્વેએ તેનુ સન્માન કર્યું ત્યારપછી શ્રેષ્ઠી પ્રવ્રજ્યા લઇ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયો

ઇતિ જિનદાસ શ્રેષ્ઠીનો દૃષ્ટાત સમાપ્ત

## આ મંત્રના પ્રભાવ ઉપર હુંડિક યક્ષની કથા.

કુસુમપુર નામના નગરમા અરિમર્દન નામે રાજા હતો તે નગરમા અર્હદ્દાસ નામે શ્રેષ્ઠી અતિધાર્મિક હતો તે નગરમા ચંડપિંગલ નામનો ચોર હતો તે દિવસે સાહુકારને વિષે ભમતો અને રાત્રે ચોરી કરતો. તેને એક ગણિકાની સાથે પ્રીતિ હતી, તેથી તે જે જે વસ્તુ ચોરીને લાવતો તે તેનેજ આપતો હતો. એકદા તે ચોર કાંઇ પણ મિષથી રાજમંદિરમા પેઠો ત્યાથી પટ્ટરાણીના રત્ન જડિત આભૂષણોની ભરેલી એક પેટી ચોરીને ઉપાડી તે લઇને તેણે વેશ્યાને આપી રાણીએ રાજાને પેટી ચોરાયાની વાત કરી રાજાએ ઘણી રીતે ચોરની તપાસ કરી, પરંતુ કાંઇ પણ પત્તો લાગ્યો નહીં એકદા કોઇ ઉત્સવ હોવાથી નગરની સર્વ સ્ત્રીઓ પોતપોતાના અલંકારોવડે શરીરને શણગારી ગીત ગાતી બહાર નીકળી તે અવસરે તે વેશ્યા પણ રાણીના આભૂષણો પહેરી બહાર જતી હતી, તેવામા રાણીની દાસીઓએ તેને જોઇ, અને તે ઘરેણા ઓળખી તેઓએ પોતાની સ્વામિનીને કહ્યુ રાણીએ રાજાને કહ્યું રાજાએ વેશ્યાને બોલાવી ધમકી આપી, ત્યારે વેશ્યાએ ચંડપિંગલ નામના ચોરને બતાવ્યો. તેથી રાજાએ તે ચંડપિંગલને પકડી શૂળીએ ચડાવવાનો હુકમ કર્યો રાજસેવકોએ તેને શૂળી પર ચડાવ્યો તે ચોરના બીજા સહાયકો કોણ કોણ છે ? તે જાણવા માટે રાજાએ ગુપ્ત રીતે સેવકોને રાખ્યા હતા તે વખતે અર્હદ્દાસ કોઇ કાર્યને માટે બહાર જતો હતો તેને ચોરે જોઇ દીનવાણી વડે પોકાર કરી કહ્યુ કે–" હે મહાત્મા ! તમે દયાળુ છો માટે મને પાણી પાઓ " શ્રેષ્ઠીએ તેની અંત્ય અવસ્થા જાણીને 'આની સદ્ગતિ થાઓ' એવી ઇચ્છાથી તેને કહ્યુ કે–" અરે ! જો તું મારા કહ્યા પ્રમાણે કરે તો હું તને પાણી પાઉં " તેનું વચન ચોરે અંગીકાર કર્યું ત્યારે શ્રેષ્ઠીએ તેની સમીપે આવી તેને નવકાર મંત્ર આપ્યો. ચોરે શ્રેષ્ઠીને નમસ્કાર કર્યો, અને તે પાણી પીને મરણ પામ્યો તે મરીને નમસ્કારના પ્રભાવથી હુંડિક નામનો યક્ષ થયો. આ સર્વ વૃત્તાંત ગુપ્ત રહેલા રાજસેવકોએ જોઇ રાજાને જણાવ્યો કે–" હે સ્વામી ! તે ચોરે અર્હદ્દાસને ઘેર કાંઇક ધન મૂક્યું હશે, તેથી તે ચોરે તેની સાથે ઘણા વખત સુધી ખાનગી

ચાતો કરી છે " તે સાભળી રાજાને ક્રોધ આવ્યો અને શેઠને પણ શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો ત્યારે રાજસેવકો શ્રેષ્ઠીને વધસ્થાન તરફ લઇ ચાલ્યા તે વખતે તત્કાળ ઉત્પન્ન થયેલા તે દેવે અવધિ જ્ઞાન વડે જાણ્યું કે-" અહો ! મને સદ્‌ગતિ પમાડનાર મારા ગુરૂને મારા અપરાધથી શૂળીએ ચડાવે છે " તે જોઇ તેણે આખા નગર ઉપર એક મોટી શિલા વિકુર્વી આકાશમા રહી કહ્યું કે-" આ શ્રેષ્ઠી મને સદ્‌ગતિ આપનાર મારા ગુરૂ છે હું ચોર છુ આ શ્રેષ્ઠીએ મને મંત્ર આપ્યો હતો, તેના પ્રભાવથી હું દેવ થયો છુ જો આને કાંઇ પણ કષ્ટ આપશો તો હું આ શિલાથી આખા નગરને દાબી મારીશ " તે સાભળી ભય પામેલા રાજાએ શ્રેષ્ઠીના પગમા પડી તેનો સત્કાર કરી પોતાનો અપરાધ ખમા યો તે જોઇ દેવ પોતાને સ્થાને ગયો ત્યારપછી શ્રેષ્ઠી પ્રવ્રજ્યાને ગ્રહણ કરી સદ્‌ગતિ પામ્યો

ઇતિ હુડિક યક્ષનો દૃષ્ટાત સમાપ્ત

આ પ્રમાણે નવકાર મંત્રના માહાત્મ્યના ઘણા દૃષ્ટાતો છે તે અન્ય ગ્રંથોમાથી જાણી લેવા આ પ્રમાણે આ ગ્રંથમા પાચે પરમેષ્ઠીના મળીને એકસો ને આઠ ગુણો વર્ણવ્યા હવે ગુણનો પ્રસંગ હોવાથી નવકાર મંત્રનું સ્મરણ કરનાર શ્રાવકોના એકવીશ ગુણોનું વર્ણન કરે છે —

## શ્રાવકોના એકવીશ ગુણો—

धम्मरयणस्स जुग्गो, अखुद्दो[1] रूववं[2] पगइसोमो[3] ।
लोगप्पिओ[4] अक्रूरो[5], भीरू[6] असढो[7] सुदक्खिन्नो[8] ॥१॥
लज्जालुओ[9] दयालू[10], मज्झत्थो[11] सोमदिट्ठि[12] गुणरागी[13]।
सक्कह सुपक्खजुत्तो[14], सुदीहदंसी[15] विसेसन्नू[16] ॥ २ ॥
वुड्ढाणुगो[17] विणीओ[18], कयन्नुओ[19] परहियत्थकारी य[20] ।
तह चेव लद्धलक्खो[21] इगवीसगुणो हवइ सड्ढो ॥ ३ ॥

વ્યાખ્યા—ધર્મરૂપી રત્નને યોગ્ય શ્રાવક એકવીશ ગુણવાળો હોય છે એટલે કે જેને આ એકવીશ ગુણો હોય તે શ્રાવક ધર્મરત્નને યોગ્ય છે તે ગુણો આ પ્રમાણે—અક્ષુદ્ર-ક્ષુદ્ર પરિણામ રહિત એટલે કોઇને પણ છેતરે નહી, અને હંમેશા ન્યાય માર્ગે જે ધન મળે

તેનાથી જ સતોષ માને તે ૧ રૂપવાન-પાચે ઇંદ્રિયો પરિપૂર્ણ હોય અને રોગ રહિત હોય તે તેવો સુદર આકૃતિવાન રૂપવાન માણસ પ્રાયે કરીને લોકોમા સત્કાર પામે છે ૨ પ્રકૃતિસૌમ્ય-સરળ સ્વભાવ વાળો એટલે શાન્ત મૂર્તિવાળો ૩ લોકપ્રિય -લોકોને પ્રિય અને દાનાદિકમા સ માન પામેલો ૪ અક્રૂર-અન્યનો દ્રોહ નહી કરનાર ૫ ભીરૂ-ભયવાળો એટલે કે સસારથી કે પાપથી ત્રાસ પામેલો ૬ અશઠ-શઠતા રહિત એટલે ડહાપણવાળો ૭ સુદાક્ષિણ્ય-સર્વ ઉપર પ્રેમ રાખે, પોતાનુ કામ છોડીને પણ બીજાનુ કાર્ય સાધી આપે ૮ લજ્જાળુ-અશુભ કાર્ય કરતા લજ્જા પામે ૯ દયાળુ-ત્રસ અને સ્થાવર સર્વ જતુઓની રક્ષા કરનાર. ૧૦ મધ્યસ્થ-સર્વ ઠેકાણે રાગદ્વેષ રહિત ૧૧ સોમદૃષ્ટિ-જોવાથી જ સર્વ લોકોને આનદ આપનાર અર્થાત્ શીતળ દૃષ્ટિવાળો ૧૨ ગુણરાગી-ગુણનો જ પક્ષ પાત કરનાર ૧૩ સત્કથા સ્વપક્ષયુક્ત-સારી કથામા પોતાનો પક્ષ કરનાર, અસત્કથા કરનાર પરપક્ષનો ત્યાગ કરનાર અથવા જેમા સારી કથા હોય એવા પોતાના પક્ષવડે યુક્ત ૧૪ સુદીર્ઘદર્શી-કાર્ય કરતા પહેલા ઘણો વિચાર કરનાર, પરતુ શીઘ્રપણે ઉત્સુક થાય નહી ૧૫ વિશેષજ્ઞ-ગુણ અને અગુણના વિવેકવાળો ૧૬ વૃદ્ધાનુગ-માતા, પિતા, ગુરૂ વિગેરે વૃદ્ધજનોને અનુસરનાર-તેમનો વિનય કરનાર ૧૭ વિનીત-ગર્વ રહિત હોવાથી સર્વનો યથાયોગ્ય વિનય કરનાર ૧૮ કૃતજ્ઞ-કોઇએ અ પ ઉપકાર કર્યો હોય તેને પણ જાણનાર ૧૯ કહ્યુ છે કે-

" सन्तस्तृणोत्सारणमुत्तमाङ्गात्, सुवर्णकोट्यर्पणमामनन्ति ।
शीर्षप्रयेनापि कृतोपकारा', खला' पर वैरमिवोद्वहन्ति ॥ "

" કોઇએ મસ્તકમાથી એક તૃણ પણ કાઢયુ હોય તો સ પુરૂષો કોટી સુવર્ણ આપ્યા જેવુ માને છે અને ખળ પુરૂષ તો પોતાનું મસ્તક આપીને પણ ઉપકાર કર્યો હોય તો પણ તે જાણે મોટુ વેર કર્યુ હોય એમ માને છે "

પરહિતાર્થકારી—જે પ્રકારે પરનુ હિત થાય તેવીજ રીતે કાર્ય કર નાર ૨૦ તથા લબ્ધલક્ષ-ઇંગિત (આકાર) અને ચેષ્ટાવડે બીજાના મનના અભિપ્રાયને જાણ નાર ૨૧ આ પ્રમાણે શ્રાવકોના એકવીશ ગુણો કહ્યા

--:o:--

# પ્રશસ્તિ



આ ગુણમાળા નામનો ગ્રંથ સંવત ૧૮૧૭ ના વર્ષે આશ્વિન માસની શુક્લ દશમી ( વિજ્યા દશમી ) ને દિવસે પૂર્ણ કર્યો છે શ્રી ખરતર ગચ્છના નાયક, શ્રી જિનભક્તિ નામના સૂરિની ભક્તિ કરનાર અને સિધ્ધાતના રહસ્યના નિધાનરૂપ શ્રીજિનલ્રાભ નામના સૂરિ જય પામો જેના મુખમાથી નીકળેલી વાણી મધુરતાએ કરીને બૃહસ્પતિની વાણીને પણ તુચ્છ કરે છે, તે યશવડે જગતને ઉજ્વળ કરનાર શ્રી જિનલાભ સૂરીંદ્ર જય પામો ઉપાધ્યાય શ્રી ક્ષેમ કીર્તિની પાટે શ્રી જિનહર્ષ નામના મુનિરાજ થયા, તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રી સુખવર્ધન નામે પ્રસિદ્ધ હતા તેમના શિષ્ય દયા ગુણથી પ્રસિદ્ધિને પામેલા શ્રી દયાસિંહ નામના ઉપાધ્યાય થયા. તેમના ચરણકમળની રજથી પોતાના મસ્તકને રંગનાર આ રામવિજય નામના પાઠકે (ઉપાધ્યાયે) કૃપાળુ શ્રી જિનલાભસૂરિની આજ્ઞાથી આ ગુણમાળા નામનો ગ્રંથ રચ્યો છે તે સત્પુરૂષોના કંઠપીઠ ઉપર ઉલ્લાસ પામો તે રામવિજયનો આ પ્રયાસ શ્રી જેસલમેરના ગિરિ ઉપર રહેલા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના પ્રસાદથી સફળ થયો

इति श्री गुणमाला प्रकरण
समाप्त

શ્રી

# આત્માનન્દ પ્રકાશ.



જૈન કોમમા અતિ ફેલાવા સાથે પ્રખ્યાતિ પામેલુ આ માસિક આ સભા તરફથી વીશ વર્ષ થયા પ્રતિમાસે પ્રગટ કરવામા આવે છે તેમા આવતા ધાર્મિક, વ્યવહારિક અને નૈતિક સબધી ઉત્તમ લેખોથી આપણી કોમમા પ્રસિદ્ધ થતા માસિકોમા તે પ્રથમ પક્તિ ધરાવે છે દર વર્ષે તેના ગ્રાહકોને વાચનનો બહોળો લાભ આપવા સાથે, વર્ષ પૂર્ણ થતા પહેલા નવીન દ્રવ્યાનુયોગ વગેરેના વિષયથી ભરપૂર એક ઉત્તમ ગ્રથ સુદર બાઇન્ડીંગથી અલકૃત કરી દર વર્ષે ભેટ આપવામા આવે છે એકજ પદ્ધતિએ આવી ભેટનો લાભ દરવર્ષે આ માસિકજ આપે છે હાલમા તેનુ વીશમુ વર્ષ ચાલે છે દરેક માસિક અને પેપરવાળાએ સખ્ત મોઘવારીના સબબે લવાજમ વધાર્યુ છતા અમોએ સમાજને ઉદારતાથી વાચનનો લાભ આપવા તેનુ તેજ લવાજમ રાખ્યુ છે અને ભેટની બુક ઘણીજ મોટી દરવર્ષે આપવાનો ક્રમ ચાલુ રાખ્યો છે, તેથી ગ્રાહકોની સખ્યા વધતી જાય છે, વળી ગુરૂભક્તિ નિમિત્તે નીકળતા આ માસિકની લઘુવય છતા ગ્રાહકોની બહોળી સખ્યા તેજ તેની ઉત્તમતાનો પુરાવો છે વાર્ષિક મૂલ્ય રૂ ૧-૦-૦ પોસ્ટેજ પાચ આના રાખવામા આવેલ છે તેના પ્રમાણમા લાભ વિશેષ છે નફો જ્ઞાન ખાતામા વપરાય છે, જેથી દરેક જૈન બધુઓએ તેના ગ્રાહક થઇ અવશ્ય લાભ લેવા ચુકવુ નહિ

